












# શ્રી દંડકાવબોધ ગ્રંથ



છપાવી પ્રસિધ્ધ કરનાર

**શ્રી. શામજી વેલજી વીરાણી**

અને

**શ્રી. કડવીબાઈ વીરાણી સ્મારક ટ્રસ્ટ**

૬, દિવાનપરા, રાજકોટ

તરફથી ભેટ.

કર્તા–પ્રજ્ઞાશીલ

# મહારાજ શ્રી માણેકચંદ્રજી સ્વામી

સંપાદક

આઠકોટી મોટા પક્ષના પૂજ્ય આચાર્યશ્રી કર્મસિંહજી
સ્વામીના શિષ્ય મહારાજ શ્રી રામચંદ્રજી સ્વામી.


પ્રકાશક : : મુદ્રણસ્થાન
જયંતિલાલ દેવચંદ મહેતા
જય ભારત પ્રેસ
ગઢ રાંગે પાસે–રાજકોટ.

વીર સંવત ૨૪૮૫
વિક્રમ સંવત ૨૦૧૫
પ્રત ૪૦૦ ચારસો.

પડતર કિંમત
રૂા. ૩–૦–૦

અર્ધી કિંમત
રૂા. ૧–૮–૦

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના.

આત્મા અનાદિ કાળથી સંસાર રૂપી જેલમા નાના વિધ કર્મોના ગુન્હારૂપ બંધન–શિક્ષાઓને, સંસાર જેલમાં પરિભ્રમણ રૂપે ભોગવ્યા કરે છે.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર–અધ્યયન ૩–ગાથા ૩–૪ અર્થાત્. આત્મા એક વખત દેવ થાય તો એ જ આત્મા કોઈ વખતે નારકી પણ પામે કોઇ વખતે તે અશુરપણું પામે તો કોઈ વખતે ઇતર ગતિમાં ઉત્પન્ન થાય એમ જે જે પ્રકારના કર્મ બંધનો હોય તે પ્રકારે ગતાનુ ગતિપણુ કર્યા કરે. વળી મનુષ્યપણામાં કોઇ વખતે ક્ષત્રીય કુળમાં, તો કોઈ વખતે ચંડાળ અથવા બકુશ (વર્ણશંકર) કુળમાં ઉત્પન્ન થયો વળી કોઈ વખતે કીડા પણે તો કોઇ વખતે પતંગીઆ પણે તો કોઈ વખતે કુંથુઆ પણે કે કોઇ વખતે કીડી પણે. એમ અનેકાનેક જન્મ જન્માતરો કરતા સ્થૂલ સુખ દુઃખનો અનુભવ કરે છે અને અનેક પ્રકારનાં દંડ ભોગવે છે–માર ખાય છે.

એ મારખાવો–ચાર ગતિમા રખડપટી કરવી તેનુ નામ જ દંડાવું. અને તે દંડાવાના સ્થાનો–ચાર ગતિમા ૨૪ છે, તેને ચોવીસ દંડક કહે છે તે દંડકનુ જ્ઞાન કરવું એ સ્થાનની ઓળખાણ જેનાથી થાય, એનુ નામ **દંડકાવબોધ.**

દંડકાવ બોધની શરૂઆતમા જ વિદ્વાન લેખક કહે છે કેઃ—

**दंडयते जीवा यास्मिन् सदंडकः**

અર્થાત્–જ્યા જીવ–આત્મા અનેક પ્રકારના સુખદુઃખથી દંડાય છે. તે દંડક

આત્માને દંડાવાનુ કારણ કર્મના બંધનો જ્યા સુધી આત્મા કર્મમેલ સહિત છે કર્મના બંધનોથી બંધાએલ છે, ત્યાંસુધી તેને સંસાર પરિભ્રમણ ચોકસ છે એ પરિભ્રમણ કરાવનાર કર્મ બંધનના બીજ તો શ્રી વીતરાગ પ્રભુએ બે જ કહેલ છે, અને તેં:—

# પ્રસ્તાવના.

આત્મા અનાદિ કાળથી સંસાર રૂપી જેલમા નાના વિધ કર્મોના ગુન્હારૂપ બંધન-શિક્ષાઓને, સંસાર જેલમાં પરિભ્રમણ રૂપે ભોગવ્યા કરે છે.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર-અધ્યયન ૩-ગાથા ૩-૪ અર્થાત્. આત્મા એક વખત દેવ થાય તો એ જ આત્મા કોઈ વખતે નારકી પણ પામે કોઇ વખતે તે અશુરપણું પામે તો કોઈ વખતે ઈતર ગતિમા ઉત્પન્ન થાય એમ જે જે પ્રકારના કર્મ બંધનો હોય તે પ્રકારે ગતાનુ ગતિપણું કર્યા કરે. વળી મનુષ્યપણામા કોઇ વખતે ક્ષત્રીય કુળમા, તો કોઈ વખતે ચંડાળ અથવા બકુશ (વર્ણશંકર) કુળમાં ઉત્પન્ન થયો વળી કોઈ વખતે કીડા પણે તો કોઇ વખતે પતંગીઆ પણે તો કોઈ વખતે કુંથુઆ પણે કે કોઇ વખતે કીડી પણે. એમ અનેકાનેક જન્મ જન્માતરો કરતા સ્થૂલ સુખ દુખનો અનુભવ કરે છે અને અનેક પ્રકારનાં દંડ ભોગવે છે-માર ખાય છે

એ મારખાવો-ચાર ગતિમા રખડપટી કરવી તેનુ નામ જ દંડાવું. અને તે દંડાવાના સ્થાનો-ચાર ગતિમા ૨૪ છે, તેને ચોવીસ દંડક કહે છે તે દંડકનુ જ્ઞાન કરવુ એ સ્થાનની ઓળખાણ જેનાથી થાય, એનુ નામ **દંડકાવબોધ.**

દંડકાવ બોધની શરૂઆતમા જ વિદ્વાન લેખક કહે છે કે.-

**दंडयते जीवा यास्मिन् सदंडकः**

અર્થાત્-જ્યા જીવ-આત્મા અનેક પ્રકારના સુખદુ:ખથી દંડાય છે તે દંડક

આત્માને દંડાવાનુ કારણ કર્મના બંધનો જ્યાં સુધી આત્મા કર્મમેલ સહિત છે કર્મના બંધનોથી બંધાએલ છે, ત્યાસુધી તેને સંસાર પરિભ્રમણ ચોકસ છે એ પરિભ્રમણ કરાવનાર કર્મ બંધનના બીજ તો શ્રી વીતરાગ પ્રભુએ બે જ કહેલ છે. અને તે :-

જીવનને આવરી લેતો ગ્રંથ ગુજરાતી તથા હિન્દી ભાષામાં જુદા જુદા ગ્રંથ રૂપે પ્રકાશન થએલ છે "શ્રી દ્રષ્ટાંતબોધ ગ્રંથ" નામનો ગ્રંથ અમો શ્રી જૈન ધર્મ પ્રેમી મુમુક્ષુઓ સમક્ષ મૂકીએ છીએ જેમાં નિત્ય સ્વાધ્યાય કરવા માટે ઘણું ઘણું છાપ્યું છે

આવા ગ્રંથો સસ્તી કિંમતે મળી શકે તો તેનો લાભ સૌ કોઇ વધારે પ્રમાણમાં લીએ અને જૈન જ્ઞાનનો પ્રચાર વધે એ કારણને અંગે અને અમારા સ્વ. પૂ. પિતાશ્રીની જે ખરા અંતઃકરણની ધગશ અને આકાંક્ષા હતી તેમજ તેઓશ્રીની સૂચના હતી તે પ્રમાણે આજે આ ગ્રંથ "શ્રી દ્રષ્ટાંતબોધ ગ્રંથ" તેમજ શ્રી જૈન તત્ત્વ પ્રકાશ, શ્રી સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન, મહામંત્ર આરાધના શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્ત્વ સમજ, શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા, શ્રી જૈન જ્ઞાન સાગર, શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર (ગુજરાતી) તથા (હિન્દી), શ્રી સિદ્ધિના સોપાન, શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર, ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ, શ્રી પ્રતિક્રમણ સૂત્ર, શ્રી સામાયિક સૂત્ર, જેવા ધાર્મિક ગ્રંથો અને ધાર્મિક ઉપકરણો પડતર કિંમત કરતા અર્ધી કિંમતે આપીને તેઓશ્રીની ઇચ્છા અને ભાવનાને માન આપ્યાનો અમોને સંપૂર્ણ આનંદ થાય છે તે સાથે આ ગ્રંથ જૈન ધર્મ પ્રેમી સમાજ સમક્ષ સાદર રજુ કરવાના અમને પ્રાપ્ત થયેલા શુભ અવસર બદલ અમારી જાતને કૃતકૃત્ય માનીએ છીએ.

લિ. આત્મજ પુ

દુર્લભજી રામજી વીરાણી

# બા. બ્ર. શ્રી વિનોદમુનિનુ સક્ષિપ્ત જીવન ચરિત્ર

※

આ પુસ્તક બા બ્ર શ્રી વિનોદમુનિના સ્મરણાર્થે પ્રગટ કરવામા આવેલ છે તેથી તેમના જીવન ચરિત્રના પુસ્તકમાથી અહીં સક્ષિપ્તમા તેઓશ્રીનુ જીવન વૃતાત છાપવામાં આવેલ છે અને તેમને આ ગ્રંથ અપર્ણ કરવામા આવે છે

આ પરમ વૈરાગી પુરુષનો જન્મ વિક્રમ સવત ૧૯૯૨ મા પોર્ટસુદાન (આફ્રિકા) મા કે જ્યાં વીરાણી કુટુંબનો વ્યાપાર આજ દિવસ સુધી ચાલુ છે ત્યા થયો હતો

શ્રી વિનોદકુમારના પુણ્યવાન પિતાશ્રીનુ નામ શેઠશ્રી દુર્લભજી શામજી વીરાણી અને મહાભાગ્યવાન માતુશ્રીનુ નામ બેન મણિબેન વીરાણી બન્નેનુ અસલ વતન રાજકોટ સૌરાષ્ટ્ર છે બેન મણિબેન ધાર્મિક ક્રિયામા પહેલેથી જ રુચિવાળા હતા, પરતુ શ્રી વિનોદકુમાર ગર્ભમા આવ્યા પછી વધારે દૃઢધર્મી અને પ્રિયધર્મી બન્યા હતા.

પૂર્વ ભવના સસ્કારથી શ્રી વિનોદકુમારનુ લક્ષ ધાર્મિક અભ્યાસ અને ત્યાગ ભાવ તરફ વધારે હોવા છતાં તેઓશ્રીએ નોન-મેટ્રીક સુધી અભ્યાસ કરી વ્યવહારીક કેળવણી લીધેલી અને વ્યાપારની પેઢીમા કુશળતા બતાવેલી

તેઓશ્રીએ યુનાઇટેડ કિંગડમ, ફ્રાન્સ, બેલ્જીયમ, હોલેન્ડ, જર્મની, સ્વીઝલેન્ડ, તેમજ ઇટાલી, ઇજીપ્ત વગેરે દેશોમા પ્રવાસ કરેલ સા ૨૦૦૯ના વૈશાખ માસ સને ૧૯૫૩ મા લડનમા રાણી એલીઝાબેથના રાજ્યારોહણ પ્રસગે તેઓશ્રી લડન ગયા હતા કાશ્મીરનો પ્રવાસ પણ તેમણે કરેલ, દેશ પરદેશ ફરવા છતા પણ તેમણે કોઇ વખતે પણ કદમૂળનો આહાર વાપરેલ નહીં

ઉગતી આવતી યુવાનીમા તેઓશ્રીએ દુનીઆના રમણીય સ્થળો જેવા કે કાશ્મીર, ઇજીપ્ત અને યુરોપના સુદર સ્થળોની

મુલાકાત લીધી હોવા છતાએ તેઓને રમણીય સ્થળો કે રમણીય યુવતીઓનુ આકર્ષણ થયુ નહીં એ એના પૂર્વભવના ધાર્મિક સસ્કારનો રગ હતો અને એ રગે જ તેમને તે બધુ ન ગમ્યુ અને તુરત વતન પાછા ફર્યા અને સાધુ સાધ્વીજીના દર્શન કરવાને ઠેકઠેકાણે ગયા અને તેમના ઉપદેશનો લાભ લીધો અને વૈરાગ્યમાં જ મન લાગ્યુ હુડ ચોવીસીના પાચમા આરાનુ વિચિત્ર વાતાવરણ જોઈ તેમને કંઈક ક્ષોભ થતો કે તુરત જ તેનો ખુલાસો મેળવી લેતા અને ત્યાગ ભાવમા સ્થિર રહેતા. દેશ પરદેશમા પણ સામાયિક, પ્રતિક્રમણ ચોવીહાર આદિ પચ્ચક્ખાણ તેઓ ચૂક્યા નહીં ઉચી કોટની શૈયાનો ત્યાગ કરી તેઓ સુવા માટે માત્ર એક શેતરંજી, એક ઓસીકુ અને ઓઢવા માટે એક ચાદર ફક્ત વાપરતા અને પલંગ ઉપર નહીં પણ ભૂમિ પર જ શયન કરતા અને પહેરવા માટે એક ખાદીનો લેંઘો અને ઝભ્ભો વાપરતા કોઈ વખતે કબજો પહેરતા અને ઠંડી હોય તો વખતે સાદો ગરમ કોટ પહેરી લેતા અને મુહપત્તિ, પાથરણુ, રજોહરણ અને બે ચાર ધાર્મિક પુસ્તકની ઝોળી સાથે રાખતા સડાસમા નહીં પણ જગલમા એકાત જગ્યામા ઘણે ભાગે શરીરની અશુચિ દૂર કરવા જતા હાલવા ચાલવા, સડાસ અને પેશાબ નાખવામાં જીવદયાની બરાબર જતના કરતા.

દેશમા કે પરદેશમા જ્યારે જેમને કોઇના સાથે મળવાનુ થતુ ત્યારે તેમના સાથે અહિંસામય જૈન ધર્મનુ સ્વરૂપ પ્રગટ કર્યા વગર રહેતા નહીં.

દીક્ષાર્થીઓને જલદી દીક્ષા લેવાની પ્રેરણા કરતા અને એમજ કહેતા કે જીંદગીનો કોઇ ભરોસો નથી. ' અસખય જીવિય મા પમાયએ " આયુષ્ય તુટતાં વાર લાગતી નથી જીવન તુટ્યુ સધાતુ નથી માટે ધર્મ કરણીમા સમયમાત્રનો પ્રમાદ ન કરવો જોઇએ”

બોટાદ સપ્રદાયના ઘણાખરા પૂ મુનિવરો અને પૂ. મહાસતીજીઓનો તથા [illegible] સપ્રદાયના પૂ આચાર્યશ્રી માણેકચદજી મહારાજ

અને દરિયાપુરી સંપ્રદાયના ભાયચંદજી મહારાજ, શ્રમણ સંઘના મુખ્ય આચાર્યશ્રીજી આત્મારામજી મહારાજ વગેરે અનેક સાધુ–સાધ્વીઓના ઉપદેશનો તેમણે લાભ લીધેલ મુંબઈમાં સા. ૨૦૧૧ની સાલમાં શ્રી ધર્મસિંહજી સંપ્રદાયના શ્રી લાલચંદજી મહારાજનો પરિચય થયો. લાલચંદજી મહારાજ પોતે, સંસારપક્ષના ત્રણ પુત્રો અને બે પુત્રીઓ એમ કુલ ૬ બલકે આખા કુટુંબે સંયમ અંગીકાર કરેલ તે જાણી તેમને અદ્‌ભૂત ત્યાગ ભાવના પ્રગટ થઇ કે જે કદી ક્ષય પામી નહીં.

આ પહેલા તેઓ જ્યારે માતા–પિતાની સાથે પૂજ્ય આચાર્ય શ્રી માણેકચંદજી-મહારાજના દર્શને બોટાદ ગયેલા ત્યારે તેમના ઉપદેશની જે અસર થઇ તે પણ મુખ્ય અસર પહેલી હતી અને બીજી અસર તે પૂજ્ય લાલચંદજી મહારાજના સહકુટુંબની દીક્ષા એ હતી આ બેઉ પ્રસંગોએ પૂર્વભવની બાકી રહેલી આરાધનાને પુરી કરવાના નિમિત્તરૂપ હોઇને વખતો વખત તેઓ માતા–પિતા પાસે દીક્ષાની આજ્ઞા માગતા હતા અને તેનો જવાબ તેમના પિતાશ્રી તરફથી એક જ હતો, જે હજુ વાર છે. સમય પાકવા દીઓ. જ્ઞાન અભ્યાસ વધારો

સા ૨૦૧૨ ના અષાડ શુદી ૧૫ થી શ્રી વિનોદકુમારે આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ સાહિબ પાસે વેરાવળ ચાતુર્માસ દરમ્યાન આસ્ નિયમીત રીતે દીક્ષાની તૈયારી કરવા માટે તેમની પાસે જ્ઞાનાભ્યાસ કર્યો તેની સાથે શ્રી પુરુષોત્તમજી મહારાજના સંસાર પક્ષના કુટુંબીક દીક્ષાના ભાવિક શ્રી જસરાજભાઈ પણ જ્ઞાનાભ્યાસ કરતા હતા. તેઓએ ત્યાં એવો નિર્ણય કરેલો કે શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે આપણે બન્નેએ દીક્ષા લેવી પહેલા વિનોદકુમારે અને પછી શ્રી જસરાજભાઈએ દીક્ષા લેવી, શ્રી જસરાજભાઇની દીક્ષા તિથી પૂ શ્રી પુરુષોત્તમજી મહારાજ સાહેબે સા ૨૦૧૩ ના જેઠ શુદ ૫ ને સોમવારે માગરોલ મુકામે નક્કી કરી. શ્રી જસરાજભાઈ વિનોદકુમારને રાજકોટ મળ્યા શ્રી વિનોદકુમારે શ્રી જસરાજભાઇની યથાયોગ્ય સેવા બજાવી માગરોલ રવાના કર્યા અને

પોતે નિશ્ચયપૂર્વક દીક્ષા માટે આજ્ઞા માગી પણ તેઓના પિતાશ્રીની એકને એક વાણી સાભળીને તેમને મનના આઘાત થયો અને દીક્ષા લેવા માટેનો તેમણે બીજો રસ્તો શોધી કાઢયો

પૂજ્ય શ્રી લાલચદજી મહારાજ અને તેમના શિષ્યોનો પરિચય મુબઇમા થયેલ હતો અને ત્યારબાદ કોઇ કોઇ વખત પત્ર વહેવાર પણ થતો હતા. છેલ્લા પત્રથી તેમને જાણેલ હતુ જે પૂ શ્રી લાલચદજી મહારાજ બીકાન પૂ. આચાર્ય શ્રી સમર્થમલજી મહારાજ સાહેબ પાસે જ્ઞાનાભ્યાસ અર્થે ગયા છે પોતાને પિતાશ્રીની આજ્ઞા દીક્ષા માટે મળે તેમ નથી અને દીક્ષા તો લેવી જ છે આજ્ઞા વિના કોઈ સાધુ મુનિરાજ દીક્ષા આપશે નહિ અને સ્વયમેવ દીક્ષા સૌરાષ્ટ્રમા લઇને આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે જવામા ઘણુ વિઘ્ન થાશે, એમ ધારીને તેઓએ દૂર રાજસ્થાનમા ચાલ્યા જવાનું નક્કી કર્યું

તા. ૨૪-૫-૫૭ સા ૨૦૧૩ ના વશાખ વદ ૧૦ ને શુક્રવારના રોજ સાંજના માતુશ્રી સાથે છેલ્લુ જમણ કર્યું ભોજન કરી, માતુશ્રી સામાયિકમાં બેસી ગયા. તે વખતે કોઇને જાણ કર્યા વગર દીક્ષાના વિઘ્નામાથી બચવા માટે ઘર, કુટુબ, સૌરાષ્ટ્ર ભૂમિ અને બોટાદ સપ્રદાયનો ત્યાગ કરી તેઓ બીકાન તરફ રવાના થયા.

આ વિનોદમુનિના નિવેદન પરથી માલુમ પડયુ કે તા. ૨૪-૫-૫૭ ના રોજ રાત્રે આઠ વાગ્યે ઘેરથી નીકળી રાજકોટ જકશને જોધપુરની ટીકીટ લીધી. તા. ૨૫-૫-૫૭ ના સવારે ૮ વાગ્યે મહેસાણા પહોચ્યા ત્યા ગાડી કલાક ગાડી પડી રહે છે તે દરમ્યાન ગામમા જઇને લોચ કરવા માટેના વાળ રાખીને બાકીના કઢાવી નાંખ્યા અને ગાડીમા બેસી ગયા, મારવાડ જકશન તથા જોધપુર જકશન થઇને તા. ૨૬-૫-૫૭ ની વહેલી સવારે ૪ા વાગ્યે ફલોદી પહોચ્યા ત્યાથી પગે ચાલીને બીકાન ઉપાશ્રયમા પહોચ્યા અને ઉપાશ્રયમા બિરાજતા મુનિવરોના દર્શન કર્યા વદણા નમસ્કાર કરી સુખશાતા પૂછી બહાર

નીકળ્યા અને પોતાના સામાયિકના કપડા પહેર્યા અને પછી પૂજ્ય શ્રી સંતોની સન્મુખ સામાયિક કરવા બેઠા તેમા "જાવ નિયમ પજ્જુવાસામિ દુવિહં તિવિહેણ"ના બદલે "જાવ જીવ પજ્જુવાસામિ તિવિહં તિવિહેણ" બોલ્યા તે શ્રી લાલચંદજી મહારાજે સાંભળ્યું અને તેઓ-શ્રીએ પૂછયુ કે "વિનોદકુમાર! તમે આ શુ કરો છો, તેનો જવાબ આપવાને બદલે "અપ્પાણં વોસિરામિ" બોલી પાઠ પૂરો કર્યો અને પછી વિનયપૂર્વક બે હાથ જોડીને બોલ્યાં કે "સાહેબ! એતો બની ચૂકયુ અને મે સ્વયમેવ દીક્ષા લઈ લીધી, બરાબર જ છે અને તેમાં કાંઈ ફેરફાર થઈ શકે તેમ નથી આ સિવાય આપશ્રીની બીજી કોઈ પણ પ્રકારની આજ્ઞા હોય તો ફરમાવો"

તે જ દિવસે બપોરના મુનિશ્રી સમર્થમલજી મહારાજ સાહેબે શ્રી વિનોદકુમાર મુનિને પોતાની પાસે બોલાવ્યા અને સમજાવ્યા કે "તમે એક સારા ખાનદાન કુટુંબના વ્યકિત છો. તમારી આ દીક્ષા અંગીકાર કરવાની રીત બરાબર નથી, કારણ કે તમારા માતા-પિતાને આ હકીકતથી દુઃખ થાય અને તેથી મારી સંમતિ છે કે રજોહરણની ડાંડી ઉપરથી કપડું કાઢી નાખો જેથી તમો શ્રાવક ગણાવ અને જરૂર પડે તો શ્રાવકોનો સાથ લઇ શકો, એમ ત્રણવાર પૂ. મહારાજશ્રીએ સમજાવેલા પરંતુ તેમણે ત્રણેય વખત એકજ ઉત્તર આપેલો કે, "જે થયું તે થયુ હવે મારે આગળ શું કરવુ તે ફરમાવો"

શ્રી વિનોદમુનિના શ્રી સમર્થમલજી જેવા મહામુનિના પ્રશ્નના જવાબ પછી ખીચનનો ચતુર્વિધ સંઘ વિચારમા પડી ગયો અને મુનિ-શ્રીઓ પર સંસારીઓનો કોઇપણ પ્રકારનો નિષ્કારણ હુમલો ન આવે તે માટે શ્રી વિનોદમુનિને જણાવવામા આવ્યુ કે "અમારી સલામતી માટે તમારે જાહેર નિવેદન બહાર પાડવાની જરૂર છે" ત્યારે શ્રી વિનોદમુનિએ પોતાના હસ્તાક્ષરે નિવેદન શ્રી સંઘ સમક્ષ પ્રગટ કર્યું, તેનો સાર નીચે મુજબ છે.-

મારા માતા-પિતા મોહને વશ થઇને દીક્ષાની આજ્ઞા આપે

તેમ ન હતુ અને "અસંખય જીવિય મા પમાયએ" ને આધારે એક ક્ષણ પણ દીક્ષાથી વંચિત રહી શકુ તેમ નથી, એમ મને લાગ્યુ શ્રી લાલચંદજી મહારાજ સાહેબ–વગેરેએ મને મારી દીક્ષા માટે વિચારી પછી કરવાનું કહેલ પરંતુ મને સમય માત્રના પ્રમાદ કરવો ઠીક ન લાગ્યો, તેથી શ્રી અરિહંત ભગવંતો તથા શ્રી સિદ્ધ ભગવંતોની સાક્ષીએ મારા ગુરુ મહારાજ સમક્ષ પ્રવજ્યાનો પાઠ ભણીને, મારા આત્માના કલ્યાણ માટે દીક્ષા અંગીકાર કરી છે સમાજને ખોટો ખ્યાલ ન આવે કે મારી દીક્ષા ક્ષુલ્લિક જુસ્સાથી અગર જોરજુલમથી થઇ છે તેથી તથા સમાજમાં જૈન શાસનની પ્રભાવના થાય તે હેતુથી મારે મારો વૃત્તાંત પ્રગટ કરવો ઉચિત છે

ઉત્તરાધ્યયનજી સૂત્રના ૧૯ મા અધ્યયન પરથી મને લાગ્યુ કે મનુષ્ય જીવનનું ખરૂ કર્તવ્ય મોક્ષફળ આપનારી દીક્ષા જ છે

છેવટ સુધી મે મારા બાપુજી પાસે દીક્ષા માટે આજ્ઞા માગી અને તે વખતે પણ પહેલાની જેમ વાત ઉડાવી દીધી અને અંતત ઉપકારી એવા મારા બાપુજી સમક્ષ હું તેમને કઠક ભાષામા પણ કહી શકતો ન હતો અને બીજી બાજુથી મને થયુ કે આયુષ્ય અશાશ્વત છે અને આવા ઉત્તમ કાર્ય માટે મારે જરાપણ પ્રમાદ કરવો ઉચિત નથી, તેથી મે વિચારીને આ પગલુ ભર્યુ છે અને મને પૂર્ણ વિશ્વાસ છે કે, શ્રી વીરપ્રભુ મહાવીર સ્વામીના સકળ સંઘ મારા આ કાર્યને અનુમોદશે જ' તથાસ્તુ"

રાજકોટમા શ્રી વિનોદકુમારના ગયા પછી પાછળથી ખબર પડી કે વિનોદકુમાર કેમ દેખાતા નથી એટલે તપાસ થવા માંડી ગામમા ક્યાય પતો ન લાગ્યો એટલે બહારગામ તારો કર્યા, ક્યાંથી પણ સંતોષકારક સમાચાર આવ્યા નહીં અર્થાત્ પત્તો મળ્યો જ નહીં આમ નિરાશાના પરિણામે પિતાશ્રીને બે મહિના પહેલાની એક વાતની યાદી આવી. તે એ હતી કે તે વખતે શ્રી વિનોદકુમારે આજ્ઞા માગેલી કે "બાપુજી! આપની આજ્ઞા હોય તો આ ચાતુર્માસ ખીચન (રાજસ્થાન)

જાઉ કારણ કે બીચનમા પૂ ગુરૂમહારાજ શ્રી સમર્થમલજી મુનિ કે જેઓ સિદ્ધાત વિશારદ છે અને અનેકાતવાદના પૂરા જાણકાર છે, તેઓ ત્યા બિરાજમાન છે કે જેઓશ્રી પાસે શાસ્ત્રાભ્યાસ કરવા માટે પૂ. શ્રી લાલચદજી મહારાજ આદિ ઠાણા ૪ જવાના છે તો મારી ઇચ્છા પણ ત્યા તેમની પાસે જવાની છે

આ વાતચીતનુ સ્મરણ પિતાશ્રીને આવવા સાથે તેઓએ પં. પૂર્ણચંદ્રજી ડકને પોતાની પાસે બોલાવ્યા અને વિનોદકુમાર માટેની પોતાની ચિતા વ્યકત કરી પડિતજીનુ પણ આ વાતને સમર્થન મળ્યુ તેઓશ્રીએ જણાવ્યુ કે "થોડા સમય પૂર્વે શ્રી વિનોદકુમારે મારી પાસે જાણવા માગ્યુ હતુ કે, બીચનમા કેવા પ્રકારની સગવડ છે?" આમ મારી સાથે પણ વાર્તાલાપ થયો હતો બન્નેનો આ પ્રમાણે એકમત થતા પિતાશ્રીએ બીચન તાર કરવા સૂચના કરી તા ૨૬–૫–૫૭ ના રોજ પૃથ્વીરાજજી માલુ બીચન (રાજસ્થાન) ઉપર તાર કર્યો.

તા ૨૮–૫–૫૭ ના રોજ જવાબ આવ્યો કે શ્રી વિનોદભાઈએ બીચનમા સ્વયમેવ દીક્ષા ગ્રહણ કરી છે એટલે તેમના પિતાશ્રીએ રાવબહાદુર શ્રી એમ પી સાહેબ, શ્રી કેશવલાલભાઈ પારેખ અને પડિતજી પૂર્ણચદ્રજી ડક એમ ત્રણેયને શ્રી વિનોદકુમારને પાછા તેડી લાવવા માટે બીચન મોકલ્યા તા ૨૮–૫–૫૭ ના રોજ રવાના થઈ તા ૩૦–૫–૫૭ ના રોજ સવારે ફ્લોદી સ્ટેશને પહોચ્યા બેળગાડીમા તેઓ બીચન ગયા કે જ્યા સ્થિવર મુનિશ્રી શીરોમલજી મહારાજ તથા પૂજ્ય પડિત રત્ન શાસ્ત્ર વિશારદ શ્રી સમર્થમલજી મહારાજ આદિ ઠાણા ૮ તથા પૂજ્ય તપસ્વીજી મહારાજ શ્રી લાલચદજી મહારાજ આદિ ઠાણા ૪ બિરાજતા હતા કુલ્લ સાધુ સાધ્વીની સખ્યા અઠ્ઠાવીસથી ત્રીસની હતી

પૂછપરછના જવાબમા શ્રી વિનોદમુનિએ કેશવલાલભાઈ પારેખને કહ્યુ કે "મે તો દીક્ષા અગીકાર કરી લીધી છે, તેમા કાઈ ફેરફાર થાય તેમ નથી તમો અમારા વીરાણી કુટુબના હિતૈષી છો

અને જો સાચા હિતૈષી હો તો મારા પૂ. બા અને બ
આવીને મારી હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અઠવાડી
અપાવી દો એટલુ જ નહીં પણ " સવિ જીવ કરૂં શાસન ર
ભાવનામા અને આજ દિવસ સુધીના મારી ઉપરના ઉપકારના
બદલા આગમને અનુલક્ષીને મારી ભાવના એ હોય જ અને છે કે,
મારી દીક્ષા તેઓની દીક્ષાનુ નિમિત્ત બને અને મારા માતા–પિતા
સદ્‌ગતિને સાધે. અર્થાત્ મારી સાથે દીક્ષા લીએ.

આવા દૃઢ જવાબના પરિણામે તે જ સમયે શ્રી વિનોદકુમારને પાછા લઈ જવાની ભાવનાને નિષ્ફળતા સાંપડી અને તા. ૩૧–૫–૫૭ની રાત્રિના રવાના થઈ તા. ૨–૬–૫૭ ના સવારે મહા પરીષહરૂપ મિત્રનો અનુભવ કરી અને શ્રી વિનોદકુમારના પિતાશ્રીને તમામ વાતથી વાકેફ કર્યા.

થોડા વખતમાં ફલોદીના શ્રી સંઘે પૂ. શ્રી લાલચંદજી મહારાજને ફલોદીમા ચોમાસુ કરવાની વિનંતી કરી તેનો અસ્વીકાર થવાથી સંઘ બમણીન બન્યો એટલે નિર્ણય ફેરવ્યો અને અષાઢ શુદ ૧૩ ના રોજ ખીચનથી વિહાર કરી ફલોદી આવ્યા.

દીક્ષા પછી અઢી મહિનાને આંતરે ફલોદી ચોમાસા દરમ્યાન શ્રી વિનોદમુનિને હાજતે જવાની સંજ્ઞા થઈ અને તે માટે જવા તૈયાર થયા એટલે તેમના ગુરુએ કહ્યુ કે બહુ ગરમી છે જરાવાર થોભી જાવ એટલે શ્રી વિનોદમુનિએ રજોહરણ વગેરેની પ્રતિલેખના કરી તે દરમ્યાન ન રોકી શકાય એવી હાજત લાગી તેથી ફરી આજ્ઞા માગતા જણાવ્યુ કે મને હાજત બહુ લાગી છે તેથી જાઉ છુ, જલ્દી પાછો ફરીશ. કાળની ગહન ગતિને દુઃખદ રચના રચવી હતી. આજે જ હાજતે એકલા જવાનો બનાવ હતો હંમેશાં તો બધા સાધુઓ સાથે મળીને દિશાએ જતા.

હાજતથી મોકળા થઈ પાછા ફરતા હતા ત્યા રેલ્વે લાઇન ઉપર ત્રે આગો આવી રહી હતી. બીજી બાજુથી ટ્રેઇન પણ આવી રહી હતી

સ્વ ધર્માનુરાગી પૂજ્ય



માતુશ્રી શ્રી કડવીબાઇ વીરાણી

તેની વ્હીસલ વાગતાં છતાં પણ ગાયો ખસતી ન હતી શ્રી વિનોદમુનિનું હૃદય થરથરી ઉઠયું અને મહા અનુકંપાએ મુનિના હૃદયમાં સ્થાન લીધું. હાથમા રજોહરણ લઇ જાનના જોખમની પરવા કર્યા વગર ગાયોને બચાવવા ગયા ગાયોને તો બચાવી જ લીધી પરંતુ આ ક્રિયામા છકાય જીવની દયાના સાધનભૂત રજોહરણ કે જે વિનોદમુનિને આત્માથી વધારે પ્યારો હતો, તે રેલ્વે લાઇન ઉપર પડી ગયો અને શ્રી વિનોદમુનિએ તે પાછો સંપાદન કરવામા જડવાદને સિદ્ધ કરતાં રાક્ષસી એન્જીનને ઝપાટે આવ્યા અને પોતાનુ બલિદાન આપ્યું. **અરિહંત .. અરિહંત** . એવા શબ્દો મુખથી નીકળ્યાં અને શરીર તુટી પડયું. રક્ત પ્રવાહ છુટી પડયો અને થોડા જ વખતમા પ્રાણાંત થઇ ગયો બધા લોકો કહેવા લાગ્યાં કે ગૌરક્ષામાં મુનિશ્રીએ પ્રાણ આપ્યાં. અંતિમ સમયે મુનિશ્રીના ચહેરાપર ભવ્ય શાન્તિ જ દેખાતી હતી

હમેશા તેઓ જે તરફ હાજતે જતા હતા તે તરફ ફલોદીથી પોકરણ તરફ જવાની રેલ્વે લાઇન હતી. આ લાઇન ઉપર રેલ્વે સત્તાવાળાઓએ ફાટક મૂકેલ નથી અને ત્યાં રસ્તો પણ છે એટલે પશુઓની અવરજવર હોય જ છે અને વખતો વખત ત્યા ઢોરો રેલ્વેની હડફેટે ચડી જવાના પ્રસગ બને છે.

ફલોદી સઘે આ દુર્ઘટનાના ખબર રાજકોટ, ટેલીફોનથી આપ્યા. જે વખતે ટેલીફોન આવ્યો, તે વખતે પિતાશ્રી બહાર ગયા હતા અને માતુશ્રી મણિબેન સામાયિક પ્રતિક્રમણમા બેઠા હતા માત્ર એક નોકર ઘરમા હતો કે જેણે ટેલીફોન ઉઠાવ્યો પણ તે કાંઇ ટેલીફોનમાં હકીકત સમજી શકયો નહીં અને સાચા સમાચાર મોડા મળ્યાં. સ્પેશ્યલ પ્લેઇનથી ફલોદી પહોચે તે પહેલા અગ્નિસસ્કાર થઈ ગયો. સૂચનાનો ટેલીફોન અર્ધો કલાક મોડા પહોંચ્યો. જો સદેશો સમયસર પહોચ્યો હોત તો માતા-પિતાને શ્રી વિનોદમુનિના શબરૂપે પણ ચહેરો જોવાનો અને અંતિમ દર્શનનો પ્રસંગ મળત, પરંતુ અંતરાય કર્મે તેમ બન્યુ નહીં.

# आदर्श बताकर चले गये

ओह विनोद मुनि आये आये चले

प्रेम-धार से पले हुए थे,
सुख वैभव में बढ़े हुए थे
फूल गुलाबी खिले हुए थे,

ओह नव दीक्षित हँसा रुला कर चले गये

शीघ्र प्राप्त कर सूत्र सार तुम,
मोह माया का तोड़ तार तुम,
स्वयं दीक्षा सोल्लास धार तुम,

ओह त्यागी वीर सौर फैला कर चले गये तुम।

कैसा था वैराग्य तुम्हारा,
कैसा था चरित्र तुम्हारा।
कैसा था सौभाग्य तुम्हारा,

ओह आदर्श मुनि आदर्श बताकर चले गये तुम॥

# आदर्श बताकर चले गये तुम

ओह विनोद मुनि आये आये चले गये तुम ॥

प्रेम-धार से पले हुए थे,
सुख वैभव में ढले हुए थे।
फूल गुलाबी खिले हुए थे,

ओह नव दीक्षित ऐसा रुला कर चले गये तुम ॥

शीघ्र प्राप्त कर सूत्र सार तुम,
मोह माया का तोड़ तार तुम,
स्वयं दीक्षा सोल्लास धार तुम,

ओह त्यागी वीर मौर फैला कर चले गये तुम ॥

ऐसा था वैराग्य तुम्हारा,
ऐसा था चारित्र तुम्हारा।
ऐसा था सौभाग्य तुम्हारा,

ओह आदर्श मुनि आदर्श बताकर चले गये तुम ॥

"असंखयं जीविय मा पमायए"
श्री विनोदकुमार वीराणी.



(दीक्षा लीधा पहेलां शास्त्राभ्यास करता)

જન્મ. પોર્ટસુદાન સા. ૧૯૯૨

| દીક્ષા | નિર્વાણ |
|---|---|
| ખીચન-(રાજસ્થાન) | ફલોદી-(રાજસ્થાન) |
| સા ૨૦૧૩ વૈશાખ વદ ૧૨ | સા ૨૦૧૩ શ્રાવણ શુદ ૧૨ |
| તા ૨૬-૫-૫૭ રવિવાર | તા ૭-૮-૫૭ બુધવાર |

મહાનુભાવો,

નીચેના ધર્મકરણી કરવામાં ઉપયોગી ધાર્મિક પુસ્તકો અને ઉપકરણો પડતર કિંમત કરતાં અર્ધી કિંમતે આપવામા આવે છે તો જેઓને જરૂરત હોય તેમણે નીચે બતાવેલ સ્થળેથી મેળવી લેવા અગર પોસ્ટથી મગાવી લેવા (**પોસ્ટેજ ખર્ચ અલગ થશે.**)

| વિગત | પડતર કિંમત | અર્ધી કિંમત |
|---|---|---|
| **શ્રી જૈન તત્ત્વપ્રકાશ** | ૬–૦–૦ | ૩–૦–૦ |
| **સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન** | ૪–૦–૦ | ૨–૦–૦ |
| **મહામંત્ર આરાધના, શ્રુતજ્ઞાન–પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ** | ૪–૦–૦ | ૨–૦–૦ |
| **શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા** | ૩–૮–૦ | ૧–૧૨–૦ |
| **શ્રી જૈન જ્ઞાનસાગર** | ૩–૦–૦ | ૧–૮–૦ |
| **શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ** | ૩–૦–૦ | ૧–૮–૦ |
| **શ્રી દંડકાવ બોધ ગ્રંથ** | ૩–૦–૦ | ૧–૮–૦ |
| **અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર (બીજી આવૃત્તિ) ગુજરાતી** | ૨–૮–૦ | ૧–૪–૦ |
| **અતિમુક્ત બા. બ્ર શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર – હિન્દી** | ૨–૮–૦ | ૧–૪–૦ |
| **શ્રી સિદ્ધિના સોપાન** | ૧–૮–૦ | ૦–૧૨–૦ |
| **શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર** | ૦–૮–૦ | ૦–૪–૦ |
| **ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ** | ૦–૮–૦ | ૦–૪–૦ |
| **શ્રી પ્રતિક્રમણ સૂત્ર** | ૦–૬–૦ | ૦–૩–૦ |
| **શ્રી સામાયિક સૂત્ર** | ૦–૧–૬ | ૦–૦–૯ |
| ગુચ્છા ઉનના | ૩–૪–૦ | ૧–૧૦–૦ |
| કટાસણું ઉનનુ | ૨–૮–૦ | ૧–૪–૦ |
| માળા (નવકારવાળી) સુખડની | ૧–૦–૦ | ૦–૮–૦ |
| પુસ્તકો મુકવા માટે લાકડાના સાપડા | ૧–૦–૦ | ૦–૮–૦ |

: સ્થળ
દિવાન પરા શેરી નં ૬
રાજકોટ

**શ્રી શામજી વેલજી વીરાણી અને**
**શ્રી કડવીબાઇ વીરાણી સ્મારક ટ્રસ્ટ.**

સ્વર્ગસ્થોની તિથિઓ,

પૂ. પિતાશ્રી,

**શ્રી શામજી વેલજી વીરાણી**

[ સં. ૨૦૦૨ મહા વદ ૧૨ તા. ૨૮-૨



પૂ. માતુશ્રી,

**શ્રી કડવીબાઈ વીરાણી**

[ સં ૨૦૧૦ ભાદરવા શુદ ૧૪ તા. ૧૧-૯-૫૪ ]



બા. બ્ર. વિનોદમુનિશ્રી,

[ સં. ૨૦૧૪ શ્રાવણ શુદ ૧૨ તા. ૭-૮-૫૭ ]



ઉપરોક્ત તિથિઓએ

કુટુંબીજનો તથા સ્નેહીઓ

પોતાના આત્માની ઉન્નતિને માટે મહાત્માઓના
જીવનમાંથી અનુકરણીય વ્રત-નિયમ જેવાં કે સામાયિક
પ્રતિક્રમણ, સંવર, ચોવિહાર, ઉપવાસ, એકાસણું આયંબિલ,
ઉણોદરી આદિ તપ પોતાના ભાવ પ્રમાણે કરી તેઓની
વાસ્તવિક જીવન-સ્મૃતિ પોતાના જીવનમાં ઉતારે.
એવી નમ્ર વિનતી.

"આપણી જાગૃતિ એજ એમની સ્મૃતિ બને"

આ મબપુ










# સ્મરણાંજલિ

"असंखयं जीविय मा पमायए"




પોતાના હૃદયની ચિરંતન પ્રકાશતી
ધર્મ જ્ઞાન-જ્યોતે
અમારા જીવનમાં પણ ધર્મના તેજ પાથરનાર
સ્વ. પૂ. પિતાશ્રી
**શામજી વેલજી વીરાણી**
તેમજ
સ્વ. પૂ. માતુશ્રી
**કડવીબાઈ વીરાણી**
અને
જન્મથીજ ધર્મના રંગે રંગાએલા
સ્વ. બા. બ્ર. **વિનોદમુનિશ્રીને**







# શ્રી દંડકાવ બોધ ગ્રંથ
## સમર્પણ

લિ. દુલભજી શામજી વીરાણી
ના વંદન







## આત્મ સાધના

( રાગ :– ધોળ સદ્દગુરુનાં વચન વિચારતાં )

માનવભવ સાર્થક કરવા તણી, જિજ્ઞાસા જ્વલંત સદાય....
વંદન એ વિનોદ વીરને.

સ્વપ્ન સમ જગ મિથ્યા જાણીયુ, વૈભવમા ન રાચે સદાય. ..વંદન.
જેણે સદ્દગુરુ શાસ્ત્રના યોગથી, જાણ્યા દુ ખકર વિષય સંભોગ ..વંદન.
જાણ્યા જીવ, અજીવ આશ્રવ સવરને, વળી નિર્જરા બધ ને મોક્ષ ...વંદન.
જેની વિવેકદૃષ્ટિ જાગૃત સદા, જાણે તત્ત્વ પ્રત્યક્ષ પરોક્ષ .. વંદન.
એમ મુક્ત થયા દર્શન મોહથી, સમ્યગ્ દર્શન પામી પ્રકાશ....વંદન.
લક્ષ જીવનનુ જેણે જાણીઉં, ત્યાગે ઐહિક સુખની આશ....વંદન
જેહનુ સયમ જીવન મત્ર છે, નિસ્પૃહતા શ્વાસોચ્છ્વાસ ..વંદન.
જેણે ચારે કષાયો ઉપશમ કર્યા, અહભાવનો જ્યાં નહીં વાસ .. વંદન.
રિદ્ધિ સિદ્ધિ કીર્તિ એના કુળની, જેણે જાણ્યા છે તૃણ સમાન . .વંદન.
આત્મભાવે અપ્રમત્ત થઇ રહ્યા, નહીં પામે પ્રમાદને સ્થાન ..વંદન.
જાણે નિજ સમ જગતના જીવને, પ્રેમ સરિતા વહે નિરપેક્ષ ..વંદન.
જેહની આત્મસ્થિરતા અડોલ છે, ચચલતા નહીં લવલેશ ...વંદન.
સર્વભાવ પ્રત્યે ઉદાસીનતા, રહે તન્મય નિજ સ્વરૂપ ...વંદન.
જીવન મુક્ત દશા છે એહની, તેહ છે ત્રણ ભુવનનો ભૂપ ..
વંદન એ વિનોદ વીરને. .



" आचार्य देवो भव "

મારા પરમ ઉપકારી ધર્મહેતુભૂત
પરમ પૂજ્ય શાસન ભૂષણ
મહારાજશ્રી ૧૦૦૮ બાલબ્રહ્મચારી પંડિતરત્ન,
મહા પ્રભાવશાળી પ્રખર તત્વજ્ઞાની ઓજસ્વી
મહાન આત્મા,

## મુનિશ્રી પ્રાણલાલજી સ્વામીને

મારા અંતઃકરણના શુદ્ધ ભાવથી
કોટિ કોટિ વંદન હોજો

ॐ શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!

ગુણાનુરાગી
દુલભજી શામજી વીરાણી

सर्व जिनाय नम

श्री निग्रथ गुरुभ्यो नम

# श्री दंडकाव बोध ग्रंथ

मंगलाचरणम् अनुष्टुपवृत्तम्

**श्री वीरं नत्वाहं, स्मृत्वा च जिनवाणी ततः निर्ग्रंथगुरुम्**
**प्रणम्य जैन हितार्थे; वितन्वे दंडक – ध्वाराणि.**

**અર્થ** – શ્રી મહાવીર પ્રભુને નમસ્કાર કરીને, જિનવાણીનુ સ્મરણ કરીને તથા નિગ્રંથ ગુરુદેવના ચરણકમળમા નમીને દંડકાવ બોધ નામનો ગ્રથ રચું છુ

## ૧ નામદ્વાર

**दंडयते जीवायस्मिन् स दंडक :**

જીવો જેને વિષે દડાય છે તે દડક કહેવાય છે દડાવાના ત્રણ મુખ્ય કારણ છે, **तिहिं दंडेहिं, मन दंडेणं, वय दंडेणं, काय दंडेणं.** જીવો મન, વચન અને કાયાના ત્રણ યોગથી દડાય છે, તે યોગો ક્રોધ, માન, માયા અને લોભના ભાવોથી રગાએલા હોવાથી જીવ નવા કર્મો બાધે છે અને તે કર્મો ફળ આપવા લાયક તૈયાર થાય છે, ત્યારે જીવો કર્મફળ અનુસાર ચારગતિ અને ચોવીસ દડકમા સુખદુ ખનો અનુભવ કરે છે જીવોની સખ્યા મધ્યમ અનત

અનંત પ્રમાણ છે, તેઓને પ્રત્યક્ષ દંડ શરીર ઉપર પડે છે તેવા સ્થાનો અસંખ્યાત અસંખ્યાત છે પણ તે સર્વ સ્થાનોનું દંડાવાની અપેક્ષાએ વર્ગીકરણ કરતાં તે સર્વ સ્થાનો મુખ્યતાથી ચોવીસ દંડકમાં સમાઇ જાય છે કેવળી ભગવાને કેવળજ્ઞાન અને કેવળ દર્શનથી જે જાણ્યુ અને દેખ્યુ તેવું કહ્યું છે

પહેલો 'દંડક નારકીનો ગણ્યો' છે કારણકે 'નારકીને સર્વથી વધારે પ્રત્યક્ષ દુ:ખ ભોગવવું પડે છે તેમજ તેઓ મુખ્ય જાતિ, પંચેન્દ્રિય જાતિના છે નિગોદના જીવોને તેથી વધારે દુ:ખ છે પણ તે અવ્યક્ત છે તેમજ સૌથી નીચી જાતિ એકેન્દ્રિય જાતિના છે તેથી તેઓ સ્થાવરકાયના દંડકોમાં આવે છે નરક=ન+અર્ક=પ્રકાશ નહિ. ત્યા સૂર્ય, અગ્નિ કે દેદીપ્યમાન પદાર્થો નથી, સર્વ જગ્યાએ અંધકાર છે, વળી નેરય=રતિ નથી એટલે નારકીના જીવોને બીલકુલ રતિ નથી. તેઓ પરમાધામી દેવોથી અને અરસપરસ અનેક પ્રકારે દુ:ખ છે વળી દસ પ્રકારની ક્ષેત્ર વેદના ભોગવે છે તેથી નારકીને જરા પણ ચેન પડતુ નથી, બહુ અકળાય છે વ્યાકુળ વ્યાકુળ થાય છે

સાતે નરકનો એક દંડક થાય છે કારણ કે કોઇપણ બે નરકની વચ્ચે કોઇ પંચેન્દ્રિય જીવ રહેતા નથી તેમજ પ્રકાશનો અભાવ અને રતિનો અભાવ એ સામાન્ય દુ:ખ સર્વ નારકી ભોગવે છે

નરક સાત છે :– તેનાં નામ – (૧) ઘમા, (૨) વંશા (૩) સિલા (૪) અંજણા, (૫) રિટ્ઠા, (૬) મઘા, (૭) માઘવતિ તે સાતના ગોત્ર કહે છે – (૧) રત્નપ્રભા, (૨) શર્કરપ્રભા, (૩) વાલુ પ્રભા, (૪) પંકપ્રભા, (૫) ધુમપ્રભા, (૬) તમપ્રભા, (૭) તમ તમા પ્રભા. એ સાતેનો એક દંડક થયો.

દશ ભુવનપતિનાં દશ દંડક છે, કારણ કે પહેલી નરકના ૧૩ પાથડા વચ્ચેના બાર આતરામાથી પહેલો અને છેલ્લો આતરો

છોડીને વચ્ચેના ૧૦ જુદા જુદા આંતરામા તેઓ રહે છે. તેમના રહેવાના સ્થાનોની ઉપર અને નીચે નારકીના જીવો રહે છે, તેથી ૧૦ વિભાગ પડે છે વળી તેઓનાં નામ, ચિન્હ અને રિદ્ધિમા ૧૦ પ્રકારની ભિન્નતા છે તેઓના ભુવન (ઘર) શાશ્વતા છે, તેઓ અધોલોકમાં રહે છે તેમના નામ – ૧ અસુરકુમાર નિકાય, ૨ નાગકુમાર નિકાય, ૩ સુવર્ણકુમાર નિકાય, ૪ વિદ્યુતકુમાર નિકાય, ૫ અગ્નિકુમાર નિકાય, ૬ દ્વીપકુમાર નિકાય, ૭ ઉદધિકુમાર નિકાય, ૮ દિશાકુમાર નિકાય, ૯ વાયુકુમાર નિકાય, ૧૦ સ્તનિતકુમાર નિકાય.

ભવનપતિ દેવના અસુરકુમારના પેટા ભેદમા ૧૫ પરમાધર્મી દેવો આવે છે તેઓ પોતાના નામના અર્થ પ્રમાણે શસ્ત્રો આદિ વિકરાવીને નારકી જીવોને, છેદન, ભેદન વગેરે અનેક ક્રિયાથી ભયકર દુખ આપે છે તેવુ દુખ ભોગવવાને નારકીના જીવો સિવાય, કોઇ સમર્થ નથી, વળી તે દેવો, નારકીના પૂર્વભવોનુ પાપ કૃત્ય સભળાવીને તે પ્રમાણે દુખ આપે છે તેથી તે દેવો પરમ અધર્મી દેવો ગણાય છે, તે અસુરકુમાર ભવનપતિમાં ભળ્યા. તેમના નામ – અબ, અબરિસ, સામ, સબલ, રુદ્ર વૈરુદ્ર, કાલ મહાકાલ, અસિપત્ર, ધનુષ્ય, કુભ, વાલુ, વૈતરણી, ખરસ્વર, મહાઘોષ એ પદર પરમાધર્મી

પાચ સ્થાવરના પાચ દડક તેના નામ – ૧ ઇદિ થાવરકાય – ઇન્દિ=ઇદ્રિ, થાવર=સ્થાવર નામ કર્મના ઉદયવાળા, કાય=પૃથ્વીરૂપ કાયાનો સમુહ, પૃથ્વીનો અધિપતિ ઇદ્ર છે માટે ઇદ્રના નામ ઉપરથી ઇદિ થાવરકાય ૨ બભી થાવરકાય :- તેની કાયો પાણીના બિંદુઓના સમુહરૂપ છે, નીચે ઢળવાનો સ્વભાવ છે, તેનો અધિપતિ બભી નામનો દેવ છે ૩ સપિ થાવરકાય – તે અગ્નિનો ફેલાવાનો સ્વભાવ છે અને સપિ દેવ તેનો અધિપતિ છે ૪ સુમતિ થાવરકાય – સારા પવનથી સારી મતિ થાય છે અને સુમતિ દેવ પવનનો અધિપતિ છે, ૫યાવચ થાવરકાય :- પયં=

દૂધ. વનસ્પતિ દૂધાદિ રસ ઉત્પન્ન કરે છે અને પદ્માવલ દેવ તેમનો અધિપતિ છે એવી રીતે ગુણ નિષ્પન્ન તથા અધિપતિ સૂચક નામ છે

હવે તેના ગોત્ર કહે છે – ૧ પૃથ્વીકાય, તે પૃથક પૃથક અનેક સ્વભાવવાળી છે ૨ અપકાય તે શિત અને નરમ સ્વભાવનું છે ૩ તેઉકાય–અગ્નિનો તેજ (પ્રકાશ) અને ગરમી આપવાનો સ્વભાવ છે ૪ વાઉકાય–વાયરો ઓક્સિજન આપીને જીવોના શ્વાસોશ્વાસમાં ઉપયોગી છે ૫ વનસ્પતિ, તે ત્રસ જીવોના જીવન માટે આહાર રૂપે ઉપયોગી ઔષધી છે

વિગલેન્દ્રિયના ત્રણ દંડક તેનાં નામ – (૧) બે ઇન્દ્રિય–તેઓને સ્પર્શેન્દ્રિય અને રસેન્દ્રિય એ બે ઇંદ્રિયો છે (૨) તે ઇંદ્રિય તેઓને ઘ્રાણેન્દ્રિય સહિત ત્રણ ઇંદ્રિયો છે (૪) ચૌરીદ્રિય–તેઓને ચક્ષુ ઇંદ્રિય સહિત ચાર ઇંદ્રિયો છે તે ત્રણેને પોતપોતાની ઇંદ્રિયોનો ઉપયોગ સ્પષ્ટ નથી તેથી વિકલેન્દ્રિય કહેવાય છે તેઓ ત્રસ નામ કર્મના ઉદયવાળા છે

૨૦ મો તિર્યંચ પંચેન્દ્રિયનો એક દંડક તેઓ ત્રીછા વધે અને વાંકા ચાલે અને મુખ્યત્વે ત્રીછા લોકમા રહે છે તેથી તિર્યંચ કહેવાય છે તેઓને પાંચ ઇંદ્રિયો છે તેના પાંચ ભેદ છે–(૧) જળચર, તેઓ પાણીમા હરે ફરે અને રહે છે જેમકે માછલા વગેરે. (૨) સ્થળચર, તેઓ પૃથ્વીપર ચાલે છે જેમકે ગાય, ભેંસ ઘોડા કુતરા, સિંહ વગેરે (૩) ઉરપર, તેઓ પેટ પર ચાલે જેમકે સર્પ અજગર વગેરે (૪) ભૂજપર, તેઓ હાથ પર ચાલે જેમકે નોળિયા, ખીસકોલી વગેરે (૫) ખેચર, તે આકાશમા ઉડનારા પક્ષીઓ એ પાંચ જાતના સમુર્છિમ અને ગર્ભજ તિર્યંચ પંચેન્દ્રિયનો ૨ મો દંડક થયો

૨૧મો મનુષ્ય પચેન્દ્રિયનો એક દડક—તેઓ મનને વશ કરી શકે અને ઉત્કૃષ્ટ મનોયોગની સહાયથી પોતાની સિદ્ધિ મેળવી શકે છે માટે મનુષ્ય કહેવાય છે તેના ચાર ભેદ છે—(૧) પદર કર્મભૂમિના મનુષ્ય (૨) ત્રીસ અકર્મભૂમિના મનુષ્ય. (૩) છપન અતર દ્વીપના મનુષ્ય. એ ૧૦૧ ગર્ભજ મનુષ્ય તેના પર્યાપ્તા અને અપર્યાપ્તા એવા બે ભેદ એટલે ૨૦૨ ભેદ થયા (૪) સમુર્ચ્છિમ અપર્યાપ્ત મનુષ્ય, તે ૧૦૧ ક્ષેત્રના મનુષ્યોની ૧૪ પ્રકારની અશુચિમા ઉપજે એ સર્વે મળી ૩૦૩ ભેદ મનુષ્યોના થયા, તેનો એક દંડક

૨૨મો વ્યતર દેવનો એક દડક તેઓનુ લક્ષણ—તેઓ વિવિધ પ્રકારના વારવાર રૂપ કરે, વન અને પહાડોમા ફરે, પૃથ્વી પીડના આંતરામા રહે, તેમની રાજધાની ત્રીછા લોકમાં છે તેના ૧૬ પ્રકાર છે આઠ પ્રકારના વ્યતરના નામ—૧ પિશાચ, ૨ ભૂત, ૩ યક્ષ, ૪ રાક્ષસ, ૫ કિન્નર, ૬ કિંપુરુષ, ૭ મહોરગ, ૮ ગાધર્વ. આઠ પ્રકારના વાણવ્યતરના નમ—૧ અણુપન્નિ, ૨ પાણુપન્નિ, ૩ ઇસીવાઇ, ૪ ભૂયવાઈ, ૫ કદીય, ૬ મહાકદીય, ૭ કોહંડ, ૮ પયગદેવ, કુલ ૧૬ વ્યતરના ભેદ થયા દસ પ્રકારના જાભકા, પણ વાણવ્યતરમા અતર્ગત થાય છે તેના નામ—૧ આણ જાભકા, ૨ પાણ જાભકા, ૩ લયણ જાભકા, ૪ સયણજાભકા, ૫ વથ્થજાભકા, ૬ પુષ્પ જાભકા, ૭ ફૂલ જાભકા, ૮ બીયજાભકા, ૯ હરિય જાભકા, ૧૦ વિજુ જાંભકા

૨૩મો જ્યોતિષિનો એક દડક, તેઓના વિમાન પ્રકાશમાન છે, તેના પાચ ભેદ છે—(૧) ચદ્ર, (૩) સૂર્ય, (૩) ગ્રહ, (૪) નક્ષત્ર, (૫) તારા અઢીદ્વીપમા જ્યોતિષિ ફરતા રહે છે સૂર્યની ગતિથી દિવસ રાત્રિનુ માપ થાય છે, તે ઉપરથી બધા વ્યવહારીક કાર્યોની ગણત્રી થઇ શકે છે અઢીદ્વીપ બહાર જ્યોતિષીના વિમાનો સ્થિર છે.

૨૪મો દંડક વૈમાનિક દેવનો એક દંડક જે જીવો શુભ લેશ્યા સહિત તપ જપ વગેરે ક્રિયા કરે છે અને વિશિષ્ટ પ્રકારના

નવ ગ્રૈવેયક, ચૌદરાજલોક રૂપ પુરુષાકારની ગ્રીવા (ગળા)ને સ્થાને રહેલ છે તેના નામ–૧ ભદ્રે, ૨ સુભદ્રે ૩ સુજાયે, ૪ સુ-પુણ્ય રૂપે શુભ-પુદ્ગળો મેળવે છે અને શુભ લેશ્યામા મરણ પામે છે તે જીવો પોતાના પુણ્યનુ ફળ ભોગવવા, ઉર્ધ્વલોકમા વિમાનોમા ઉપજે છે તે વૈમાનિક દેવ છે તેના બે ભેદ છે, કલ્પોત્પન્ન અને કલ્પાતીત. કલ્પ તે ૧૨ દેવલોક છે ત્યાં ચાકર, ઠાકર આદિ રાજ નિતિ જેવી વ્યવસ્થા છે તે દેવોનો, તીર્થંકરના કલ્યાણિકાદિ પ્રસગે મનુષ્ય લોકમા આવવાનો જીત વ્યવહાર છે, કોઈ દેવો તીર્થંકર, કેવળી અને જ્ઞાની આચાર્યના દર્શન કરવા અને પ્રશ્નો પૂછવા પણ આવે છે બાર દેવલોકના નામ–૧ સૌધર્મ ૨ ઈશાન, ૩ સનત્કુમાર, ૪ માહેદ્ર ૫ બ્રહ્મલોક ૬ લાતક, ૭ મહાશુક્ર ૮ સહસાર, ૯ આણુત, ૧૦ પ્રાણુત, ૧૧ આરણ, ૧૨ અચ્યુત.

ત્રણ કિલ્વિશી–૧ ત્રણ પલિયા, ૨ ત્રણ સાગરીયા, ૩ તેર સાગરીયા, તેઓ દેવલોક અતર નિવાસી છે તેથી વૈમાનિકમા ગણ્યા. સજમ પાળવા છતા જે જીવો અરિહત, આચાર્ય ગુરુ અને સઘની નિદા કરે છે તેઓ ત્યા ઉપજે છે બીજા દેવતાઓ તેમના પ્રત્યે ઉતરતી કોટીનો વ્યવહાર રાખે છે

નવ લોકાંતિક–૧ સારસ્વત, ૨ આદિત્ય, ૩ વન્હિ, ૪ વરૂણ, ૫ ગર્દતોયા, ૬ તુસિયા ૭ અવ્યાબાધ, ૮ અગીચ્ચા, ૯ રિઠા. તેઓ પાચમાં બ્રહ્મલોક દેવલોકમા પોતાના ખાસ વિમાનોમા રહે છે તથી વૈમાનિકમા ગણ્યા. તીર્થંકરોને દીક્ષા લેવાનો વખત આવે તે પહેલા તેઓ ભવ્ય દ્રવ્ય તીર્થંકરને વિનયપૂર્વક યાદી આપે છે કે હે પ્રભુ તમે શાસન પ્રવર્તાવો અને જીવોને સસાર સમુદ્રમાથી તારો. આ તેમનો જીતવ્યવહાર છે તેઓ વ્યવહારથી સમકિતી હોય છે કલ્પાતીત દેવોમા ચાકર ઠાકર કે કોઈ જાતની રાજનીતિ હોતી નથી. તેઓ મનુષ્ય લોકમા આવતા નથી, બધા અહમેન્દ્ર છે કલ્પાતીતના બે પ્રકાર છે–(૧) નવ ગ્રૈવેયક, (૨) પાચ અનુત્તર વિમાન,

માણસે, ૫ પ્રિય દ સણે, ૬ સુદ સણે, ૭ આમોહે, ૮ સુપડી બદ્ધે ૯ યશોધરે

, પાચ અનુત્તર વિમાનો સર્વથી શ્રેષ્ઠ છે, તેના નામ–૧ વિજય ૨ વિજયત ૩ જયંત, ૪ અપરાજિત, ૫ સર્વાર્થસિદ્ધ પહેલા ચાર વિમાનના દેવો ૧–૨ કે સખ્યાતા ભવમાં મોક્ષ જાય છે તેઓને નરક કે તિર્યંચમાં જવાનુ નથી અને પાચમા વિમાનના દેવો એકાવતારી હોય છે પાચે વિમાનના દેવો સમકિતીજ હોય છે

## ૨ જીવ ભેદ દ્વાર ( વ્યવહાર નયથી જીવના ભેદો )

### (૧) જીવના સામાન્ય ભેદ :

સામાન્યથી જીવના ભેદ ૧૪ છે તે આ પ્રમાણે-(૧) સૂક્ષ્મ એકેદ્રિય (૨) બાદરએકેદ્રિય (૩) બેઇદ્રિય (૪) તેઇદ્રિય (૫) ચૌરિદ્રિય (૬) અસન્નીપચેદ્રિય (૭) સન્નીપચેદ્રિય એ ૭ ના અપર્યાપ્તા ને પર્યાપ્તા મળી ૧૪ ભેદ થયા

૧ નારકી, ૧૦ ભવનપતિ, ૧૨ વાણવ્યતર, ૧૩ મનુષ્ય–એ ૧૩ દડકમા જીવના ભેદ ૩ લાભે તે સન્નીના ૨ અને અસન્નીનો અપર્યાપ્તો એમ ૩ લાભે

૧ જ્યોતિષિ ૨ વૈમાનિક એ ૨ દડકમા જીવના ભેદ ૨ લાભે તે સન્નીનાં ૨ જાણવા

તિર્યંચ પચેદ્રિયના દડકમા જીવના ભેદ ૪ લાભે તે સન્નીના ૨ અને અસન્નીના ૨ મળી ૪ ભેદ જાણવા

પાચ થાવરના પાચે દંડકમા જીવના ભેદ ૪ લાભે તે ૧ સૂક્ષ્મ એકેદ્રિના ૨ તથા બાદર એકેદ્રિના ૨ એમ ૪ ભેદ જાણવા

ત્રણ વિગલેદ્રિયના ત્રણ દડકમા પોતપોતાના બે બે ભેદ જાણવા

(૨) જીવના વિશેષ ભેદ :

વિશેષથી જીવના ભેદ ૫૬૩ છે, ૩૦૩ ભેદ મનુષ્યના, ૧૯૮ એકસો અઠાણું ભેદ દેવતાના, ૪૮ અડતાલીશ ભેદ તિર્યંચના અને ૧૪ ચૌદ ભેદ નારકીના એ સર્વ મળીને ૫૬૩ ભેદ થયા. નારકીના દંડકમા ૧૪ ભેદ નારકીના જાણવા.

દશ ભવનપતિના ૧૦ દંડકમા ૫૦ ભેદ લાભે તે ૧૦ ભવનપતિ અને ૧૫ પરમાધામી એ ૨૫ના અપર્યાપ્તા ને પર્યાપ્તા એમ ૫૦ ભેદ જાણવા.

પૃથ્વી આદિ પાંચ સ્થાવરના પાંચ દંડકમા એકેંદ્રિયના ૨૨ ભેદ જાણવા.

ત્રણ વિગલેંદ્રિયના ત્રણ દંડકમા વિગલેંદ્રિયના ૬ ભેદ જાણવા.

તિર્યંચ પંચેન્દ્રિયના દંડકમા ૨૦ ભેદ જાણવા તે પાચ ગર્ભજ અને પાચ સમુર્છિમ એ ૧૦ ના અપર્યાપ્તા ને પર્યાપ્તા એમ ૨૦ ભેદ જાણવા.

મનુષ્યના દંડકમા ૩૦૩ ભેદ મનુષ્યના જાણવા.

વાણવ્યતરના દંડકમા જીવના ભેદ ૫૨, લાભે તે ૧૬ જાતના વાણવ્યતર અને ૧૦ જાતના જૃંભક એમ ૨૬ ના અપર્યાપ્તા અને પર્યાપ્તા મળી ૫૨, ભેદ જાણવ

જ્યોતિષિમા જીવના ભેદ ૨૦ લાભે તે ૧૦ જાતના જ્યોતિષિના અપર્યાપ્તા ને પર્યાપ્તા મળી ૨૦ ભેદ જાણવા.

વૈમાનિકના દંડકમા જીવના ભેદ ૭૬ લાભે તે ૧૨ દેવલોક, ૨ કિલ્વિષિ, ૯ લોકાંતિક ૯ ગ્રૈવેયક ૫ અનુત્તર વિમાન એ ૩૮ જાતના દેવતાના અપર્યાપ્તા ને પર્યાપ્તા મળી ૭૬ ભેદ જાણવા.

## ૩ આહાર દ્વાર

(૧) અપર્યાપ્તા આહારિક તેમજ અણાહારિક હોય છે પર ભવ જતા વિગ્રહ ગતિએ જીવ એક સમયથી માંડી વધારેમા વધારે ત્રણ સમય સુધી અણાહારિક હોય તેને આહાર અપર્યાપ્તા કહે છે એટલે અણાહારિક કહે છે ઇંદ્રિયાદિક પર્યાપ્તિઓ પૂર્ણ નથી કરી એ અપેક્ષાએ અપર્યાપ્તો પણ ઉકત પર્યાપ્તિયો બાંધતી વખતે આહાર કરે છે તે અપેક્ષાએ આહારિક જાણવો એટલે અપર્યાપ્તામા આહારિક અણાહારિક બન્ને ભેદ લાભે તે ચોવીસે દડક આશ્રી સમજવુ

(૨) પર્યાપ્ત આહારિક તેમજ અણાહારિક હોય આહારાદિક છ પર્યાપ્તિ પૂર્ણ કરે છે તેને પર્યાપ્તિ કહે છે ત્રેવીશ દડકમાં પર્યાપ્તામા એકલા આહારિક છે અને મનુષ્યના દડકમા બન્ને ભેદ હોય તેમા અણાહારિક પણ, કેવળ સમુદ્ઘાતના ૩, ૪, ૫ એ ત્રણ સમય તથા ચઉદમા ગુણઠાણા આશ્રી સમજવુ

### આભોગ અણાભોગ આહાર

(૩) આભોગ આહાર તે આહાર કરવાની ઇચ્છાથી જે આહારનુ ગ્રહણ કરવુ તે

(૪) અણાભોગ આહાર તે આહારની ઈચ્છા વિના આહાર લેવો તે એ બે જાતના આહારમાના એક દડકે કેટલા લાભે તે આ પ્રમાણે – પાચ થાવરના પાચ દડકમા એક અણાભોગ આહાર છે શેષ ૧૯ દડકમા બન્ને જાતના આહાર જાણવા

કેટલી દિશાના પુદ્ગળોનો આહાર લેવાય

(૫) આહાર જઘન્ય ત્રણ દિશાનો અને ઉત્કૃષ્ટ છ દિશાનો લીએ, ત્રણ દિશા તે ઉચી નીચી ને ત્રીછી છ દિશા તે પૂર્વ પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉચી, નીચી એ છ દિશા જાણવી .

ચોવીસે દંડકના જીવો છએ દિશાનો આહાર લીએ છે પણ એમા એટલુ વિશેષ છે કે એકેદ્રિયના પાચ દંડકના જીવો (સૂક્ષ્મ પૃથ્વી–અપ–તેઉ–વાઉ–નિગોદ અને બાદર વાયુ એટલા) તે ત્રણ ચાર પાચ અને છ દિશાનો આહાર ગ્રહણ કરે છે તેનું કારણ એ છે કે અલોકથી વ્યાઘાત થાય છે જેમ કે (સવથી નીચે) અધો લોકના નિષ્કુટના (ગવાક્ષાકાર લોકાંતના) અગ્નિકોણમા રહેલ એકેન્દ્રિય જીવને પૂર્વ, દક્ષિણ અને અધો એ ત્રણ દિશાએ અલોક હોવાથી એ ત્રણ દિશાઓનો આહાર પ્રાપ્ત થાય નહીં અને શેષ ત્રણ દિશાઓનો આહાર પ્રાપ્ત થાય.

નોંધઃ– લોકનો છેડો સર્વત્ર એક સરખો નથી પણ ચતુર સરખો છે, તે ચતુરાકાર ભાગને નિષ્કુટ કહેવાય છે અલોકમાં આહારના પુદ્ગલો નથી ફક્ત આકાશ છે, તેથી અમુક દિશામા અલોકનો વ્યાઘાત થાય ત્યાથી આહાર ન મળે.

ચાર દિશાના આહાર આથી એટલો ફેર છે કે પૂર્ણાના ચર માનથી નર્કના ભાગમાં ઉપજે તેને ૫ ખાની બે દિશાઓ બધ રહી, શેષ ૪ દિશાનો આહાર લીએ અને પાચ દિશાવાલો ઉર્ધ્વ લોકમાં ચરમતિ ઉપજે તેને એક ઉર્ધ્વદિશા બધ થઈ, શેષ પાચ દિશાનો આહાર લીએ. લોકના મધ્યમા રહેલા જીવો છએ દિશાનો આહાર લીએ.

(૬) આહારેચ્છા–ક્યા દંડકમાં કેટલે કાલે આહારની ઇચ્છા ઉપજે તે કહે છે પૃથ્વી કાયાદિક સર્વ એકેન્દ્રિયને આહાર અભિલાષા સદા સર્વદા નિરંતર હોય છે ત્રણ વિગલેદ્રિય અને નારકીના જીવોને એકવ આહાર લીધા પછી વધારેમા વધારે અંતર્મુહૂર્તને આંતરે રી – હારની ઇચ્છા થાય. પંચેદ્રિય તિર્યંચ ગર્ભજને વધારેમા વધારે બે અહોરાત્રિએ આહારની ઇચ્છા થાય તે દેવકુરુ ઉત્તરકુરુના તિર્યંચ યુગલિયા આશ્રી સમજવું યુગલિયા સિવાયના તિર્યંચોને અંતર્મુહૂર્તકાળ જાણવો

મનુષ્યમા ઉત્કૃષ્ટ અઠ્ઠમ ભકતે આહારની ઇચ્છા ઉપજે તે દેવકુરૂ ઉત્તરકુરૂના યુગલિયા તથા ભરત અને ઐરવત ક્ષેત્રને વિષે અવસર્પિણીના પહેલા આરાના મનુષ્ય આશ્રી સમજવુ, બાકીના મનુષ્યોને જઘન્ય અતર્મુહૂર્ત કાળ જાણવો ભુવનપતિ વ્યતર જ્યોતિષિ અને વૈમાનિકના દડકે આયુષ્યના કાળ માનની અપેક્ષાએ આહારની ઇચ્છાનો કાળમાન કહ્યો છે દશહજાર વર્ષના આયુષ્યવાળા દેવતાને એક અહોરાત્રીના આતરે આહારની ઇચ્છા થાય દશ હજાર વર્ષથી સમયાધિકથી માડીને એક સાગરોપમથી ઓછા આયુષ્યવાળા દેવોને બે દિવસથી સખ્યાતા દિવસો કે વર્ષોને આતરે આયુષ્યના ધોરણ પ્રમાણે આહારની ઇચ્છાનુ કાલમાન જાણવું એક સાગરોપમના આયુષ્યવાળા દેવોને એક હજાર વર્ષે આહારની ઇચ્છા ઉપજે એમ જેટલા સાગરોપમનુ આયુષ્ય હોય તેટલા હજાર વર્ષે દેવોને આહારની ઇચ્છા થાય તે છેવટ અનુત્તર વિમાનવાસી દેવોને તેત્રીશ સાગરોપમનુ ઉત્કૃષ્ટ આયુષ્ય છે તે દેવોને ઉત્કૃષ્ટ તેત્રીશ હજાર વર્ષે આહારની ઇચ્છાનો કાળમાન જાણવો એમ સર્વ દેવોને આયુષ્ય પ્રમાણની અપેક્ષાએ આહારની ઇચ્છાનો કાળમાન કહ્યો છે

(૭) આહારના પ્રકાર

**આહાર ત્રણ પ્રકારનો** છે (૧) જીવસહિત જે આહાર તેને સચિત્ત કહે છે (૨) જીવ રહિત જે આહાર તેને અચિત્ત કહે છે (૩) કાઈક સચિત્ત અને કાઈક અચિત્ત એવા આહારને મિશ્ર કહે છે

પાચ થાવર, ત્રણ વિગલેદ્રિય અને તિર્યચ પચેન્દ્રિય તથા મનુષ્ય એ ૧૦ દડકવાળા જીવોને ત્રણે જાતનો આહાર હોય અને નારકી તથા દેવતાના ૧૩ દડક એમ ૧૪ દડકવાળા જીવોને ફકત અચેત્ત પુદ્ગળોનો આહાર હોય

બીજી રીતે આહાર ત્રણ પ્રકારનો છે – ઓજ, લોમ અને કવળ

(૧) ઓજ આહાર કાર્મણકાય યોગથી અને મિશ્રકાય યોગથી થાય છે જીવ પરભવમા જતા ઉત્પતિ સ્થાને, પ્રથમ સમયે તૈજસ અને કાર્મણ શરીર વડે ઉદારીક અથવા વૈક્રિય શરીર યોગ્ય પુદ્ગળોનો આહાર કરે તે સર્વબંધ આહાર એક જ સમયનો છે અને બીજા સમયથી શરીર અપર્યાપ્ત અવસ્થા સુધી ભવધારણીય દેહ સહિત તૈજસ કાર્મણ સાથે મિશ્રકાય યોગ વડે આહાર કરે તે દેશ આહાર છે શરીર પર્યાપ્તિ પૂરી થાય એટલે ઓજ આહાર બંધ થાય અને લોમ આહાર શરૂ થાય, એટલે ઓજ આહારમા કામણકાય યોગ અને મિશ્રકાય યોગ છે

(૨) લોમ આહાર તે ત્વચાથી આહાર લેવાય છે સ્પર્શેન્દ્રિયથી જીવ જે આહારના પુદ્ગળો ગ્રહણ કરે તે લોમ આહાર છે જેમકે તેલાદિક શરીરે ચોળવાથી તેલના પરમાણુઓ આમડી દ્વારા શરીરમા દાખલ થાય છે તે લોમ આહાર.

(૩) કવળ આહાર (પ્રક્ષેપ આહાર) જે આહાર કોળીઆએ કરીને પેટમા નખાય અથવા હાથથી મોઢામા નાખીને જે આહાર થાય તે કવળ આહાર કહેવાય.

એકેંદ્રિયના પાચ, દેવતાના તેર, અને નારકીનો એક, એ ઓગણીશ દંડકમા બે આહાર લાભે-ઓજ ને લોમ અને બાકીના પાચ દંડકમા ત્રણે આહાર જાણવા.

શરીર પર્યાપ્તિ પૂરી કરે ત્યા સુધી સર્વ અપર્યાપ્ત અવસ્થામા જીવોને ઓજાહાર હોય છે અને શરીર પર્યાપ્તિ પૂરી કર્યા પછી લોમાહાર હોય તે લોમાહાર અસજ્ઞીને અજાણતા અને સજ્ઞીને જાણતા અજાણતા તથા દેવતાને મનોજ્ઞપણે અને નારકીને અમનોજ્ઞપણે પરિણમે છે.

## ૪ શરીર દ્વાર

(૧) શરીરની ઉત્પતિ કર્મબંધથી થાય છે તે કર્મબંધ

બે કારણોથી થાય છે–(૧) રાગથી (૨) દ્વેષથી નારકી આદિ ચાવીશે દ્વારમાં ઉપર બતાવેલ કારણે શરીરની ઉત્પતિ સમજવી

રાગના પેટામાં :– માયા, લોભ, હાસ્ય, રતિ, સ્ત્રી વેદ, પુરુષ વેદ, નપુસક વેદ, એમ ૭ છે

**દ્વેષના પેટામાં** :– ક્રોધ, માન, અરતિ, ભય, શોક, દુર્ગચ્છા એમ ૭ છે

## (૨) પાંચ શરીર

શરીર–**शीर्यते तच्छरीरं** પ્રતિક્ષણે પુદ્ગળના ઉપચય અપચયે કરીને વધે ઘટે તે શરીર તે શરીર પાંચ છે (૧) ઔદારિક (૨) વૈક્રિય (૩) આહારક (૪) તૈજસ (૫) કાર્મણ

**ઔદારિક** :– ઉદાર પ્રધાન તીર્થંકર ગણધરાદિક પદવીની અપેક્ષાએ સર્વ શરીરોમા ઉત્તમ, વળી સ્થુલ પુદ્ગળોનુ બનેલુ, ઉત્પન્ન થયા પછી તરત વધે ઘટે પરિણમે અને છેદન ભેદન ગ્રહણાદિ થઇ શકે એવુ ઔદારિક નામ કર્મના ઉદયે ઔદારિક શરીર યોગ્ય પુદ્ગળ ગ્રહણ કરી જીવ પોતાના પ્રદેશ સાથે મેળવી શરીર પણે નીપજાવે તેને ઔદારિક શરીર કહેવાય છે

**વૈક્રિય** :– વિવિધ પ્રકારની વિક્રિયા કરે જેમકે નાનાનુ મોટુ, મોટાનુ નાનુ, સુરૂપનુ કુરૂપ, કુરૂપનુ સુરૂપ, દ્રશ્યનુ અદ્રશ્ય, અદ્રશ્યનુ દ્રશ્ય, એકનુ અનેક, અનેકનુ એક, અપ્રતિઘાતીનુ પ્રતિઘાતી, પ્રતિઘાતીનુ અપ્રતિઘાતી, ભૂચરનુ ખેચર, ખેચરનુ ભૂચર, ઇત્યાદિ ઘણા પ્રકારનુ થઇ શકે એવુ વૈક્રિય નામ કર્મના ઉદયથી વૈક્રિય શરીર યોગ્ય પુદ્ગળ ગ્રહણ કરી જીવ પોતાના પ્રદેશની સાથે મેળવી શરીરપણે નીપજાવે તે વૈક્રિય શરીર કહેવાય છે તે વૈક્રિય શરીરના બે ભેદ છે–(૧) ભવ પ્રત્યયિક તે નારકી દેવતાને હોય (૨) **લબ્ધિ પ્રત્યયિક** લબ્ધીધર મનુષ્યો, અને તિર્યંચો (ગર્ભજ પચેન્દ્રિય) બાદર વાયરો અને દેવતા તથા નારકી ઉત્તર વૈક્રિય શરીર કરી શકે.

આહારક અલ્પકાળને માટે ચૌદ પૂર્વધર લબ્ધિવંત સંશય દૂર કરવા નિમિત્તે અથવા તીર્થંકરની રિદ્ધિ જોવાને અર્થે સ્ફટિકના જેવું અતિ ઉજ્વલ મુંઠા હાથ પ્રમાણ, અંતર્મુહૂર્તની સ્થિતિવાળું, આહારક નામ કર્મોદયે, આહારક શરીર યોગ્ય શુભ વિશુદ્ધ પુદ્ગલ ગ્રહણ કરી જીવપ્રદેશ સાથે મેળવી શરીરપણે નિપજાવે તે આહારક શરીર કહેવાય છે

તૈજસ-તેજોમય પુદ્ગલોનું બનેલુ તથા કરેલા ભોજનને પચાવનાર અને લબ્ધીધરોને તેજોલેશ્યાથી શ્રાપ કે શિતળલેશ્યાથી અનુગ્રહના પ્રયોજનવાળુ તૈજસ નામ કર્મના ઉદયથી તૈજસ શરીર યોગ્ય પુદ્ગળ ગ્રહણ કરી જીવ પોતાના પ્રદેશની સાથે મેળવી શરીરપણે નીપજાવે તે તૈજસ શરીર કહેવાય છે તેજુલેશ્યા મૂકવામા સમુદ્ઘાત કરવી પડે છે શીતળ લેશ્યામા સમુદ્ઘાત નથી

કાર્મણ-કર્મ પુદ્ગળોને રહેવાનું ભાજન, કર્મમય, કર્મ સ્વરૂપ, સવ શરીરોનું બીજ એવું ક્ષીર નીરની પેઠે જીવપ્રદેશની સાથે જે કર્મદળ મળી રહ્યા છે તે કાર્મણ શરીર કહેવાય છે કાર્મણ શરીર નામ કર્મ તે આ કામણ પિંડનો વર્તમાન પર્યાય રૂપે છે પ્રકૃતિઓ આવે અને જાય પણ જે પિંડ રહ્યા કરે છે તે કાર્મણ શરીર. કાર્મણ અને તૈજસ નિયમા સાથે રહે છે

નારકીનો એક દંડક ભુવનપતિનાં દશ દંડક વ્યંતરનો એક દંડક જ્યોતિષીનો એક દંડક, અને વૈમાનિકનો એક દંડક–તે ચૌદ દંડકમાં વૈક્રિય, તૈજસ અને કામણ એમ ત્રણ શરીર હોય છે

ત્રણ વિગલેંદ્રિયના ત્રણ દંડક વાયરો વર્જિને શેષ સ્થાવરના ચાર દંડક એમ સાત દંડકમા તથા સમુચ્છિંમ તિર્યંચ પંચેંદ્રિ અને સમુચ્છિમ મનુષ્ય તથા ત્રીસ અકર્મભૂમિ અને છપ્પન્ન અંતર દ્વીપના જુગલિયા મનુષ્ય તથા જુગલિયા તિર્યંચો, એટલાઓને ઔદારિક, તૈજસ અને કામણ એમ ત્રણ શરીર હોય છે

વાયુકાય અને ગર્ભજ તિર્યંચ પંચેન્દ્રિયનાં દંડકમા ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ એમ ચાર શરીર લાભે અને ગર્ભજ મનુષ્યના દંડકમા પાંચે શરીર લાભે મનુષ્યણીને આહારક સિવાયના ચાર શરીર લાભે

(૩) **શરીર પર્યાપ્તિ** નીપજાવવાનો કાળ જઘન્ય ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તનો જાણવો તે અંતર્મુહૂર્ત અસંખ્યાતા સમયનો નાનો સમજવો. નારકી આદિ ચોવીશે દંડકમા શરીર પર્યાપ્તિ નીપજાવવાનો કાળ અંતર્મુહૂર્ત જાણવો

## (૪) સ્થુલ અને સૂક્ષ્મ શરીર

**સ્થુલ શરીર**-જે શરીરથી જીવો હલન આદિ ક્રિયા કરે છે અથવા લોમ અથવા કવળ આહાર કરે છે તેવા શરીર ત્રણ છે- (૧) ઔદારિક, (૨) વૈક્રિય, (૩) આહારક

નારકીનો એક દંડક તથા દેવતાના તેર દંડક એ ચૌદ દંડકમા એક વૈક્રિય શરીર હોય છે વાયરો વર્જીને શેષ થાવરના ચાર દંડક અને વિગલેન્દ્રિયના ત્રણ દંડક એ સાત દંડકમા એક ઔદારિક શરીર હોય છે વાયગનો એક દંડક તથા તિર્યંચ પંચેન્દ્રિયનો એક દંડક એમ એ બે દંડકમા ઔદારિક તથા વૈક્રિય એ બે શરીર હોય છે મનુષ્યના દંડકમા ઔદારિક વૈક્રિય ને આહારક એ ત્રણ શરીર હોય છે

સૂક્ષ્મ અથવા અભ્યંતર એટલે ચર્મચક્ષુ વડે દેખી ન શકે પણ વિશેષ જ્ઞાનીઓ દેખી શકે તેવા શરીર બે છે તે તૈજસ અને કાર્મણ નારકી આદિ ચોવીશે દંડકોમા એ બે શરીર હોય છે કાર્મણ શરીર સર્વ કર્મ પુદ્ગળોના આધારરૂપ છે અને સ્થુલ શરીરો ધારણ ન કર્યા હોય અથવા તેમા પ્રવૃત્તિ ન હોય એવા સમયોમા કાર્મણ શરીરથી યોગ પ્રવૃત્તિ થાય છે.

## (५) औदारिक शरीर बंधेलगा

बंधेलगा एटले औदारिक शरीरपणे वतमानकाळे बांधेला पुद्गळो अनता छे ते बंधेलगा समजवा एटले एक जीवने बंधेलाना पुद्गळो अनता होय, बंधेलक औदारिक शरीरो असख्याता छे औदारीक प्रयोग वडे जीव, एक समये अनता स्कंधो ग्रहण करे छे ते स्कंधो अनता परमाणु पुद्गलोना बनेला छे दरेक स्कधमा पुद्गलनी सख्या अभव्यथी अनत गुणी अने सिद्धने अनतमे भागे छे एक समयना स्कधोनी सख्या पण तेटली ज छे

नारकीनो एक दडक देवताना तेर दंडक ए चौद दडकमां वतमान काळे औदारिक शरीरना बंधेलगा नथी. शेष पाच स्थावर, त्रण विगलेन्द्रिय, तिर्यच पंचेन्द्रिय अने मनुष्य पचेन्द्रिय ए दश दडकमा वतमान काळे उदारिक शरीरना बंधेलगा छे अने ते पण एक जीवने अनता छे

## (६) औदारिक शरीर मुकेलगा

मुकेलगा एटले जे जीवोए भूतकाळमा औदारिक शरीरथी ग्रहण करेला पुद्गळोने ग्रहण करी छोडी दीधा ते पुद्गळो औदारिक पणे जेटला काळ सुधी रहे तेटला काळ सुधी औदारिकना मुकेलगा समजवा. पण ते पुद्गळो ज्यारे औदारिक पणु छोडीने अन्य पुद्गळ स्कंध पणे परिणामे त्यारे बीजा रूपे थया समजवा. एटले औदारिकना मुकेलगा पण एक जीवने अनता समजवा.

नारकी आदि चोवीश दडकमा भूतकाळ आश्री जीवोने औदारिकना मूकेलगा अनता जाणवा.

## (७) वैक्रिय शरीर बंधेलगा

वर्तमान काळे वैक्रिय शरीरो असख्याता छे पण दरेक वैक्रिय शरीरमा बांधेला पुद्गळो अनता छे ते वैक्रिय बंधेलगा

સમજવા એટલે વૈક્રિય દેહધારી દરેક જીવને વૈક્રિય બધેલગા પુદ્ગળો અનતા હોય

નારકીનો એક દડક તથા દેવતાના તેર દડક એ ચઉદ દડકમા વર્તમાન કાળે વૈક્રિયના બધેલગા છે કેમકે એ ચઉદ દડકના જીવોને ગતિસ્વભાવથી વૈક્રિય શરીર છે વાયરાના દડકના તથા તિર્યચ પચેદ્રિય અને મનુષ્ય પચેદ્રિય એ ત્રણ દડકમા જે જીવોને વૈક્રિય લબ્ધિ ઉત્પન્ન થઇ હોય તે જીવોને વર્તમાન કાળે વૈક્રિયના બધેલગા છે બાકીનાને વૈક્રિય બધેલગા નથી પૃથ્વી પાણી તેઉ વનસ્પતિ બેઇદ્રિય, તેઇદ્રિય, ચઉરિદ્રિય એ સાત દડકના જીવોને વર્તમાન કાળે વૈક્રિય શરીર બધેલગા નથી

## (૮) વૈક્રિય શરીર મુકેલગા

વૈક્રિય મૂકેલગાનુ સ્વરૂપ ઔદારિક મૂકેલગાની પેઠે સમજવુ નારકી આદિ ચોવીશ દડકમા ભૂતકાળ આશ્રી જીવોને વૈક્રિયના મૂકેલગા અનતા જાણવા

## (૯) આહારક શરીર બધેલગા.

આહારક શરીરપણે વર્તમાન કાળે બાધેલા પુદ્ગળો અનતા છે તે આહારક બધેલગા સમજવા એટલે એક જીવને આહારક બધેલગા અનતા હોય

મનુષ્ય વર્જીને ત્રેવીશ દડકમા વર્તમાન કાળે આહારકના બધેલગા નથી અને મનુષ્યના દડકમા જે જીવોને આહારક લબ્ધિ ઉત્પન્ન થયેલ હોય તે જીવોને આહારક બધેલગા વર્તમાન કાળે હોય છે બાકીનાને આહારક બધેલગા નથી મનુષ્યમા પણ એક સમયે આહારક લબ્ધિવાળા જીવ જઘન્ય એક, બે, ત્રણ ઉત્કૃષ્ટ બેથી નવ (પ્રત્યેક) હજાર હોય છે

## (૧૦) આહારક શરીર મુકેલગા

આહારક મૂકેલગાનું સ્વરૂપ ઔદારિક મૂકેલગાની પેઠે સમજવું નારકી આદિ ચોવીશ દંડકમા ભૂતકાળ આશ્રી જીવોને આહારકના મૂકેલગા પુદ્ગલો અનતા જાણવા, પણ એટલુ વિશેષ કે સર્વ જીવને આ બોલ લાગુ થતો નથી, જેણે ભૂતકાળમા બાંધીને મૂકયા હોય તેનેજ આ બોલ લાગુ થાય. અનતા પડીવાઈ છે તે આશ્રી આબોલ છે ૧૪ પૂર્વધારી પડે તો ઉત્કૃષ્ટ અર્ધ પુદ્ગલ પરાવર્તન (દેશેઉણ) કરે, તે આશ્રી આ બોલ છે

## (૧૧) તૈજસ શરીર બંધેલગા

તૈજસ શરીર પણે વતમાનકાલે બંધેલગા પુદ્ગલો અનતા છે તે તૈજસ બંધેલગા સમજવા. એટલે એક જીવને તૈજસ બંધેલગા અનતા હોય.

ચોવીશે દંડકમા વતમાનકાલે અનતા તૈજસ બંધેલગા છે

## (૧૨) તૈજસ શરીર મુકેલગા

તૈજસ મૂકેલગાનું સ્વરૂપ ઔદારિક મૂકેલગાની પેઠે સમજવું નારકી આદિ ચોવીસ દંડકમા ભૂતકાલ આશ્રી જીવોને તૈજસના મૂકેલગા અનતા જાણવા.

## (૧૩) કાર્માણ શરીર બંધેલગા

કાર્માણ શરીરથી વતમાનકાલે બાંધેલા પુદ્ગલો અનતા છે તે કાર્માણ બંધેલગા સમજવા. એટલે એક જીવને કાર્મણ બંધેલગા અનતા હોય.

ચોવીસ દંડકમા વર્તમાનકાલે કાર્મણ બંધેલગા અનતા છે

## (૧૪) કાર્મણ શરીર મૂકેલગા

કાર્મણ મૂકેલગાનુ સ્વરૂપ ઔદારિક મૂકેલગાની પેઠે સમજવુ, નારકી આદિ ચોવીસ દડકમા ભૂતકાલ આશ્રી જીવોને કાર્મણના મૂકેલગા અનંતા જાણવા

બધેલગા મૂકેલગાનું વિશેષ સ્વરૂપ પન્નવણાજી તથા અનુયોગદ્વાર સૂત્રોથી જાણવું.

## ઇન્દ્રિય દ્વાર

(૧) ઇંદ્રિયોની લબ્ધિ એટલે ઇદ્રિયોની શકિત પ્રાપ્ત કરવી તે

નારકીનો ૧ દંડક, દેવતાના ૧૩ દડક, તિર્યંચ પચેદ્રિયનો ૧ દંડક, મનુષ્યનો ૧ દડક એ સોળ દડકમા પાચે ઇદ્રિયોની લબ્ધિ પ્રાપ્ત કરે પાચ થાવરના પાચ દડકમા એક સ્પર્શેન્દ્રિયની લબ્ધિ પ્રાપ્ત કરે બેઇદ્રિયના દડકમા રસેદ્રિયના તથા સ્પર્શેન્દ્રિય, એ બે ઇદ્રિયોની લબ્ધિ પ્રાપ્ત કરે તેઇન્દ્રિયના દડકમા રસેદ્રિય, ઘ્રાણેદ્રિય તથા સ્પર્શેદ્રિય એ ત્રણ ઇંદ્રિયોની લબ્ધિ પ્રાપ્ત 'કરે ચઉરિદ્રિયના દડકમા રસેદ્રિય, ચક્ષુઇદ્રિય, ઘ્રાણેદ્રિય, અને સ્પર્શેન્દ્રિયે એ ચાર ઇદ્રિયોની લબ્ધિ પ્રાપ્ત કરે

(૨) ઇંદ્રિય નિષ્પન્ન કાળ પાચે ઇદ્રિયોની શકિત નિપજાવવાનો કાળ અતર્મુહૂર્તનો સમજવો તે અતર્મુહૂર્ત અસખ્યાતા સમયનુ સમજવુ

નારકી આદિ ચોવીસ દડકમા જે જે દડકમા જેટલી જેટલી ઇંદ્રિયો છે તે તે ઇદ્રિયોનો નિષ્પન્નકાળ અતર્મુહૂર્તનો જાણવો, એટલે સર્વે દડકમા ઇન્દ્રિય શકિત નિષ્પન્ન કાળ અતર્મુહૂર્ત પ્રમાણ જાણવો.

ઇંદ્રિય પદ (દ્રવ્ય, ભાવ, નિવૃત્તિ, ઉપકરણ ઇંદ્રિયો)

- **દ્રવ્ય ઇંદ્રિય**
  - **નિવૃત્તિ**
    - **અભ્યંતર** — ઉત્સેધ અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ (જાડપણામાં બાહલ્યેણ) શુદ્ધ આત્મપ્રદેશો ઇંદ્રિયોના આકાર રૂપે થઈને રહે તે પોહલેણ (વિસ્તારથી) અભ્યંતર અને બાહ્ય નિવૃત્તિ જીભિંદ્રિય પ્રત્યેક અંગુલ અને સ્પર્શેન્દ્રિય શરીર પ્રમાણ છે
    - **બાહ્ય** — આત્મ પ્રદેશોમાં નામ કર્મોદયથી ઇંદ્રિય રૂપે પરિણમેલ પુદ્ગલો તેની જાડાઈ અભ્યંતર જેટલી સમજવી
  - **ઉપકરણ**
    - **અભ્યંતર** — તેનો દાખલો આંખમાં કાળાધોળા વગેરે મંડળો છે તે કાનને અંદરની નળી વગેરે નાકના અંદરના વિભાગો રસેન્દ્રિય અને ચામડીની અંદરના જ્ઞાનતંતુરૂપે ઓળખાયેલા અવયવો
    - **બાહ્ય** — તેનો દાખલો આંખના રક્ષણ માટે પોપચાં, પાંપણ ભમર છે તે બાકીની ઇંદ્રિયો જે બહારથી ચક્ષુ દ્વારા દેખાય છે તે
- **ભાવ ઇંદ્રિય**
  - **લબ્ધિ** — જ્ઞાનાવરણીય દર્શનાવરણીય તથા અંતરાય કર્મના ક્ષયોપશમથી ઇંદ્રિયોમાં પ્રગટ થયેલ શક્તિ
  - **ઉપયોગ** — વીર્યના સહચારીપણામાં જ્ઞાન દર્શનના ઉપયોગ પૂર્વક ઇંદ્રિય પોતાના વિષયમાં કામ આવે એટલે ઇંદ્રિયોના વિષયમાં ઉપયોગ

બાહ્ય નિવૃત્તિ અને ઉપકરણ ઇંદ્રિયો નામ કર્મના ઉદયથી ઉપજે છે – નિવૃત્તિ ઇંદ્રિયોનો આકાર– સ્પર્શેન્દ્રિય દેહાકાર, રસના ખુરપા જેવી, નાસિકા [illegible] સરખી, ચક્ષુ ઇન્દ્રિય મસુરની દાળ સરખી કર્ણેન્દ્રિય કદંબવૃક્ષના ફુલ જેવી ઉપકરણ ઇંદ્રિયોનો આકાર દરેક પ્રાણીઓમાં જુદો જુદો હોય છે.

નારકી આદિ ચોવીસ દંડકમા જે જે દંડકમાં જેટલી જેટલી દ્રવ્યેન્દ્રિય છે તેટલી તેટલી દ્રવ્યેન્દ્રિયના નિર્વૃત્તિ દ્રવ્યેન્દ્રિય અને ઉપકરણ દ્રવ્યેન્દ્રિય એવા બે બે ભેદ કરવા એટલે પંચેંદ્રિયના સોળ દંડકમા દ્રવ્યેન્દ્રિય નિવૃત્તિ અને ઉપકરણ મળી ૧૦ છે, ચૌરિંદ્રિયના દંડકમા આઠ છે, તેઇંદ્રિયના દંડકમા છ છે, બેઇંદ્રિયના દંડકમા ચાર છે અને પાચ થાવરના પાચ દંડકમા દ્રવ્યેન્દ્રિય બે છે

નારકી આદિ પંચેન્દ્રિયના સોળ દંડકમા ભાવેન્દ્રિય લબ્ધિ અને ઉપયોગ મળી દશ લાભે ચૌરિન્દ્રિયના દંડકમાં આઠ લાભે; તેઇંદ્રિયના દંડકમા છ છે. બેઇંદ્રિયના દંડકમા ચાર છે. પાચથાવરના પાચ દંડકમા બે લાભે

**ઇંદ્રયોના નામ**–(૧) અનમની, (૨) ચરચરી, (૩) ખેચરી, (૪) ગોચરી, (૫) અગોચરી, એ પાચના ગોત્ર–(૧) શ્રોતેંદ્રિય, (૨) ચક્ષુઇંદ્રિય (૩) ઘ્રાણેંદ્રિય, (૪) રસેંદ્રિય, (૫) સ્પર્શેન્દ્રિય.

નારકી આદિ પંચેન્દ્રિયના સોળ દંડકમા પાચે ઇંદ્રિયો છે. ચૌરિંદ્રિયના દંડકમા ચાર છે, તેમા ૧ શ્રોતેંદ્રિય વર્જવી તેઇંદ્રિયના દંડકમા ત્રણ છે તેમા શ્રોત અને ચક્ષુઇંદ્રિય એ બે વર્જવી બેઇંદ્રિયના દંડકમા રસેંદ્રિય ને સ્પર્શેંદ્રિય એ બે લાભે. શેષ ત્રણ, વર્જવી પાચથાવરના પાચ દંડકમા એક સ્પર્શેન્દ્રિય લાભે.

**૫ અવગાહના**.– પાચે ઇંદ્રિયોની અવગાહના ચોવીસે દંડકમા પાચે ઇંદ્રિયોનુ જાડપણુ+ અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે વિસ્તારમા (પોહત્તણં) રસેંદ્રિયની અવગાહના પ્રત્યેક અંગુલની પન્નવણાજીમા પંચેંદ્રિય આશ્રી કહેલ છે, અને સ્પર્શેન્દ્રિયનો વિસ્તાર શરીર પ્રમાણ છે, બાકીની ત્રણનો વિસ્તાર અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે.

૬) ઇંદ્રિય (વિષય પાંચે ઇંદ્રિયોનો જઘન્ય વિષય ચોવીસે દંડકમા અંગુલના અસંખ્યાતમા ભાગનો છે અને ઉત્કૃષ્ટો વિષય

+ બાહલ્લેણ (જાડાપણામા)

જૂદો જૂદો નીચે પ્રમાણે છે – નારકી આદિ પચેંદ્રિયના સોળ દંડકમા શ્રોતેંદ્રિયનો ઉત્કૃષ્ટો વિષય આત્માગુલ પ્રમાણે બાર જોજન ચક્ષુઇંદ્રિયનો ઉત્કૃષ્ટો એક લાખ યોજન ઝાઝેરાનો, ઘ્રાણેંદ્રિય રસેંદ્રિય તથા સ્પર્શેન્દ્રિય એ ત્રણેનો ઉત્કૃષ્ટો નવ નવ યોજનનો છે તે સજ્ઞી પચેંદ્રિય આશ્રયી જાણવું

ઔદારીક શરીર આશ્રયી કાળ પ્રમાણે શક્તિ અનુસાર વધ ઘટ સભવે છે પાચ સ્થાવરના પાચ દંડકમાં સ્પર્શેંદ્રિયનો ઉત્કૃષ્ટો વિષય ૪૦૦ ધનુષ્ય પ્રમાણે છે બેઇંદ્રિયના દંડકમાં રસેંદ્રિયનો ઉત્કૃષ્ટો ૬૪ ધનુષ્ય પ્રમાણે છે અને સ્પર્શેન્દ્રિયનો ઉત્કૃષ્ટો વિષય ૮૦૦ ધનુષ્ય પ્રમાણે છે

તેઇંદ્રિયમા રસેન્દ્રિયનો ઉત્કૃષ્ટો વિષય ૧૨૮ ધનુષ્ય પ્રમાણે છે ઘ્રાણેંદ્રિયનો ઉત્કૃષ્ટો વિષય ૧૦૦ ધનુષ્ય પ્રમાણે છે અને સ્પર્શેન્દ્રિયનો ઉત્કૃષ્ટો વિષય ૧૬૦૦ ધનુષ્ય પ્રમાણે છે

ચૌરિંદ્રિયના રસેંદ્રિયનો ઉત્કૃષ્ટો વિષય ૨૫૬ ધનુષ્ય પ્રમાણે છે ઘ્રાણેંદ્રિયનો ઉત્કૃષ્ટ વિષય ૨૦૦ ધનુષ્ય પ્રમાણે છે ચક્ષુઇંદ્રિયનો ઉત્કૃષ્ટો વિષય ૨૯૫૪ જોજન પ્રમાણે છે અને સ્પર્શેન્દ્રિયનો ઉત્કૃષ્ટો વિષય ૩૨૦૦ ધનુષ્ય પ્રમાણે છે

અસજ્ઞી પચેંદ્રિયનો શ્રોતેંદ્રિયનો ઉત્કૃષ્ટ વિષય ૧ યોજન પ્રમાણે છે ચક્ષુઇંદ્રિયનો ઉત્કૃષ્ટો વિષય ૫૯૦૮ ધનુષ્ય પ્રમાણે છે ઘ્રાણેંદ્રિયનો ઉત્કૃષ્ટો વિષય ૪૦૦ ધનુષ્ય પ્રમાણે છે, રસેંદ્રિયનો ઉત્કૃષ્ટો વિષય ૫૧૨ ધનુષ્ય પ્રમાણે છે અને સ્પર્શેન્દ્રિયનો ઉત્કૃષ્ટો વિષય ૬૪૦૦ ધનુષ્ય પ્રમાણે છે

(૭) કામી ઇંદ્રિયો– પાચ ઇંદ્રિયોના ૧ શ્રોતેંદ્રિય અને ૨ ચક્ષુઇંદ્રિય એ બે ઇંદ્રિય કામી છે પાચ સ્થાવરના પાચ દંડક તથા બેઇંદ્રિય અને તેઇંદ્રિયનો એક દંડક એવ ૭ દંડકમા કામી ઇંદ્રિયો નથી.

ચૌરિંદ્રિયના દડકમા એક ચક્ષુઇદ્રિય કામી છે શેષ નારકી આદિ પચેંદ્રિયના સોળ દડકમા શ્રોત અને ચક્ષુઇંદ્રિય એ બન્ને કામી ઇંદ્રિયો છે

(૮) **ભોગી ઇંદ્રિયો**—પાચે ઇંદ્રિયોમા ઘ્રાણેદ્રિય, રસેદ્રિય અને સ્પર્શેન્દ્રિય એ ત્રણ ઇંદ્રિયો ભોગી છે પાંચ સ્થાવરના પાંચ દડકમા એક સ્પર્શેન્દ્રિય ભોગી ઇંદ્રિય છે બે ઇંદ્રિયના દંડકમા સ્પર્શેન્દ્રિય અને રસેદ્રિય એ બે ભોગી ઇંદ્રિયો છે શેષ નારકી આદિ ૧૮ અઢાર દડકમા ભોગી ઇંદ્રિયો ત્રણ છે

(૯) **ઇંદ્રિય ઉપયોગ કાળ**—પાંચે ઇંદ્રિયોમા દરેક ઇંદ્રિયોનો ઉપયોગ કાળ અંતર્મુહૂર્તનો છે શ્રોતેદ્રિયના ઉપયોગકાળમાં શેષ ચાર ઇંદ્રિયોનો ઉપયોગ ન હોય એમ દરેક ઇંદ્રિયોનો ઉપયોગ-કાળ જાણવો

ચોવીસ દડકમા જે જે દડકે જેટલી જેટલી ઇંદ્રિયો હોય તેનો ઉપયોગકાળ ઉપર કહ્યા પ્રમાણે જાણવો.

## (૧) ઇંદ્રિયોનો અવગ્રહ કાળ.

અવગ્રહના બે ભેદ –(૧) વ્યજન અવગ્રહ, (૨) અર્થ અવગ્રહ.

વ્યજન અવગ્રહ – અહીં પુદ્ગળો ઇંદ્રિયોમા સામા આવીને પડે, ઇંદ્રિયોને સ્પર્શે ત્યારે જ ઇંદ્રિયો તેને ગ્રહણ કરે. જેમ કે કાનમા શબ્દના પુદ્ગળો ભરાય, નાકને ગધના પુદ્ગળો અડે, જીભને રસના પુદ્ગળો મળે, શરીર ને સ્પર્શના પુદ્ગળો સ્પર્શે ત્યારે જ આ ચાર ઇંદ્રિયો પોતાના વિષય શબ્દ, ગધ, રસ, સ્પર્શને ગ્રહણ કરી શકે છે વ્યજન અવગ્રહ એટલે ઇંદ્રિયોથી પોતાના વિષયના પુદ્ગળોનુ ગ્રહણ, ચક્ષુ (આખ) ને વ્યજન અવગ્રહ ન હોય કારણ કે દૂર રહેલી વસ્તુનુ આખમા પ્રતિબિબ પડે છે ત્યારે તેના

ભાવ ગ્રહણ થાય છે આંખને અડેલી વસ્તુને જોઇ શકાતી નથી, તેમજ જોવા માટે અગ્નિનો સ્પર્શ કરે તો આંખ બળી જાય વ્યંજન અવગ્રહનો કાળ જઘન્ય આવલિકાનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ પ્રથકત્વ શ્વાસોચ્છ્વાસ કાળ પ્રમાણ હોય, કારણ કે અસંખ્યાતા સમયના પ્રવેશ્યા (અડેલા) પુદ્ગળોને જ ગ્રહણ કરી શકાય, અને તે પણ અવ્યકત એક દેશ ગ્રહણ થાય. ચોવીસે દંડકના જીવોને વ્યંજન અવગ્રહ હોવાનો સંભવ છે કારણ કે સર્વ જીવને અક્ષરનો અનંતમો ભાગ ઉઘાડો છે અને મતિઅજ્ઞાન અને શ્રુત અજ્ઞાન પણ અસંજ્ઞીને હોય છે, જો વ્યંજન અવગ્રહ ન હોય તો અસંજ્ઞીને પોતાની ઇંદ્રિયો સ્થાપના રૂપે જ રહે અને મતિશ્રુત અજ્ઞાનનો પણ અભાવ થાય.

અર્થ અવગ્રહ —અહીં ઇંદ્રિયો પોતાના વિષય (શબ્દ રૂપ, ગંધ, રસ, સ્પર્શ) ના અર્થને સામાન્ય પ્રકારે ગ્રહણ કરે પણ જાણે નહીં કે કોનો શબ્દ અથવા રૂપ, કે ગંધ છે, પાંચે ઇંદ્રિયોને અર્થ અવગ્રહ હોય છે અર્થ અવગ્રહનો કાળ એક સમયનો છે એટલે અસંખ્યાત સમયના વ્યંજન અવગ્રહ પછી એક સમયમાં અર્થ અવગ્રહ થાય છે વ્યંજન અવગ્રહમાં શબ્દ, ગંધ, રસ અને સ્પર્શના પુદ્ગળોનું ગ્રહણ થાય છે અને અર્થ અવગ્રહમાં શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શનું ગ્રહણ થાય છે પણ તે જાણે નહીં કે આ શબ્દ વગેરે કોના છે ૨૪ દંડકના જીવોને પણ અર્થ અવગ્રહનો સંભવ છે તેનું કારણ વ્યંજન અવગ્રહમાં બતાવ્યું છે તે સમજવું કેટલાકનો એવો અભિપ્રાય છે કે અસંજ્ઞી જીવોને અવગ્રહ ન હોય, તો પછી તેમના મતિઅજ્ઞાન અને શ્રુત અજ્ઞાનનો અભાવ થાય તત્ત્વ કેવળી ગમ્ય.

નોંધ – અર્થ અવગ્રહને અર્થ પદાર્થોના ભાવ જાણવા એવો અર્થ લઇએ તો તેમાં ઇહા, અવાપ્ત અને ધારણા પણ અંતર્ગત થાય, તો તે અપેક્ષાએ તો ફકત સંજ્ઞીના ૧૬ દંડકને અથાવગ્રહ હોય. જેમ કે વસ્તુગ્રહણ તેના પર વિચાર વળી કરી ગ્રહણ

ફરી વિચાર આવા પ્રકારનુ જે અર્થગ્રહણ છે તે તે ફક્ત સન્નીને જ હોય

## (૨) ઈન્દ્રિયોનો ઈહાકાળ.

ઇહા એટલે અવ્યક્તપણે ગ્રહણ કરેલા પાચેય ઇન્દ્રિયોના અર્થોનો નિર્ણય કરવા માટે વિચાર કરે કે આ શુ છે તેને ઇહા કહે છે તે મનનો વિષયી એટલે ફક્ત સન્નીનો વિષય છે

ચોવીસ દડકમા સન્નીના ૧૬ દડકમા ઈહા હોય છે. શેષ દડકમા ન હોય એનો કાળ અતર્મુહૂર્તનો છે. તે અંતર્મુહૂર્ત જઘન્ય એટલે નાનો અસખ્યાતા સમયનો જાણવો

## (૩) ઈન્દ્રિય અવાયકાળ.

અવાય એટલે પાચેય ઇન્દ્રિયોના અર્થોનો વિચાર કરીને નિશ્ચય કરે કે એતો એજ છે એવુ જે પૂર્ણ નિશ્ચયાત્મક જ્ઞાન તેને અવાય કહે છે. તેનો પણ કાળ અતર્મુહૂર્તનો છે અવાય ચોવીસ દડકમા સન્નીના ૧૬ દડકમા હોય શેષ અસન્નીના દડકોમા ન હોય.

## (૪) ઈન્દ્રિય ધારણાકાળ.

ધારણા એટલે નિશ્ચય કરેલા ઇન્દ્રિયોના અર્થોને વાસના અને સસ્કારપૂર્વક ઘણા કાળ સુધી ધારી રાખે, વળી પૂર્વે જોએલ વસ્તુ જેવી વસ્તુ જોઇને અથવા સાભળીને પૂર્વની વસ્તુનુ જ્ઞાન થઇ આવે તેને ધારણા કહે છે તેનો કાળ સખ્યાતા અથવા અસખ્યાતા વર્ષ સુધી ધારી રાખે ધારણા ચોવીસ દડકમા સંન્નીના ૧૬ દડકમા હોય છે શેષ અસંન્નીના દડકમા ન હોય

જાતિસ્મરણ જ્ઞાન પણ ધારણાના પેટામાં સમાય છે જાતિસ્મરણ જ્ઞાનથી લગોલગ કરેલા સંન્ની પચેન્દ્રિયના નવસો ભવ સુધી દેખે પણ વચમા અસન્નીનો ભવ કર્યો હોય તો અસન્નીનો ભવ

અને તેની પૂર્વે કરેલા ભવા દેખી શકે નહી સન્ની સન્ની તરીકે સ્હે તો એટલે સન્નીની કાયસ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ પ્રત્યેક સો સાગર છ કે જેમા ચારે ગતિના સન્નીભવો આવી જાય. આ બધા ભવો જાતિસ્મરણ જ્ઞાનથી જાણી શકાય

(૧૦) નોઇન્દ્રિય અર્થાવગ્રહકાળ—નોઇદ્રિય એટલે મનનો અર્થાવગ્રહ ઇન્દ્રિયોની પેઠે સમજવો. મનનો વિષય વિચાર કરવાનો જાણવો. મનનો અર્થાવગ્રહ સન્નીના ૧૬ સોળ દડકમા જ હોય અસન્નીના દડકોમાં ન હોય.

મનને ચક્ષુની જેમ વ્યજનાવગ્રહ નથી કેમકે મન અને ચક્ષુ ઇદ્રિય એ બેને પદાર્થો અડતા નથી તેથી અપ્રાપ્યકારી છે તેથી મનને વ્યજનાવગ્રહ હોય નહિ.

### (૧૧) ઇદ્રિયોના બધેલગા, મુકેલગા દ્વાર

(૧) શ્રોત્રેન્દ્રિય બધેલગા બધેલગા એટલે શ્રોતેદ્રિયપણે વર્તમાનકાળે બાધેલા પુદ્ગલો અનતા છે તે શ્રોતેદ્રિયના બધેલગા સમજવા. તે એક જીવને શ્રોતેદ્રિય બધેલગા અનતા હોય

૨૪ ચોવીસ દડકમા પાંચ સ્થાવર ને ત્રણ વિગલેદ્રિય એ આઠ દડકમા વર્તમાનકાળે શ્રોતેદ્રિયના બધેલગા નથી અને નારકી આદિ પચેદ્રિયના ૧૬ સોળ દડકમા શ્રોતેદ્રિયના બધેલગા અનતા છે એક જીવ આશ્રયી અનતા તેમ સવ જીવ આશ્રયી પણ અનતા સમજવા.

શ્રોતેન્દ્રિય મુકેલગા-મુકેલગા એટલે ભૂતકાળના શ્રોતેદ્રિય પણે ગ્રહણ કરેલા પુદ્ગલો મૂકી દીધા તે શ્રોતેદ્રિય મુકેલગા સમજવા. તે પણ એક જીવને અનતા હોય તેમ સવ જીવોમાં જાણવું શ્રોતેદ્રિયના મુકેલગા ચોવીસે દડકના અનતા સમજવા.

(૨) ચક્ષુ ઇંદ્રિય બધેલગા—ચક્ષુઇંદ્રિયના બધેલગાનુ સ્વરૂપ શ્રોતેંદ્રિય બધેલગાની જેમ સમજવુ

૨૪ ચોવીસ દંડકમા પાચ સ્થાવર, બેઇંદ્રિ, તેઇંદ્રિ એ સાત દંડકમા વર્તમાનકાળે ચક્ષુઇંદ્રિયના બધેલગા નથી. શેષ ૧૭ દંડકમા છે તે પણ અનતા સમજવા

**ચક્ષુઇંદ્રિય મુકેલગા** – ચક્ષુઇંદ્રિયના મુકેલગાનુ સ્વરૂપ શ્રોતેંદ્રિયના મુકેલગાની જેમ સમજવુ ચક્ષુઇંદ્રિયના મુકેલગા ચોવીસે દંડકના અનતા છે

**(૩) ઘ્રાણેંદ્રિય બધેલગા**—ઘ્રાણેંદ્રિયના બધેલગાનુ સ્વરૂપ શ્રોતેંદ્રિયના બધેલગાની જેમ સમજવું

ચોવીસ દંડકમાં પાચ સ્થાવર અને બેઇંદ્રિય એ છ દંડકમા વર્તમાનકાળે ઘ્રાણેંદ્રિયના બધેલગા નથી શેષ ૧૮ દંડકમા છે તે પણ અનતા સમજવા

**ઘ્રાણેંદ્રિયના મુકેલગા**—ઘ્રાણેંદ્રિયના મુકેલગાનુ સ્વરૂપ શ્રોતેંદ્રિયના મુકેલગાની જેમ જાણવુ ઘ્રાણેન્દ્રિયના મુકેલગા ચોવીસે દંડકના અનતા છે

**(૪) રસેંદ્રિયના બધેલગા** રસેંદ્રિયના બધેલગાનુ સ્વરૂપ શ્રોતેંદ્રિયના બધેલગાની પેઠે જાણવુ

ચોવીસ દંડકમા પાચ સ્થાવરના પાચ દંડકમા વર્તમાનકાળે રસેંદ્રિયના બધેલગા નથી શેષ ૧૯ દંડકમા છે તે પણ અનતા સમજવા

**રસેંદ્રિય મુકેલગા** રસેંદ્રિયના મુકેલગાનુ સ્વરૂપ શ્રોતેંદ્રિયના મુકેલગાની જેમ જાણવુ રસેંદ્રિયના મુકેલગા ચોવીસે દંડકના અનતા સમજવા

**(૫) સ્પર્શેન્દ્રિય બંધેલગા** સ્પર્શેંદ્રિયના બધેલગાનુ સ્વરૂપ શ્રોતેંદ્રિયના બધેલગાની પેઠે જાણવુ સ્પર્શેન્દ્રિયના બધેલગા વર્તમાનકાળે ચોવીસે દંડકમા છે તે અનતા સમજવા

સ્પર્શેન્દ્રિયના મુદ્ગલા સ્પર્શેન્દ્રિયના મુદ્ગલાનું સ્વરૂપ શ્રોતેન્દ્રિયના મુદ્ગલાની જેમ સમજવું સ્પર્શેન્દ્રિયના મુદ્ગલા ચોવીસે દંડકના અનંતા છે

## ૬ શ્વાસોશ્વાસ દ્વાર

(૧) શ્વાસોશ્વાસ નીપજાવવાનો કાળ નારકી આદિ ચોવીસે દંડકમાં શ્વાસોશ્વાસ પર્યાય અસંખ્યાતા સમયે નીપજાવે તે નાને અંતર્મુહૂર્ત સમજવો.

(૨) શ્વાસોશ્વાસ લેવાનો કાળ શ્વાસોશ્વાસ જઘન્યમાં જઘન્ય નારકીની અપેક્ષાએ નિરંતર લીએ અને ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ તેત્રીશ પખવાડીએ લીએ તે સ્વાર્થસિદ્ધ મહાવિમાનના દેવતાની અપેક્ષાએ છે

નારકીના દંડકમાં જઘન્ય ઉત્કૃષ્ટો નિરંતર શ્વાસોશ્વાસ લીએ. પાંચ સ્થાવર, ત્રણ વિગલેન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્ય પંચેન્દ્રિય એ દશ દંડકમાં પ્રમાણસહિત શ્વાસોશ્વાસ લીએ.

અસુરકુમારના દંડકમાં જઘન્ય સ્થિતિવાળા અસુરકુમારો દરેક હવે શ્વાસોશ્વાસ લીએ, શેષ નાગકુમારાદિક ભવનપતિના નવ દંડક અને વાણવ્યંતરનો એક દંડક એ દશ દંડકવાળા જઘન્ય સ્થિતિના દેવોનો શ્વાસોશ્વાસ લેવાનો કાળ અસુરકુમારની પેઠે જાણવો. ઉત્કૃષ્ટ સ્થિતિના અસુરકુમારો એક પખવાડીએ શ્વાસોશ્વાસ લીએ. ઉત્કૃષ્ટ સ્થિતિવાળા નાગકુમારાદિક નવ ભવનપતિ તથા વાણવ્યંતર એ દશ દંડકમાં પૃથક્ મુહૂર્ત શ્વાસોશ્વાસ લીએ. પૃથક્, એટલે અહીં બેથી નવ સુધી લેવા.

જ્યોતિષીના દંડકમાં જઘન્ય ઉત્કૃષ્ટ પૃથક્ મુહૂર્ત શ્વાસોશ્વાસ લીએ. વૈમાનીકના દંડકમાં પહેલા બીજા દેવલોકમાં જઘન્ય સ્થિતિવાળા દેવો મુહૂર્ત પૃથક્ત્વે (બે થી નવ મુહૂર્તે) શ્વાસોશ્વાસ-

લીએ અને ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ જે જે દેવલોકે જેટલા સાગરોપમની સ્થિતિ છે તેટલા તેટલા પખવાડીયે શ્વાસોશ્વાસ લીએ

દાખલા તરીકે પ્રથમ દેવલોકે ઉત્કૃષ્ટ સ્થિતિ બે સાગરોપમની છે તો તે સ્થિતિવાળા દેવો બે પખવાડિયે શ્વાસોશ્વાસ લીએ અને મૂકે અને સર્વાર્થસિદ્ધ મહાવિમાનમા રહેલા દેવોની જઘન્ય ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૩ સાગરોપમની છે તેથી તે દેવતાઓ તેત્રીશ પખવાડિયે શ્વાસોશ્વાસ લીએ એમ સર્વ સ્થાનકે સ્થિતિના હિસાબે શ્વાસોશ્વાસ લેવાનો કાળ જાણી લેવો

## ૭ ભાષાદ્વાર.

(૧) **ભાષા પર્યાપ્તિ કાળ** – ચોવીસ દડકમા પાચ સ્થાવરના પાચ દડક વર્જિને શેષ ૧૯ દડકમા વર્તતા જીવોને ભાષા પર્યાપ્તિ છે તે જીવો ભાષા પર્યાપ્તિ અતર્મુહૂર્ત નીપજાવે તે અતર્મુહૂર્ત અસખ્યાતા સમયનુ નાનુ સમજવુ

(૨) **ભાષગા** – એટલે ભાષા બોલનારા ચોવીસ દડકમા પાચ સ્થાવરના પાચ દડક વર્જિને શેષ ૧૯ દડકમા પર્યાપ્તા ભાષા બોલનારા હોય છે

(૩) **અભાષગા** – એટલે ભાષા નહીં બોલનારા તે ચોવીસે દડકના અપર્યાપ્તા તથા પાચ સ્થાવરના પર્યાપ્તા અને મનુષ્યના પર્યાપ્તા તે પણ તેરમે ગુણઠાણે વર્તતા કેવલી ભગવતો કેવળ સમુદ્ઘાત કરનારા લેવા કેમકે કેવલસમુદ્ઘાત વખતે તેઓ ભાષા બોલતા નથી કેમકે સમુદ્ઘાત કરવાનો કાળ ફકત આઠ સમયનો અતિસૂક્ષ્મ છે અને ભાષા બોલવાનો કાળ અસખ્યાતા સમયનો અતિ સ્થૂળ છે માટે કેવળસમુદ્ઘાતમા વર્તતા કેવળીઓ અભાષગા કહેલ છે તેમજ ચૌદમા ગુણઠાણામા વર્તતા અયોગી કેવળીઓ પણ અભાષગા કહેલ છે કેમકે ચઉદમે ગુણઠાણે વચનયોગનુ રૂધન થયેલ હોય છે તે અપેક્ષાએ ચઉદમા ગુણઠાણાવાળાને અભાષગા કહેલા છે.

(૪) ભાષગકાળ—ચોવીસ દંડકમાં પાંચ સ્થાવર વર્જીને શેષ ૧૯ દંડકવાળા પર્યાપ્તા ભાષકનો કાલ જઘન્ય બે સમયનો અને ઉત્કૃષ્ટો અંતર્મુહૂર્તનો છે ભાષા પણે પુદ્ગળને ગ્રહણ કરવાનો કાળ એક સમય અને કાઢવાનો એક સમય મળી જઘન્ય બે સમય સમજવા

(૫) અભાષગ કાળ—ચોવીસે દંડકમાં અભાષગનો કાળ જઘન્ય અંતર્મુહૂર્તનો ઉત્કૃષ્ટો અનંતોકાળ તે વનસ્પતિ આશ્રયી જાણવો.

(૬) ભાષાના પ્રકાર—ભાષાના ચાર પ્રકારની છે—(૧) સત્ય ભાષા, (૨) અસત્ય ભાષા (૩) મિશ્ર ભાષા, (૪) વ્યવહાર ભાષા.

પાંચ સ્થાવરના પાંચ દંડકમાં એકે ભાષા નથી કેમકે સ્થાવરને વચનયોગ અને ભાષા પર્યાય નથી. તેમજ સમુર્છિમ મનુષ્યમાં પણ સ્થાવર જેમ સમજવું ત્રણ વિગલેંદ્રિય અને સમુર્છિમ તિર્યંચ પંચેન્દ્રિયમાં એક વ્યવહાર ભાષા છે કેમકે તેઓને વચનયોગ અને ભાષા પર્યાપ્તિ છે માટે અસંજ્ઞી હોવાથી એક વ્યવહાર વચન છે શેષ સંજ્ઞીના ૧૬ દંડકમાં ચારે ભાષાઓ છે

૮ મનદ્વાર

(૧) મનપર્યાપ્ત નીપજાવવાનો કાળ-પાંચ સ્થાવર, ત્રણ વિગલેંદ્રિ, સમુછિમ તિર્યંચ પંચેંદ્રિય, અને સમુછિમ મનુષ્ય પંચેન્દ્રિય એ૮ઓને મનપર્યાપ્તિ નથી માટે તેઓને મનપર્યાપ્તિ નીપજાવવાનો કાળ પણ નથી. શેષ સંજ્ઞીના ૧૬ દંડકમાં મનપર્યાપ્તિ છે તેનો નિષ્પન્નકાળ અંતર્મુહૂર્ત જાણવો.

(૨) મનયોગકાળ – સંજ્ઞીના ૧૬ દંડકમાં મનયોગનો જઘન્ય કાળ એક સમયનો અને ઉત્કૃષ્ટો અંતર્મુહૂર્તનો પછી અવશ્ય બીજી પર્યાપ્તિ પણે ઉપયોગ પ્રવર્ત્તે શેષ અસંજ્ઞીના દંડકમાં મનપર્યાપ્તિ નથી.

(૩) **મન ચાર પ્રકારના છે**–(૧) સત્ય મન, (૨) અસત્ય મન, (૩) મિશ્ર મન, (૪) વ્યવહાર મન

પાંચ સ્થાવર, ત્રણ વિગલેંદ્રિય અને અસંજ્ઞી તિર્યંચ પંચેદ્રિય તથા સમુર્છિમ મનુષ્ય એટલાઓને મન પર્યાપ્તિ નથી માટે એકેય જાતનું મન નથી સંજ્ઞીના ૧૬ દંડકમાં ચારે પ્રકારના મનના યોગ છે

## ૯ પર્યાપ્તિ દ્વાર

(१) **पर्याप्ति--पुद्‌गलोपचयजः पुद्‌गल ग्रहण परिणमन हेतुः शक्ति विशेषः** – નામ કર્મના ઉદયથી પુદ્‌ગલોનું ગ્રહણ અને ચય ઉપચય થાય છે અને વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમથી તે પુદ્ગલોને પરિણમાવવાની જીવની શક્તિ વિશેષ તેને પર્યાપ્તિ કહે છે

જીવ એક ગતિમાંથી જઇને બીજી ગતિમાં ઉપજતાં કાર્મણ કાયયોગ વડે યથાયોગ્ય આહાર ગ્રહણ કરે છે ને પછી એ આહાર દ્વારા ચાર પાંચ કે છ વિભાગે જીવ વીર્ય પ્રવૃત્તિ કરે એટલે શક્તિ ફેરવે છે, કેમકે સ્વયોગ્ય સર્વ પર્યાપ્તિ જીવ સાથેજ આરભે ને અનુક્રમે પૂરી કરે છે

**પર્યાપ્તિ ૬ છે** (૧) આહાર પર્યાપ્તિ, (૨) શરીર પર્યાપ્તિ, (૩) ઇંદ્રિય પર્યાપ્તિ, (૪) શ્વાસોશ્વાસ પર્યાપ્તિ, (૫) ભાષા પર્યાપ્તિ, (૬) મન પર્યાપ્તિ

પ્રથમ આહારને ગ્રહણ કરી પરિણમાવી રસખલાદિ જુદા કરવાની શક્તિ વિશેષ તેને આહાર પર્યાપ્તિ કહે છે

રસપણે પરિણામને પામેલ આહારને રસ, રૂધિર, માંસ, મેદ, અસ્થિ (હાડકાં) મજ્જા, તથા વીર્ય એ સાત ધાતુપણે પરિણમાવીને શરીર નીપજાવવાની શક્તિ વિશેષ તેને બીજી શરીર પર્યાપ્તિ કહે છે.

સાત ધાતુપણે પરિણામને પામેલ જે રસ તેમાથી જેટલી દ્રવ્યઇંદ્રિયો જોઇએ તેટલા પુદ્ગળો ગ્રહણ કરી તેટલી ઇંદ્રિયપણે પરિણમાવવાની જે શક્તિ વિશેષ તેને ઇંદ્રિય પર્યાપ્તિ કહે છે

જે વડે શ્વાસોશ્વાસ યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરીને શ્વાસોશ્વાસ પણે પરિણમાવી શ્વાસોશ્વાસ લેવા મૂકવાની શકિત વિશેષ તે શ્વાસોશ્વાસ પર્યાપ્તિ કહે છે

ભાષા વર્ગણા યોગ્ય પુદ્ગલ દ્રવ્યગ્રહી વચનપણે પરિણમાવી અવલબી મૂકવાની જે શકિત વિશેષ તેને ભાષા પર્યાપ્તિ કહે છે

મનોવર્ગણા યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરી તને મનપણે પરિણમાવી અવલબી મૂકવાની શકિત વિશેષ તેને મન પર્યાપ્તિ કહે છે

ઔદારિક શરીરવાલો પહેલી આહાર પર્યાપ્તિ એક સમયમા અને બાકીની બીજી સર્વે પર્યાપ્તિઓ અનુક્રમે અતર્મુહૂર્તમા એક પછી એક પૂર્ણ કરે છે

વૈક્રિય શરીરવાલો આહાર પર્યાપ્તિ પહેલે સમયે પૂરી કરે, શરીરપર્યાપ્તિ-અતર્મુહૂર્તે પૂરી કરે અને ત્યારબાદ ચાર પર્યાપ્તિઓ એક એક સમયમા અનુક્રમે એક પછી એક પૂરી કરે છે પણ દેવોને વચન અને મન પર્યાપ્તિ એ બ ને એકી સાથે પૂરી થાય છે આહાર, શરીર અને ઇંદ્રિય પર્યાપ્તિ પૂરી કર્યા સિવાય કોઇ જીવ મરણ પામે નહિ.

પાચ સ્થાવર અને સમુર્છિમ મનુષ્યને ચાર પર્યાપ્તિ છે તે છ માથી ભાષા ને મન એ બે વર્જીને, સમુર્છિમ મનુષ્ય અપર્યાપ્તા થકા મરે છે માટે એને ચાર પર્યાપ્તિ છે ત્રણ વિગલેંદ્રિય અને અસની તિર્યંચ પચેંદ્રિયમા મન વર્જીને પાચ પર્યાપ્તિ છે સનીના ૧૬ દડકમા છએ પર્યાપ્તિ છે

(૨) પર્યાપ્તા અપર્યાપ્તા – **સ્વયોગ્ય-સર્વપર્યાપ્તિ**, પૂરી કરે તેને પર્યાપ્તો કહે છે અને **સ્વયોગ્ય** સર્વ પર્યાપ્તિ પૂરી કરી નથી ત્યાં સુધી તેને અપર્યાપ્તા કહેવાય છે. પર્યાપ્તાના બે ભેદ છે. એક લબ્ધિપર્યાપ્તો ને બીજો કરણપર્યાપ્તો. **સ્વયોગ્ય** સર્વ પર્યાપ્તિ પૂરી કરી નથી પણ કરશે તેને લબ્ધિ પર્યાપ્તો કહેવાય છે અને **સ્વયોગ્ય** સર્વ પર્યાપ્તિ પૂરી કરી લીધી છે તેને કરણપર્યાપ્ત કહે છે.

અપર્યાપ્તાના પણ બે ભેદ છે-(૧) લબ્ધિ અપર્યાપ્તો ને (૨) કરણ અપર્યાપ્તો **સ્વયોગ્ય** સર્વ પર્યાપ્તિ પૂરી કરશે જ નહિ તેને લબ્ધિ અપર્યાપ્તો કહેવાય છે અને **સ્વયોગ્ય** સર્વ પર્યાપ્તિ પૂરી કરી નથી પણ કરશે તેને કરણ અપર્યાપ્તો કહેવાય છે. પર્યાપ્તા નામકર્મના ઉદયથી લબ્ધિ પર્યાપ્તો અને અપર્યાપ્તા નામકર્મના ઉદયથી લબ્ધિ અપર્યાપ્તો પ્રાપ્ત થાય છે પણ કરણ પર્યાપ્તો અને કરણ અપર્યાપ્તો એ બે નામ માત્ર છે. એ કર્મના ઉદયથી કોઈ જીવને પ્રાપ્ત થતા નથી.

દાખલા તરીકે જેમ દેવતા પર્યાપ્તિ પૂરી કરે જ પણ જ્યા સુધી પૂરી કરી નથી ત્યા સુધી તેનુ કાઈક નામ આપવુ જ જોઇએ માટે તેને કરણ અપર્યાપ્તા કહે છે અને સર્વ પર્યાપ્તિઓ પૂરી કરી લીધી છે એમ જણાવવાને માટે તેને કરણ પર્યાપ્તા કહે છે ચોવીસે દડકમા પર્યાપ્તા અને અપર્યાપ્તા બને છે

(૩) **શાશ્વતા અશાશ્વતા પર્યાપ્તા** – ચોવીસે દડકમા શાશ્વતા એટલે સદા સર્વદા કાળે સાસીયા ભાવે હોવા આશ્રી સમજવા તે પણ ઘણા જીવો આશ્રી લેવા અને અશાશ્વતા એટલે સદા સર્વદા કાળે અસાસીયા ભાવે હોવા આશ્રી સમજવા તે પણ ઘણા જીવો આશ્રી સમજવા.

સંસારી સમુચ્ચય જીવો આશ્રી ચોવીસે દંડકના પર્યાપ્તા સદાકાળ વર્તે છે

(૫) શાશ્વતા અશાશ્વતા અપર્યાપ્તા : પાંચ સ્થાવર અવિરહીયા છે માટે તેમાં અપર્યાપ્તા હમેશા લાભે. બાકીના દંડકમા વિરહ કાળ વખતે અપર્યાપ્તા ન હોય.

(૫) સવીર્ય અવીર્ય ચોવીસે દંડકમાં લબ્ધિ શક્તિ આશ્રી પર્યાપ્તા અપર્યાપ્તા બને સવીર્ય છે શક્તિનો ઉપયોગ કરવા આશ્રી ૨૩ દંડકના પર્યાપ્તા સવીર્ય છે અને મનુષ્યમાં ૧૪મા ગુણસ્થાન સિવાય બધા સવીર્ય છે શક્તિ ફોરવી ન શકે તે આશ્રી ૨૪ દંડકના અપર્યાપ્ત અવીર્ય છે

## ૧૦ કર્મ દ્વાર

(૧) કર્મોત્પતિ ચોવીસે દંડકમાં આઠ કર્મની ઉત્પત્તિ (૧) ક્રોધ, (૨) માન, (૩) માયા, (૪) લોભ એ ચાર કષાયોથી મોહના સહચારીપણામાં થાય છે

(૨) મૂળ પ્રકૃતિબંધ : કર્મની મૂળ પ્રકૃતિ આઠ છે—(૧) જ્ઞાનાવર્ણીય, (૨) દર્શનાવર્ણીય, (૩) વેદનિય, (૪) મોહનિય, (૫) આયુષ્ય, (૬) નામ, (૭) ગોત્ર, (૮) અંતરાય.

મનુષ્ય વર્જિને ત્રેવીસ દંડકમા આઠેય બાંધે અને જો ૭ બાંધે તો આયુષ્યબંધ વર્જવો કેમકે આયુષ્ય એક ભવમાં એક જ વાર બંધાય છે મનુષ્યના દંડકમાં ૮–૭–૬–૧ બાંધે. આઠ સાતનો બંધ તો ૨૩ દંડકની પેઠે સમજવો. છ કર્મનો બંધ ૧૦મે ગુણઠાણે છે તેમાં આઠમાંથી (૧) મોહનીય (૨) આયુષ્ય એ બે વર્જવા. ૧૧-૧૨-૧૩ એ ત્રણ ગુણઠાણાવાળાને એક સાતાવેદનીય કર્મનો બંધ છે ચૌદમે ગુણઠાણે કોઇ કર્મનો બંધ નથી.

ત્રીજે ગુણઠાણે ૭ કર્મ બાંધે તે આઠમાથી આયુષ્ય વર્જવો કેમકે ત્રીજા ગુણઠાણાવાળા મિશ્રદૃષ્ટિ જીવો છે મિશ્રદૃષ્ટિનો કાળ અંતર્મુહૂર્તનો છે ને તે પર્યાપ્તાને જ હોય આયુષ્યનો બંધ એકલી મિથ્યાદૃષ્ટિમાં અને એકલી સમકિત દૃષ્ટિમાં પડે પણ જ્યાં બંને દૃષ્ટિઓ સાથે હોય એટલે મિશ્ર અવસ્થામાં બંધ ન પડે. વળી મિશ્રગુણસ્થાનના કાળ કરતા આયુષ્ય બંધ કાળ વધારે છે. તેમજ આઠમાં ગુણસ્થાનથી આગળ આયુષ્યનો બધ પડે નહિ શેષ ગુણઠાણે આઠ તથા સાત બાંધે.

(૩) **મૂલ પ્રકૃતિ ઉદય** – મનુષ્ય વર્જિને ૨૩ દંડકમાં આઠ કર્મનો ઉદય છે અને મનુષ્યના દંડકમાં ૮–૭–૪ કર્મનો ઉદય છે તે પેલા ગુણઠાણાથી ૧૦મા ગુણઠાણા સુધી આઠ કર્મનો ઉદય છે. ૧૧–૧૨મે ગુણઠાણે ૭ કર્મનો ઉદય છે તે આઠમાથી મોહનિય કર્મ વર્જવો ૧૩મે ૧૪મે ગુણઠાણે ૪ કર્મનો ઉદય છે તે વેદનીય (૨) આયુષ્ય (૩) નામ (૪) ગોત્ર એ ચારનો ઉદય છે

(૪) **મૂલ પ્રકૃતિ વેદન** – વેદનનુ વિવેચન ઉદયવત્ ચોવીસે દંડકમા સમજવું વેદન એટલે આઠ કર્મનુ વેદવું–ભોગવવું.

(૫) **મૂલપ્રકૃતિ ઉદીરણા** – મનુષ્ય વર્જિને ૨૩ દંડકમાં આઠ કર્મની ઉદીરણા છે અને મનુષ્યના દંડકમા ૮–૭–૬–૫ અને ૨ કર્મની ઉદીરણા કરે છે તે પહેલા ગુણઠાણાથી ૭મા ગુણઠાણા, સુધી આઠ કર્મની ઉદીરણા કરે અને ૭ની કરે તો આયુષ્ય વર્જીને ૮મે ૯મે ગુણઠાણે આયુષ્ય વર્જિને ૭ની ઉદીરણા કરે, અને ૬ની કરે તો મોહની અને આયુષ્ય એ બે વર્જવા ૧૦મે ગુણઠાણે મોહનીય અને આયુષ્ય એ બે વર્જીને ૭ કર્મની ઉદીરણા કરે અને પાચની કરે તો (૧) વેદનીય (૨) મોહનીય (૩) આયુષ્ય એ ત્રણ વર્જવી ૧૧મે ૧૨મે ગુણઠાણે પાચ કર્મની ઉદીરણા કરે છે (૧) વેદનીય (૨) મોહનીય (૩) આયુષ્ય એ ૩ વર્જવા અને બેની કરે તો નામ ગોત્રની ૧૩મે ગુણઠાણે બે કર્મની ઉદીરણા

કરે તે નામ અને ગોત્ર. ૧૪મે ગુણઠાણે કોઈ કર્મની ઉદીરણા કરે નહિ.

(૬) મૂલ પ્રકૃતિ નિર્જરા :– મનુષ્ય વર્જિને, ૨૩ દંડકમા આઠ કર્મની નિર્જરા છે મનુષ્યના દંડકમા ૮–૭–૪ કર્મની નિર્જરા છે. પેલા ગુણઠાણાથી દસમા ગુણસ્થાન સુધી આઠ કર્મની નિર્જરા. ૧૧મે અને બારમે ગુણસ્થાને મોહનિય કર્મ વર્જીને ૭ કર્મની નિર્જરા હોય ૧૩મે ૧૪મે ગુણઠાણે ૪ કર્મની નિર્જરા તે ૧ વેદનીય ૨ આયુષ્ય ૩ નામ ૪ ગોત્ર એ ૪ની નિર્જરા છે

(૭) મૂલ પ્રકૃતિ સત્તા – સત્તા એટલે કર્મદળનો જીવ સાથે સબંધ. જ્યાં સુધી બાંધેલા કર્મના દળ જીવ પ્રદેશથી ખરે નહિ તથા અન્ય બીજી પ્રકૃતિ પણે સંક્રમે નહિ ત્યા સુધી તેની સત્તા જાણવી. ચોવીસે દંડકમા સત્તાનુ સ્વરૂપ નિર્જરાની પેઠે જાણવુ પણ એટલુ વિશેષ કે ૧૧મે ગુણસ્થાને આઠે કર્મની સત્તા છે

નોધ – બંધ એટલે શુદ્ધ આત્માની અષ્ટમહાગુણ રૂપ લક્ષ્મીને સર્વ પ્રકારે જે આવરી આચ્છાદી લેનારી અષ્ટકર્મ પ્રકૃતિ રૂપ પુદ્ગલકર્મોનુ જે આત્મ પ્રદેશો સાથે ખીર નીરની પેઠે લોલીભૂત થઇ બધાવુ તેને બંધ કહે છે તે બંધનુ વિશેષ સ્વરૂપ પન્નવણાદિક ગ્રંથોથી જાણી લેવુ

ઉદય – એટલે બાંધેલા કર્મોનો અબાધાકાળ પરિપૂર્ણ થઈ રહેવાથી તે કર્મોના તીવ્ર મંદ ઘાતીઆ અઘાતીઆ કટુ મિષ્ટ ઇત્યાદિક વિપાકરૂપ જે પ્રભાવ આત્માને પ્રત્યક્ષ થાય તેને આત્મા વેદે–ભોગવે અનુભવે તેને ઉદય કહે છે

ઉદીરણા – એટલે જે કર્મો હજીસુધી ઉદય અવસ્થા રૂપ ફળ આપવાને સમર્થ નથી પણ ઉદય સન્મુખ થયા છે ઉદય આવવાને યોગ્ય થયા છે પણ ઉદય આવલિકામાં આવ્યા નથી એવા કર્મોની જીવ પોતાના કરણ વીર્યની વિશેષતાથી આકર્ષી–ખેંચીને ઉદયાવલીમાં લાવી અબાધાકાળમાં તે કર્મોને ભોગવે તેને ઉદીરણા કહે છે

નિર્જરા – એટલે કર્મ દળોનું આત્માના પ્રદેશોથી ખરીને દૂર થવું અથવા કર્મરૂપે અભાવ થવું.

(૯) ઉત્તર પ્રકૃતિબંધ – આઠ કર્મની ઉત્તર પ્રકૃતિ ૧૪૮ છે, તેમા ૫ જ્ઞાનાવરણીયની, ૯ દર્શનાવરણીયની, બે વેદનિયની, ૨૮ મોહનિયની, ૪ આયુષ્યની, ૯૩ નામની, બે ગોત્રની અને ૫ અંતરાયની. એ ૧૪૮ પ્રકૃતિમાંથી બંધ પ્રકૃતિ ૧૨૦ એકસોને વીસ છે તેની વિગત–જ્ઞાનાવર્ણીયની ૫, દર્શનાવર્ણીયની ૯, વેદનીયની ૨, મોહનિયની ૨૬, તેમાં ચારિત્ર મોહની ૨૫ અને મિથ્યાત્વમોહની એક એમ ૨૬ બંધસ્થાને છે, ૧ મિથ્યાત્વ મોહનીય એટલે મોહનિયની ૨૮ માંથી ૨૬ પ્રકૃતિનો બંધ છે કારણ કે સમકિત મોહનિય અને મિશ્રમોહનિય મિથ્યાત્વના પર્યાય રૂપે ફકત ઉદય ભાવમાં છે, બંધસ્થાને નથી. આયુષ્યની ચાર અને નામની ૬૭ પ્રકૃતિનો બંધ છે (સામાન્ય પણે નામ કર્મની ૯૩ પ્રકૃતિ છે તેમાંથી ૫ શરીરના બંધન અને ૫ સંઘાતન એ ૧૦ પ્રકૃતિ પાંચ શરીર પ્રકૃતિના બંધમાં સમાઈ જાય છે અને વર્ણાદિ ૨૦ પ્રકૃતિઓ વર્ણાદિ ૪ બંધ પ્રકૃતિઓમાં સમાઇ જાય છે એટલે વર્ણાદિ ૧૬ પ્રકૃતિ અને ૫ બંધન ૫ સંઘાતન એ ૧૦ પ્રકૃતિની સાથે ઉમેરતાં ૨૬ થઈ તે ૯૩માથી ૨૬ બાદ કરતાં શેષ ૬૭ નામ કર્મની બંધ પ્રકૃતિ છે) ગોત્રની ૨, અંતરાયની ૫, કુલ ૧૨૦ બંધ પ્રકૃતિ છે.

નારકીના દંડકમા રત્નપ્રભાદિક પહેલી ૩ નરકમાં ૧૦૧ પ્રકૃતિનો બંધ છે તે ૧૨૦ બંધ પ્રકૃતિમાંથી દેવત્રીક (૧. દેવગતિ, ૨. દેવાનુપૂર્વિ, ૩ દેવાયુ) વૈક્રિયદ્વિક (૧. વૈક્રિયશરીર, ૨. વૈક્રિયના અંગોપાંગ) નરક ત્રીક (૧ નરકગતિ, ૨ નરકાનુપૂર્વિ, ૩. નરકાયુ) સૂક્ષ્મત્રીક (૧ સૂક્ષ્મનામ, ૨ અપર્યાપ્તનામ, ૩. સાધારણનામ) ૧૨ એકેદ્રિય જાતિ, ૧૩ સ્થાવર નામ, ૧૪ આતાપનામ, ૧૫ બેઇદ્રિય જાતિ, ૧૬ તેઇદ્રિય જાતિ, ૧૭ ચઉરિંદ્રિય જાતિ એ વિગલેન્દ્રિયત્રીક

૧૮ આહારક શરીર, ૧૯ આહારકના અંગોપાંગ એ આહારકદ્વિક એમ ૧૯ પ્રકૃતિ વર્જવી. શેષ ૧૦૧નો બંધ છે

૪ થી ૬ સુધીની ૩ નરકમાં ૧૦૦સો પ્રકૃતિનો બંધ છે તે ૧૦૧માંથી જિનનામ વર્જવી. છઠ્ઠી નરકે ૯૯ પ્રકૃતિનો બંધ છે તે પાછળ કહેલી સોમાથી મનુષ્યાયુ વર્જવી. એટલે ૯૯ પ્રકૃતિનો બંધ છે

૧૦ ભવનપતિના ૧૦ દંડક, વાણવ્યંતરનો ૧ દંડક, અને જ્યોતિષિનો ૧ દંડક એ ૧૨ દંડકમા ૧૦૩ પ્રકૃતિનો બંધ છે. તે ૧૨૦ બંધ પ્રકૃતિમાંથી દેવત્રીક ૩ નરકત્રીક ૩ વૈક્રિયદ્વિક આહારકદ્વિક ૨ સુક્ષમત્રીક ૩ વિકલેન્દ્રિયત્રીક ૩ અને જિનનામ એ ૧૭ પ્રકૃતિ વર્જવી શેષ ૧૦૩ પ્રકૃતિનો બંધ છે

પૃથ્વી ૧ પાણી ૨ વનસ્પતિ ૩ વિકલેંદ્રિય એ ૬ દંડકમા ૧૦૯ પ્રકૃતિનો બંધ છે તે ૧૨૦ બંધપ્રકૃતિમાંથી દેવત્રીક નરકત્રીક વૈક્રિયદ્વિક આહારકદ્વિક અને જિનનામ કર્મ એ ૧૧ વર્જવી શેષ ૧૦૯ પ્રકૃતિનો બંધ છે

તેઉ ૧, વાઉ ૨, એ બે દંડકમાં ૧૦૫ પ્રકૃતિનો બંધ છે તે ૧૨૦ બંધ પ્રકૃતિમાંથી પૃથ્વીના દંડકમા વર્જવાની ૧૧ લેવી. તેમાં મનુષ્યત્રીક (૧ મનુષ્યગતિ ૨ મનુષ્યાનુપૂર્વિ ૩ મનુષ્યાયુ) અને ઉચ્ચગોત્ર એ ૪ને પૂર્વોક્ત ૧૧મા મેળવતાં ૧૫ થઈ તે ૧૫ પ્રકૃતિ વર્જવી શેષ ૧૦૫ પ્રકૃતિનો બંધ છે

તિર્યંચપંચેંદ્રિયના દંડકમા ૧૧૭ પ્રકૃતિનો બંધ છે તે ૧૨૦ માંથી આહારકદ્વિક અને તીર્થંકર નામકર્મ એ ૩ પ્રકૃતિ વર્જવી શેષ ૧૧૭ પ્રકૃતિનો બંધ છે અને તિર્યંચના અપર્યાપ્તામા ૧૦૯ પ્રકૃતિનો બંધ પૃથ્વીવત્ સમજવો.

મનુષ્યના દંડકમા ૧૨૦ પ્રકૃતિનો બંધ છે અને મનુષ્ય અપર્યાપ્તામાં પૃથ્વીવત ૧૦૯ પ્રકૃતિનો બંધ છે.

વૈમાનિકના દંડકમાં પહેલા બીજા દેવલોકમાં ૧૦૪ પ્રકૃતિનો બંધ છે તે ૧૦૩ તો ભવનપતિના દંડકની લેવી તેમાં જિનનામ ભેળવતાં ૧૦૪ પ્રકૃતિનો બંધ છે. ત્રીજાથી આઠમાં સુધીના ૬ દેવલોકમાં નરકના દંડકની પેઠે ૧૦૧ પ્રકૃતિનો બંધ છે, નવમાં દેવલોકથી નવગ્રૈવેયક સુધીમાં ૯૭ પ્રકૃતિનો બંધ છે. તે ૧૨૦માંથી ૧૯ પ્રકૃતિ રત્નપ્રભામા વર્જેલી લેવી તેમાં ૧ ઉદ્યોતનામ તથા તિર્યંચત્રીક (તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વિ, તિર્યંચાયુ) એ ૪ ભેળવતાં ૨૩ પ્રકૃતિ વર્જવી, શેષ ૯૭ પ્રકૃતિનો બંધ છે.

નવમા દેવલોકથી ઉપરના તમામ દેવોને ઉદ્યોત નામ કર્મનો બંધ નથી કેમકે ઉદ્યોત નામનો બંધ તિર્યંગતિ પ્રાયોગ્ય છે માટે વર્જેલ છે.

ચોથે ગુણઠાણે ઓઘથી (એકંદર સમુચ્ચયથી) ૭૭ પ્રકૃતિનો બંધ છે તે ૫ જ્ઞાનાવર્ણીય, ૬ દર્શનાવર્ણીયની (તે ૯માંથી નિદ્રાનિદ્રા ૨ પ્રચલાપ્રચલા ૩ થિણધ્ધિનિદ્રા એ ૩ વર્જી શેષ ૬નો બંધ છે) વેદનીયની ૨ મોહનીયની ૧૯ (તે ૨૬ બંધ પ્રકૃતિમાંથી અનંતાનુ બંધીની ચોકડી મિથ્યાત્વ મોહનીય સ્ત્રી વેદ અને નપુંસક વેદ એ ૭ વર્જવી શેષ ૧૯ નો બંધ છે) આયુષ્યની ૨ (દેવાયુ અને મનુષ્યાયુ) નામની ૩૭ (ઔદારિકદ્વિક તે ૧ ઔદારીક શરીર ૨ ઔદારિકના અંગોપાગ ૪ વૈક્રિયદ્વિક ૫ તૈજસશરીર ૬ કાર્મણશરીર ૧૦ વર્ણચતુષ્ક તે ૧ વર્ણ ૨ ગંધ ૩ રસ ૪ સ્પર્શ ૧૧ પ્રથમ સંઘયણ ૧૨ પ્રથમ સંસ્થાન ૧૩ પંચેદ્રિયજાતિ ૧૫ મનુષ્યદ્વિક ૧૭ દેવદ્વિક ૧૮ શુભવિહાયગતિ ૧૯ અગુરુલઘુનામ ૨૦ નિર્માણ નામ ૨૧ ઉપઘાતનામ ૨૨ પરાઘાતનામ ૨૩ ઉશ્વાસનામ ૨૪ તીર્થંકરનામ ૩૪ ત્રસદશક તે ૧ ત્રસનામ ૨ બાદરનામ ૩ પર્યાપ્તનામ ૪ પ્રત્યેકનામ, ૫ સ્થિરનામ ૬ શુભનામ ૭ સૌભાગ્ય નામ ૮ સુસ્વરનામ ૯ આદેયનામ ૧૦ યશોકિર્તિનામ ૩૫ અસ્થિરનામ ૩૬ અશુભનામ ૩૭ અયશોકીર્તિનામ એમ ૩૭ નામની) અને ગોત્રની ૧ તે ઉચગોત્ર, અંતરાયની ૫ એમ એ ૭૭ પ્રકૃતિનો ઓઘે એટલે ૪ ગતિના જીવોને ચોથે ગુણઠાણે બંધ છે.

પાચ અનુત્તર વિમાનમા ૭૨ પ્રકૃતિનો બધ છે કેમકે અનુત્તર વિમાનવાસીં દેવો એકાત સમકિત દષ્ટિ છે તે દેવોને ૧ ચોથુ ગુણઠાણુ છે તેથી દેવગતિમા ઓઘે ૪ થે ગુણઠાણે અને અનુત્તર વિમાનમા ૭૨ પ્રકૃતિનો બધ છે તેમાં ૪ થે ગુણઠાણે જે ૭૭ બધ પ્રકૃતિ છે તેમાથી દેવત્રીક તથા વૈક્રિયદ્વિક એ ૫ પ્રકૃતિ દેવગતિ બધ પ્રાયોગ્ય છે તે દેવગતિમા વર્તતા જીવો ન બાધે માટે ૭૭ માથી પાચ વર્જિ શેષ ૭૨ પ્રકૃતિનો અનુત્તર વિમાનમા દેવોને બધ છે.

(૯) ઉત્તર પ્રકૃતિ ઉદય – બધ પ્રકૃતિ ૧૨૦મા સમકિત મોહનિય તથા મિશ્રમોહનિય એ બે પ્રકૃતિઓ મેળવીએ એટલે ૧૨૨ ઉદય પ્રકૃતિ થાય છે. (દર્શન મોહનીયની ૩ પ્રકૃતિમાથી એક મિથ્યાત્વ મોહનિયનો બધ છે પણ પાછલી બે પ્રકૃતિનો બધ નથી પરતુ ઉદય તો થાય છે માટે બધમાં ન લેતા ઉદયમા લીધી છે)

નારકીના દંડકમા સાતે નરકમા ઉદયપ્રકૃતિ, ૧૨૨માથી ૮૦ નો ઉદય છે તે ૫ જ્ઞાનાવર્ણીય, ૯ દર્શનાવર્ણીયની, ૨ વેદનીય, ૨૬ મોહનિયની, તે ૨૮માથી ૧ સ્ત્રી વેદ, ૨ પુરુષ વેદ એ બે પ્રકૃતિનો નારકીને બધ છે પણ ઉદય નથી વેદ ત્રણમાથી નરકના દંડકમાં ૧ નપુસક વેદનો ઉદય છે માટે બે વેદનો ઉદય વર્જ્યો છે શેષ ૨૬ પ્રકૃતિનો ઉદય છે, આયુષ્યની ૧ પ્રકૃતિનો ઉદય છે તે નર્કાયુનો શેષ ૩ આયુનો ઉદય નથી. ૧ મનુષ્યાયુ ૨ તિર્યંચાયુ એ બેનો બધ છે અને નર્કાયુ દેવાયુ એ બે આયુનો બધ ગતિ સ્વભાવે જ નથી માટે નરકના દંડકમાં એક નર્કાયુનો જ ઉદય છે અને નામ કર્મની ૬૭ બધ પ્રકૃતિમાથી ૩૦ પ્રકૃતિનો ઉદય છે તે ૧ નર્કદ્વિક ૩ પચેદ્રિયની જાતિ ૪ ત્રસનામ, ૫ બાદરનામ, ૬ પર્યાપ્તનામ, ૭ પ્રત્યેકનામ, ૮ દુર્ભાગ્યનામ ૯ દુસ્વરનામ, ૧૦ અનાદેયનામ, ૧૧ અયશોકીર્તિનામ, ૧૨ હુડસઠાણ, ૧૪ વૈક્રિયદ્વિક, ૧૫ ઉપઘાતનામ, ૧૬, પરાઘાતનામ, ૧૭ ઉશ્વાસનામ, ૧૮ અશુભવિહાયોગતિ અને નામની ૧૨ ધ્રુવોદયી તે ૧ તૈજસ શરીર ૨ કાર્મણ શરીર ૩ અગુરુ-

લઘુનામ ૪ સ્થિરનામ ૫ અસ્થિરનામ ૬ શુભનામ ૭ અશુભનામ ૧૧ વર્ણચતુષ્ક ૧૨ નિર્માણનામ એ ૧૨ ધ્રુવોદયી ભેળવતા ૩૦ નામકર્મની ઉદય પ્રકૃતિ અને ગોત્રની ૨ અંતરાયની ૫ એમ સર્વે મળીને ૮૦ પ્રકૃતિનો ઉદય નારકીના દંડકમા છે) શેષ ૪૨ વર્જિ તે નામ નીચે પ્રમાણે છે જાતિચતુષ્કને ૧ એકેદ્રિયની જાતિ ૨ બેઇન્દ્રિયની જાતિ ૩ તેઇદ્રિયની જાતિ ૪ ચઉરિંદ્રિયની જાતિ સંઘ યણષટ્કતે ૧ વજ્રઋષભનારાચસંઘયણ, ૨ ઋષભનારાચસંઘયણ, ૩ નારાચસંઘયણ, ૪ અર્ધનારાચસંઘયણ, ૫ કિલકુસંઘયણ, ૬ છેવટ્ઠુસંઘયણ. સંઠાણ, પાંચ પહેલા, દેવત્રીક, મનુષ્યત્રીક, તિર્યંચત્રીક, ઔદારીકદ્વિક, આહારકદ્વિક, શુભવિહાયોગતિ, સુસ્વરનામ, યશોકીર્તિનામ, સુભગનામ, આદેયનામ સૂક્ષ્મત્રીક, સ્થાવરનામ, આતાપનામ, ઉદ્યોતનામ, જિનનામ, અને વેદયુગલ, એમ એ ૪૨ પ્રકૃતિનો ઉદય નારકના દંડકમા નથી)

દશ ભવનપતિના ૧૦ દંડક, વાણવ્યંતરનો ૧ દંડક, જ્યોતિષિનો ૧ દંડક એ ૧૨ દંડકમા ૮૫ પ્રકૃતિનો ઉદય છે તે જ્ઞાનાવર્ણીયની ૫, દર્શનાવર્ણીયની ૯, વેદનિયની ૨, મોહનીયની ૨૭ (તે ૨૮માથી નપુંસક વેદ વર્જવો દેવગતિમા નપુંસક વેદનો બંધ છે પણ ઉદય નથી) આયુષ્યની એક (તે દેવાયુનો ઉદય છે દેવગતિમા મનુષ્યાયુ અને તિર્યંગાયુનો બંધ છે અને ગતિસ્વભાવે દેવાયુ તથા નરકાયુનો બંધ નથી માટે ત્રણ આયુનો ઉદય વર્જવો કેમકે આયુષ્ય કર્મની ચારે પ્રકૃતિ ઉદય વિરોધીની છે તેથી તેને દંડકમાં અથવા તે તે ગતિમા તેના જ આયુનો ઉદય લેવો બાકીના આયુનો ઉદય ન લેવો એમ સર્વત્ર ભાવના કરવી) નામની ૬૭ માથી ૩૪ લેવી (તે ૨ દેવદ્વિક ૩ પંચેદ્રિયની જાતિ ૪ ત્રસનામ ૫ બાદરનામ ૬ પર્યાપ્તનામ ૭ પ્રત્યેકનામ ૮ સૌભાગ્યનામ ૯ દુર્ભાગ્યનામ ૧૦ સુસ્વરનામ ૧૧ દુસ્વરનામ ૧૨ આદેયનામ ૧૩ અનાદેયનામ ૧૪ યસોકીર્તિનામ ૧૫ અયશોકીર્તિનામ ૧૬ ઉપઘાતનામ ૧૭ પરાઘાતનામ ૧૮ ઉશ્વાસનામ ૨૦ વૈક્રિયદ્વિક ૨૧ શુભ-

વિહાયોગતિ ૨૨ ઉદ્યોતનામ એ ૨૨ મા ૧૨ ધ્રુવોદયી પ્રકૃતિ મેળવતા ૩૪ નામ કર્મની) અને ગોત્ર કર્મની ૨ તથા અંતરાયની ૫ એમ ૮૫ પ્રકૃતિનો ઉદય છે

૧૨૨ ઉદય પ્રકૃતિમાથી ૩૭ પ્રકૃતિનો ઉદય વર્જ્યો કેમકે ૮૫ પ્રકૃતિનો ઉદય છે તે ૧૨૨માથી બાદ કરતાં શેષ રહેલી ૩૭ નો ઉદય વર્જ્યો.

દેવગતિને સ્વભાવે જ ૧ દુસ્વર નામ અને ૨ અશુભવિહાયોગતિ એ બે પ્રકૃતિનો ઉદય ન હોય.

પિશાચાદિ તથા કિલ્વિષિ આદિ દેવોને અયશોકીર્તિનો ઉદય છે માટે દેવગતિમા અયશોકીર્તિનો ઉદય ગ્રહણ કરેલ છે તેમજ દેવતાઓ ઉત્તરવૈક્રિય કરે છે ત્યારે ઉદ્યોત કરી શકે છે એ અપેક્ષાએ દેવોને ઉદ્યોત નામનો ઉદય છે માટે ઉદ્યોતનામનો ઉદય દેવગતિમાં ગ્રહણ કરેલ છે અન્યથા ઉદ્યોતનામનો ઉદય નથી, ઉદ્યોતનામનો ઉદયતો તિર્યંગતિ પ્રાયોગ્ય છે તે આગળ કહેવામા આવશે.

પૃથ્વીકાયના દંડકમા ૧૨૨ ઉદય પ્રકૃતિમાથી ૮૧ પ્રકૃતિનો ઉદય છે તે જ્ઞાનાવર્ણીયની ૫, દર્શનાવર્ણીયની ૯ વેદનીયની ૨, મોહનીયની ૨૪ (તે ૨૮માથી ૧ સમકિત મોહનીય, ૨. મિશ્ર મોહનીય, ૩ સ્રી વેદ, ૪ પુરુષ વેદ એ ૪ વર્જ્યે શેષ ૨૪) આયુષ્યની ૧ તિર્યંચાયુ, નામની ૬૭માંથી ૩૩ પ્રકૃતિનો ઉદય છે (તે ૧૨ ધ્રુવોદયી ૧૩ એકેંદ્રિયની જાતિ ૧૪ ઔદારીક શરીર ૧૫ ઉપઘાતનામ ૧૬ પરાઘાતનામ ૧૮ તિર્યગ્ આનુપૂર્વી ૧૯ સ્થાવરનામ ૨૦ સૂક્ષ્મનામ ૨૧ બાદરનામ ૨૨ પર્યાપ્તનામ ૨૩ અપર્યાપ્તનામ ૨૪ પ્રત્યેકનામ ૨૫ દુભાગ્યનામ ૨૬ અનાદેયનામ ૨૭ યશોકીર્તિ નામ ૨૮ અયશોકીર્તિનામ ૨૯ હુંડસંઠાણ ૩૦ છેવટુ સંઘયણ ૩૧ ઉશ્વાસનામ ૩૨ આતાપનામ ૩૩ ઉદ્યોતનામ એ ૩૩ નામની) ૨ ગોત્રની અને ૫ અંતરાયની એમ ૮૧ પ્રકૃતિનો ઉદય છે

પાંચ સ્થાવર અને ત્રણ વિગલેદ્રિય એ ૮ દંડકમા એક નપુસક વેદનો ઉદય છે શેષ બે વેદનો ઉદય નથી માટે વર્જ્યા અને સમકિત મોહનીયનો ઉદય ચોથાથી તે ૭મા ગુણઠાણા સુધી છે અને મિશ્રમોહનીયનો ઉદય ત્રીજે ગુણઠાણે છે તેથી એ બે પ્રકૃતિનો ઉદય ઉપરોકત આઠ દડકમા ન હોય

પાચ સ્થાવરમા ૧ પેલુ ગુણઠાણુ છે અને ત્રણ વિગલેંદ્રિયમાં પેલા બે ગુણઠાણા છે એટલે પેલા બે ગુણઠાણે ઉપરોકત પ્રકુતિનો ઉદય નથી માટે એ ૮ દડકમા એ બે પ્રકૃતિનો પણ ઉદય વર્જવો.

અપકાયના દંડકમા ૧૨૨ ઉદય પ્રકૃતિમાથી ૭૯ પ્રકૃતિનો ઉદય છે તે પૃથ્વીકાયના દડકમાં કહેલ ૮૧ ઉદય પ્રકૃતિમાંથી ૧ ઉદ્યોતનામ ૨ આતાપનામ એ બે બાદ કરતાં શેષ ૭૯ પ્રકૃતિનો ઉદય અપકાયના દડકમા છે.

તેઉકાયના દડકમા અપકાયની પેઠે ૭૯ પ્રકૃતિનો ઉદય છે તેઉને આતાપ નામનો ઉદય નથી કેમકે અગ્નિમા જે ઉષ્ણ સ્પર્શ રહેલ છે તેનો અનુભવ અગ્નિની નજીક જતાં થાય છે પણ સૂર્યની જેમ દૂરથી અનુભવ થતો નથી માટે તેઉના જીવોને આતાપનામનો ઉદય નથી તેમ વળી ઉદ્યોતનામનો પણ ઉદય નથી કેમકે જેનો સ્પર્શ શીત હોય અને પ્રકાશ કરે તેને ઉદ્યોત નામ કહે છે ચદ્રપ્રભાવત્ અને અગ્નિને તો ઉષ્ણ સ્પર્શ છે માટે ઉદ્યોતનામ પણ નથી

તેઉમા ૭૮ પ્રકૃતિનો ઉદય હોય ત્યારે ૭૯ના ઉદયમાંથી ઉચગોત્ર વર્જવો કેમકે તેઉ વાયુમા ઉચગોત્ર ઉવેલ્યા એટલે સત્તામાથી ટાળ્યા પછી બીજી ગતિમા જ્યા સુધી ઉચગોત્ર ન બાંધે ત્યા સુધી તે જીવોને ઉંચગોત્રનો ઉદય ન હોય, ઘણેભાગે તેઉ વાયુમા નીચગોત્રનો જ ઉદય છે.

વાયુકાયના દડકમા ૮૦ પ્રકૃતિનો ઉદય છે તે ૭૯ તો અપકાયવત્ તેમા એક વૈક્રિયશરીર ભેળવતા ૮૦નો ઉદય છે અને

ઝના ઉદયે એક ઉચ્ચગોત્ર વર્જવો અને ૭૮ પ્રકૃતિનો ઉદય હોય તો ઝસ્માથી યશોકીર્તિનામ વર્જવો કેમકે વાયુને ઉચ્ચગોત્ર, આતાપ, ઉદ્યોત અને યશોકીર્તિ પણ વર્જેલ છે

વનસ્પતિના દડકમા ૮૧ પ્રકૃતિનો ઉદય છે તે પૃથ્વીના દડકમાં ૮૧ પ્રકૃતિનો ઉદય કહેલ છે તેમાથી એક આતાપનામ બાદ કરતાં ૮૦ પ્રકૃતિ રહે તેમા એક સાધારણ નામ ઉમેરતા એકયાસી પ્રકૃતિનો ઉદય વનસ્પતિના દડકમાં છે, વનસ્પતિમાં કેટલીક ઔષધીઓ પ્રકાશ કરે છે તેથી વનસ્પતિમાં ઉદ્યોત નામનો ઉદય છે.

બેઇંદ્રિયના દડકમા ૮૩ પ્રકૃતિઓનો ઉદય છે તે જ્ઞાનાવર્ણીયની ૫, દર્શનાવર્ણીયની ૯ વેદનીયની ૨, મોહનીયની ૨૪ પૃથ્વીવત્, આયુષ્યની ૧, (તે તિર્યંચાયુ), નામની ૩૫ (તે ૧૨ તો ધ્રુવોદયીદેવી ૧૪ તિર્યંચદ્વિક ૧૫ બેઇંદ્રિયની જાતિ ૧૭ ઔદારિકદ્વિક ૧૮ છેવટુસઘયણ ૧૯ હુંડસંઠાણ ૨૦ ત્રસનામ ૨૧ બાદરનામ ૨૨ પર્યાપ્તનામ ૨૩ પ્રત્યેકનામ ૨૪ ઉપઘાતનામ ૨૫ પરાઘાતનામ ૨૬ અપર્યાપ્તનામ ૨૭ દુર્ભાગ્યનામ ૨૮ અનાદેયનામ ૨૯ યશોકીર્તિનામ ૩૦ અયશોકીર્તિનામ ૩૧ ઉશ્વાસનામ ૩૨ ઉદ્યોતનામ ૩૩ સુસ્વરનામ ૩૪ દુસ્વરનામ ૩૫ અશુભવિહાયોગતિ એ ૩૫ નામની), ગોત્રની ૨ અંતરાયની ૫ એમ ૮૩ પ્રકૃતિનો ઉદય બેઇંદ્રિયના દડકમાં છે.

એમ જ તેઇંદ્રિય ચઉરિંદ્રિયમા પણ બેઇંદ્રિયવત્ ૮૩ પ્રકૃતિનો ઉદય છે ફકત જાતિમાં પોતપોતાની જાતિ લેવી ખદ્યોતાદિકના ઉદયથી ઉદ્યોત થાય છે માટે વિકલેંદ્રિયમાં પણ ઉદ્યોત નામનો ઉદય છે.

તિર્યંચ પંચેંદ્રિયના દડકમા ૧૦૨ પ્રકૃતિનો ઉદય છે તે જ્ઞાનાવર્ણીયની ૫, દર્શનાવર્ણીયની ૯, વેદનીયની ૨ મોહનીયની ૨૮, આયુષ્ય ૧ તિર્યંચાયુ, નામની ૫૦ (તે ૧૨ ધ્રુવોદયી લેવી

૧૪ તિર્યંચદ્વિક ૧૫ પંચેંદ્રિય જાતિ ૧૬ ત્રસનામ ૧૭ બાદરનામ ૧૮ પર્યાપ્તનામ ૧૯ અપર્યાપ્તનામ ૨૦ પ્રત્યેકનામ ૨૧ સુભગનામ ૨૨ દુર્ભગનામ ૨૩ સુસ્વરનામ ૨૪ દુસ્વરનામ ૨૫ આદેયનામ ૨૬ અનાદેયનામ ૨૭ યશોકીર્તિનામ ૨૮ અયશોકીર્તિનામ ૩૦ ઔદારીકદ્વિક ૩૬ સંઘયણષટ્ક ૪૨ સંઠાણષટ્ક ૪૪ વૈક્રિયદ્વિક ૪૬ વિહાયોગતિદ્વિક ૪૭ શ્વાસોશ્વાસ ૪૮ ઉપઘાતનામ ૪૯ પરાઘાતનામ ૫૦ ઉદ્યોતનામ), ગોત્રની ૨ અંતરાયની ૫ એમ ૧૦૨ પ્રકૃતિનો ઉદય તિર્યંચ. પચેંદ્રિયના દંડકમાં છે

તિર્યંચને વૈક્રિયરૂપ બનાવતાં ઉદ્યોત થાય તેથી તિર્યંચના દંડકમાં ઉદ્યોત નામનો ઉદય છે

મનુષ્યના દંડકમા ૧૦૫ પ્રકૃતિનો ઉદય છે તે ૧૦૨ તો તિર્યંચના દંડકની લેવી તેમા વળી આહારકદ્વિક અને જિનનામ એ ત્રણ મેળવતાં ૧૦૫ પ્રકૃતિનો ઉદય મનુષ્યના દંડકમા છે

વૈમાનિકના દંડકમા ઓઘે તથા પહેલા બીજા દેવલોકમા ભવનપતિવત્ ૮૫ પ્રકૃતિનો ઉદય છે. ત્રીજાથી બારમા દેવલોક સુધીમા ૮૪ પ્રકૃતિનો ઉદય છે તે ૮૫માથી સ્રી વેદનો ઉદય વર્જવો કેમકે ત્રીજા દેવલોકથી માંડીને ઉપરના દેવલોકોમા દેવીઓનુ ઉપજવુ નથી માટે ત્યા સ્રી વેદનો ઉદય વર્જ્યો છે

નવગ્રૈવેયકમા ૮૩ પ્રકૃતિનો ઉદય છે તે ઓઘે ૮૫ ના ઉદયમાથી ૧ સ્રી વેદ ૨ ઉદ્યોતનામ એ બે વર્જી શેષ ૮૩ પ્રકૃતિનો ઉદય છે ઉદ્યોતનામકર્મનો ઉદય દેવોને ઉત્તરવૈક્રિય કરતી વખતે હોય, છે અને નવગ્રૈવેયકના દેવો ઉત્તરવૈક્રિય રૂપ કરતા નથી. કેમકે ગ્રૈવેયકમા વૈક્રિય સમુદ્દ્યાતનો અભાવ છે. ( સાક્ષીસૂત્ર પન્નવણા પદ ૩૬માની ) એ ન્યાયથી ઉદ્યોતનામનો ઉદય સંભવતો નથી, તત્ત્વ કેવળી ગમ્ય.

અનુત્તર વિમાનમા ૭૦ પ્રકૃતિનો ઉદય છે તે જ્ઞાનાવર્ણિયની ૫, દર્શનાવર્ણિયની ૯ (તે હમાથી ઉપરની નિદ્રા ત્રણનો ઉદય વર્જ્યો) મોહનીયની ૨૦ (તે ૨૮માથી અનતાનુબંધીની ચોકડી, મિથ્યાત્વ મોહનીય, મિશ્ર મોહનીય, સ્ત્રી વેદ, નપુસક વેદ, એ ૮નો ઉદય વર્જ્યો શેષ ૨૦ પ્રકૃતિનો ઉદય છે) વેદનીયની ૨, આયુષ્યની એક (તે દેવાયુ) નામની ૩૦ (તે ૧૨ ધ્રુવોદયી લેવી ૧૩ પંચેન્દ્રિયજાતિ ૧૪ સમચઉરસસઠાણ ૧૬ દેવદ્વિક ૧૮ વૈક્રિયદ્વિક ૧૯ ત્રસનામ ૨૦ બાદરનામ ૨૧ પર્યાપ્તનામ ૨૨ પ્રત્યેકનામ ૨૩ સુસ્વરનામ ૨૪ સૌભાગ્યનામ ૨૫ યશોકીર્તિનામ ૨૬ આદેય નામ ૨૭ ઉશ્વાસનામ ૨૮ ઉપઘાતનામ ૨૯ પરાઘાતનામ ૩૦ શુભ વિહાયોગતિ એ નામની ત્રીસ પ્રકૃતિનો ઉદય છે), ગોત્રકર્મની એક (ઉંચ ગોત્રની), અતરાયની ૫ એમ ૭૦ પ્રકૃતિનો ઉદય અનુત્તરવાસીઓને છે

ઉત્તર પ્રકૃતિ ઉદીરણા – ઉદીરણાનુ વિવેચન ઉદયદ્વાર પ્રમાણે જાણવુ કેમકે જે જે દડકમા જેટલી જેટલી પ્રકૃતિનો ઉદય છે તેજ પ્રકૃતિની ઉદીરણા થાય પણ અન્ય પ્રકૃતિની ઉદીરણા થઇ શકે નહી માટે ઉદય પ્રમાણે વિસ્તાર જાણવો.

ઉત્તર પ્રકૃતિ સત્તા – આઠ કર્મની ઉત્તર પ્રકૃતિ ૧૪૮ છે તેના નામ જ્ઞાનાવર્ણિયની ૫ (તે ૧ મતિજ્ઞાનાવર્ણિય ૨ શ્રુતજ્ઞાનાવર્ણિય ૩ અવધીજ્ઞાનાવર્ણિય ૪ મનપર્યવજ્ઞાનાવર્ણિય ૫ કેવળજ્ઞાનાવર્ણિય.) દર્શનાવર્ણિયની ૯ (તે ૧ ચક્ષુદર્શનાવર્ણિય ૨ અચક્ષુદર્શનાવર્ણિય ૩ અવધિદર્શનાવર્ણિય ૪ કેવલદર્શનાવર્ણિય ૫ નિદ્રા ૬ નિદ્રાનિદ્રા ૭ પ્રચલા ૮ પ્રચલાપ્રચલા ૯ થિણુદ્ધિનિદ્રા), વેદનીયની ૨ (તે ૧ સાતાવેદનીય ૨ અસાતાવેદનીય) મોહનીયની ૨૮ (તે ૧ સમ્યક્ત્વમોહનીય ૨ મિશ્રમોહનીય ૩ મિથ્યાત્વમોહનીય ૪ અનતાનુબધી ક્રોધ ૫ અપ્રત્યાખ્યાન ક્રોધ ૬ પ્રત્યાખ્યાન ક્રોધ ૭ સજ્વલન ક્રોધ ૮ અનતાનુબધીમાન ૯ અપ્રત્યાખ્યાનમાન ૧૦

પ્રત્યાખ્યાનમાન ૧૧ સંજ્વલનમાન ૧૨ અનંતાનુબંધી માયા ૧૩ અપ્રત્યાખ્યાનમાયા ૧૪ પ્રત્યાખ્યાનમાયા ૧૫ સંજ્વલનમાયા ૧૬ અનંતાનુબંધીલોભ ૧૭ અપ્રત્યાખ્યાનલોભ ૧૮ પ્રત્યાખ્યાનલોભ ૧૯ સંજ્વલનલોભ ૨૦ હાસ્ય ૨૧ રતિ અને ૨૨ અરતિ ૨૩ શોક ૨૪ ભય ૨૫ જુગુપ્સા ૨૬ પુરુષવેદ ૨૭ સ્ત્રીવેદ ૨૮ નપુંસકવેદ), આયુષ્યની ૪ (તે ૧ દેવાયુ ૨ મનુષ્યાયુ ૩ તિર્યંચાયુ ૪ નરકાયુ), નામની ૧૦૩ (તે ૧ નરકગતિનામકર્મ ૨ તિર્યંગતિ ૩ મનુષ્યગતિ ૪ દેવગતિ ૫ એકેંદ્રિયજાતિ ૬ બેઇંદ્રિયજાતિ ૭ તેઇંદ્રિયજાતિ ૮ ચઉરિંદ્રિયજાતિ ૯ પંચેન્દ્રિયજાતિ ૧૦ ઔદારિકશરીર ૧૧ વૈક્રિયશરીર ૧૨ આહારકશરીર ૧૩ તૈજસશરીર ૧૪ કાર્મણશરીર ૧૫ ઔદારિક અંગોપાંગ ૧૬ વૈક્રિય અંગોપાંગ ૧૭ આહારકઅંગોપાંગ ૧૮ ઔદારિક ઔદારિક બંધન ૧૯ ઔદારિક તૈજસ બંધન ૨૦ ઔદારિક કાર્મણ બંધન ૨૧ ઔદારિક તૈજસ કાર્મણ બંધન ૨૨ વૈક્રિય વૈક્રિય બંધન ૨૩ વૈક્રિય તૈજસ બંધન ૨૪ વૈક્રિય કાર્મણ બંધન ૨૫ વૈક્રિય તૈજસ કાર્મણ બંધન ૨૬ આહારક આહારક બંધન ૨૭ આહારક તૈજસ બંધન ૨૮ આહારક કાર્મણબંધન ૨૯ આહારક તૈજસ કાર્મણ બંધન ૩૦ તૈજસ તૈજસ બંધન ૩૧ તૈજસ કાર્મણ બંધન ૩૨ કાર્મણ કાર્મણ બંધન ૩૩ ઔદારિક સંઘાતન ૩૪ વૈક્રિય સંઘાતન ૩૫ આહારક સંઘાતન ૩૬ તૈજસ સંઘાતન ૩૭ કાર્મણ સંઘાતન ૩૮ વજ્રઋષભનારાચસંઘયણ ૩૯ ઋષભનારાચસંઘયણ ૪૦ નારાચસંઘયણ ૪૧ અર્ધ નારાચ સંઘયણ ૪૨ કીલિકા સંઘયણ ૪૩ છેવટ્ઠુ સંઘયણ ૪૪ સમચઉરંસ સંઠાણ ૪૫ ન્યગ્રોધસંઠાણ ૪૬ સાદિ સંઠાણ ૪૭ વામન સંઠાણ ૪૮ કુબ્જ સંઠાણ ૪૯ હુંડ સંઠાણ ૫૦ કૃષ્ણવર્ણ ૫૧ નીલવર્ણ ૫૨ લોહિતવર્ણ ૫૩ હારિદ્રવર્ણ ૫૪ શ્વેતવર્ણ ૫૫ સુરભિગંધ ૫૬ દુરભિગંધ ૫૭ તિક્તરસ ૫૮ કટુરસ ૫૯ કષાયરસ ૬૦ આમ્લરસ ૬૧ મધુરરસ ૬૨ કર્કશસ્પર્શ ૬૩ મૃદુસ્પર્શ ૬૪ ગુરુસ્પર્શ ૬૫ લઘુસ્પર્શ

શીતસ્પર્શ ૬૭ ઉષ્ણસ્પર્શ ૬૮ સ્નિગ્ધસ્પર્શ ૬૯ રૂક્ષસ્પર્શ ૭૦ નરકાનુપૂર્વી ૭૧ તિર્યંગાનુપૂર્વી ૭૨ મનુષ્યાનુપૂર્વી ૭૩ દેવાનુપૂર્વી ૭૪ શુભવિહાયોગતિ ૭૫ અશુભવિહાયોગતિ ૭૬ પરાઘાતનામ ૭૭ ઉચ્છ્વાસનામ ૭૮ આતાપનામ ૭૯ ઉદ્યોતનામ ૮૦ અગુરુલઘુનામ ૮૧ તીર્થંકરનામ ૮૨ નિર્માણનામ ૮૩ ઉપઘાતનામ ૮૪ ત્રસનામ ૮૫ બાદરનામ ૮૬ પર્યાપ્તનામ ૮૭ પ્રત્યેકનામ ૮૮ સ્થિરનામ ૮૯ શુભનામ ૯૦ સૌભાગ્યનામ ૯૧ સુસ્વરનામ ૯૨ આદેયનામ ૯૩ યશ:કીર્તિનામ ૯૪ સ્થાવરનામ ૯૫ સૂક્ષ્મનામ ૯૬ અપર્યાપ્તનામ ૯૭ સાધારણનામ ૯૮ અસ્થિરનામ ૯૯ અશુભનામ ૧૦૦ દુર્ભગ નામ ૧૦૧ દુઃસ્વરનામ ૧૦૨ અનાદેયનામ ૧૦૩ અયશોકીર્તિનામ કર્મ), તેમાં બંધન નામકર્મની ૧૫ પ્રકૃતિનો સમાવેશ ફક્ત પાંચ બંધનમાં કરવાથી નામકર્મની ૯૩ પ્રકૃતિ થાય છે ગોત્રની ૨ (તે ૧ ઉચ્ચૈર્ગોત્ર ૨ નીચૈર્ગોત્ર), અંતરાયની ૫ (તે ૧ દાનાંતરાય ૨ લાભાંતરાય ૩ ભોગાંતરાય ૪ ઉપભોગાંતરાય ૫ વીર્યાંતરાય) એમ ૮ કર્મની ૧૪૮ પ્રકૃતિ જાણવી.

પ્રથમ નરકના દંડકમાં ઓઘે તથા પહેલી ત્રણ નરકમાં ૧૪૮ પ્રકૃતિની સત્તા છે તે જ્ઞાનાવર્ણીયની ૫, દર્શનાવર્ણીયની ૯, વેદનીયની ૨ મોહનીયની ૨૮ નામની ૯૩, ગોત્રની ૨ અંતરાયની ૫, એ પ્રમાણે ૧૪૮ ની સત્તા છે એમ સર્વે દંડકમાં ૧૪૮ પ્રકૃતિની સત્તા છે સર્વે દંડકમાં બંધ અને ઉદયવર્તિ પ્રકૃતિઓ વિચિત્ર પ્રકારે સંભવે છે પણ કર્મદળનું જીવ પ્રદેશ સાથે રહેવું એ આશ્રયી દરેક દંડકમાં ૧૪૮ પ્રકૃતિની સત્તા છે.

(૧૧) ધ્રુવબંધી ઉત્તર પ્રકૃતિ – એકસોવીસ બંધ પ્રકૃતિમાંથી ધ્રુવબંધીની ૪૭ પ્રકૃતિ છે તેમાં પ્રતિપક્ષી પ્રકૃતિનો વિરોધ આવતો નથી. વિચ્છેદ કે ઉપશમ ન થાય ત્યાં સુધી નિરંતર બંધાય છે. તેના નામ—જ્ઞાનાવર્ણીયની ૫ દર્શનાવર્ણીયની ૯ મોહનીયની ૧૯, (તે અનંતાનુબંધાદિક ૧૬ કષાય ૧૭ મિથ્યાત્વ મોહનીય

ભય ૧૯ દુગછા), નામની ૯ (તે ૪ વર્ણ ચતુષ્ક ૫ તૈજસ શરીર ૬ કાર્મણ શરીર ૭ અગુરુલઘુનામ ૮ નિર્માણનામ ૯ ઉપઘાતનામ) અને અતરાયની ૫ એ પ્રમાણે ૪૭ ધ્રુવબધીની પ્રકૃતિ જાણવી.

ચોવીસે દડકમા દરેક દડકે ૪૭ ધ્રુવબધીની પ્રકૃતિ છે. ફક્ત વૈમાનીકના દડકમા પાચ અનુત્તર વિમાનવાસીઓને ધ્રુવબંધીની ૩૯ પ્રકૃતિ છે (તે જ્ઞાનાવર્ણીયની ૫, દર્શનાવર્ણીયની ૬ તે ૯માંથી થિણદ્ધીત્રીક વર્જવી, મોહનીયની ૧૪ તે ૧૯માથી અનતાનુબંધીની ચોકડી તથા મિથ્યાત્વમોહનીય એ ૫ વર્જવી, શેષ ૧૪, નામની ૯, અતરાયની ૫ એમ ૩૯ ધ્રુવબધીની પ્રકૃતિ પાચ અનુત્તર વિમાનમા છે.

(૧૨) **અધ્રુવબધીની પ્રકૃતિ** એકસોવીસ બધ પ્રકૃતિમાથી અધ્રુવબધ પ્રકૃતિ ૭૩ છે તેના નામ વેદનીયની ૨, મોહનીયની ૭, (તે ૧ હાસ્ય, ૨ રતિ, ૩ અરતિ, ૪ શોક, ૭ વેદત્રીક) આયુષ્યની ૪, નામની ૫૮ (તે ૬૭ બધપ્રકૃતિમાથી ૯ ધ્રુવબધીની વર્જી શેષ ૫૮ નામની) ગોત્રની ૨ એમ ૭૩ પ્રકૃતિ અધ્રુવબધીની જાણવી વિરોધી પ્રકૃતિ સાથે તેમનો બધ ન થાય જેમકે હાસ્ય સાથે શોક નહિ, રતિ સાથે અરતિ નહિ, અમુક એક આયુષ્ય અને તેને અનુકુળ પ્રકૃતિ બધાય

નારકીના દડકમા ઓઘે (એકદર) તથા પહેલી ત્રણ નરકમા અધ્રુવબધીની ૫૪ પ્રકૃતિ છે તે નારકીના દડકમા ૧૦૧ બંધપ્રકૃતિ છે તેમાથી ૪૭ ધ્રુવબધીની બાદ કરતા બાકી ૫૪ અધ્રુવબધીની પ્રકૃતિ છે ચોથીથી છઠ્ઠી સુધી ત્રણ નરકમા ૫૩ અધ્રુવબધીની પ્રકૃતિ છે પૂર્વે કહેલ ચોપનમાથી જિનનામની બાદ કરવી

સાતમી નરકમા ૫૨ અધ્રુવબધીની પ્રકૃતિ છે તે પૂર્વોક્ત ૫૩માથી ૧ મનુષ્યાયુનો બધ વર્જવો દશ ભવનપતિના દસદડક, વાણવ્યતરનો ૧ દડક જ્યોતિષીનો ૧ દડક એ ૧૨ દડકમા અધ્રુવ

બંધીની ૫૬ પ્રકૃતિ છે તે ૧૦૩ બંધપ્રકૃતિમાંથી ૪૭ ધ્રુવબંધીની વર્જી શેષ ૫૬ અધ્રુવબંધીની પ્રકૃતિ છે

પૃથ્વી પાણી વનસ્પતિ અને ત્રણવિગલેંદ્રિય એ ૬ દંડકમા અધ્રુવબંધીની ૬૨ પ્રકૃતિ છે તે ૧૦૯ બંધપ્રકૃતિમાથી ૪૭ ધ્રુવ બંધીની વર્જી શેષ ૬૨ અધ્રુવબંધીની પ્રકૃતિ છે

તેઉ વાયુ એ બે દંડકમા અધ્રુવબંધીની ૫૮ પ્રકૃતિ છે તે ૧૦૫ બંધપ્રકૃતિમાથી ૪૭ ધ્રુવબંધીની વર્જી શેષ ૫૮ પ્રકૃતિઓ ધ્રુવ બંધીની છે તિર્યંચ પંચેંદ્રિયના દંડકમા અધ્રુવબંધીની ૭૦ પ્રકૃતિ છે તે ૧૧૭ બંધપ્રકૃતિમાથી ૪૭ ધ્રુવબંધીની વર્જિ શેષ ૭૦ અધ્રુવ બંધીની પ્રકૃતિ છે તિર્યંચના અપર્યાપ્તામાં પૃથ્વીવત્ ૬૨ અધ્રુવ બંધીની પ્રકૃતિ છે

મનુષ્યના દંડકમા ૭૩ અધ્રુવબંધીની પ્રકૃતિ છે તે ૧૨૦ બંધ પ્રકૃતિમાથી ૪૭ ધ્રુવ બંધીની વર્જી શેષ ૭૩ અધ્રુવબંધની પ્રકૃતિ છે મનુષ્ય અપર્યાપ્તામાં પૃથ્વીવત્ ૬૨ અધ્રુવ બંધની પ્રકૃતિ છે વૈમાનિકના દંડકમા એકદર તથા પહેલા બે દેવલોકમા ૫૭ અધ્રુવબંધીની પ્રકૃતિ છે તે ૫૬ ભવનપતિવત્ તેમાં જિન નામ ઉમેરતા ૫૭ અધ્રુવબંધીની પ્રકૃતિ છે ત્રીજા દેવલોકથી આઠમા દેવ લોક સુધી રત્નપ્રભાવત અધ્રુવબંધીની ૫૪ પ્રકૃતિ છે નવમાં દેવ લોકથી તે નવગ્રૈવેયક સુધીમા અધ્રુવબંધીની ૫૦ પ્રકૃતિ છે તે બંધ પ્રકૃતિ ૯૭માથી ૪૭ ધ્રુવબંધીની વર્જવી શેષ ૫૦ અધ્રુવબંધીની પ્રકૃતિ છે પાંચ અનુત્તર વિમાનમા અધ્રુવબંધીની ૩૩ પ્રકૃતિ છે તે બંધ પ્રકૃતિ ૭૨માથી ૩૯ ધ્રુવબંધીની વર્જવી શેષ ૩૩ અધ્રુવ બંધી પ્રકૃતિ છે

(૧૩) ધ્રુવોદયી પ્રકૃતિ–એકસોને બાવીસ ઉદય પ્રકૃતિમાંથી ધ્રુવોદયી સત્યાવીસ પ્રકૃતિ છે તેના નામ જ્ઞાનાવર્ણિની ૫, દર્શના વર્ણિની ૪ (તે ચાર દર્શન લેવા), મોહનીયની ૧ (તે મિથ્યાત્વ

મોહનીય), નામની ૧૨ (તે ૪ વર્ણચતુષ્ક ૫ તૈજસ શરીર ૬ કાર્મણ ૭ નિર્માણનામ ૮ અગુરુ લઘુનામ ૯ સ્થિરનામ ૧૦ અસ્થિર નામ ૧૧ શુભનામ ૧૨ અશુભનામ) અને અંતરાય ૫ કુલ ૨૭ નિરંતર ઉદયવર્તિ પ્રકૃતિ જાણવી

ચોવીસે દંડકમા ધ્રુવોદયી ૨૭ પ્રકૃતિ છે ફક્ત વમાનીકના દંડકમા પાચ અનુત્તરવાસીઓને ૨૬ પ્રકૃતિનો ધ્રુવોદય છે તે ૨૭ ધ્રુવોદયી પ્રકૃતિમાંથી ૧ મિથ્યાત્વ મોહનીય વર્જવો- અનુત્તરવાસીઓ એકાત સમકિત દૃષ્ટિ છે માટે ત્યા મિથ્યાત્વ મોહનીયનો ઉદય નથી.

**(૧૪) અધ્રુવોદયી પ્રકૃતિ** – સામાન્યપણે ઉદય પ્રકૃતિ ૧૨૨ છે તેમાથી ધ્રુવોદયી ૨૭ બાદ કરતા શેષ ૯૫ પ્રકૃતિ અધ્રુવોદયી છે

પ્રથમ નરકના દંડકમા અધ્રુવોદયી ૫૩ પ્રકૃતિ છે તે ઉદય પ્રકૃતિ ૮૦માથી ધ્રુવોદયી ૨૭ પ્રકૃતિ વર્જતા શેષ ૫૩ અધ્રુવોદયી પ્રકૃતિ નરકના દંડકમા જાણવી

દશ ભવનપતિના ૧૦ દંડક વાણવ્યતરનો ૧ દંડક જ્યોતિષિનો ૧ દંડક એ ૧૨ દંડકમા અધ્રુવોદયી ૫૮ પ્રકૃતિ છે તે ઉદય પ્રકૃતિ ૮૫માથી ધ્રુવોદયી ૨૭ પ્રકૃતિ વર્જતા શેષ ૫૮ અધ્રુવોદયી પ્રકૃતિ છે પૃથ્વીકાયના દંડકમા અધ્રુવોદયી ૫૪ પ્રકૃતિ છે તે ઉદય પ્રકૃતિ ૮૧માથી ધ્રુવોદયી ૨૭ વર્જતા શેષ ૫૪ અધ્રુવોદયી પ્રકૃતિ છે

અપકાયના દંડકમા અધ્રુવોદયી ૫૨ પ્રકૃતિ છે તે ઉદય પ્રકૃતિ ૭૯માથી ધ્રુવોદયી ૨૭ વર્જતા શેષ ૫૨ અધ્રુવોદયી પ્રકૃતિ છે તેઉકાયના દંડકમા અપકાયવત્ ૫૨ અધ્રુવોદયી પ્રકૃતિ છે અને અધ્રુવોદયી ૫૧ પ્રકૃતિનો ઉદય હોય ત્યારે ૫૨માથી ઉંચગોત્રનો ઉદય વર્જવો, એટલે તેઉના દંડકમા ૫૧ અધ્રુવોદયી પ્રકૃતિ છે.

વાયુના દંડકમા અધ્રુવોદયી ૫૩ પ્રકૃતિ છે તે ઉદય પ્રકૃતિ ૮૦માથી ધ્રુવોદયી ૨૭ વર્જતા શેષ ૫૩ અધ્રુવોદયી પ્રકૃતિ છે અને અધ્રુવોદયી ૫૨ પ્રકૃતિનો ઉદય હોય ત્યારે ૫૩માથી યશો કીર્તિનામ વર્જવો અને અધ્રુવોદય ૫૧નો ઉદય હોય ત્યારે ૫૨ માંથી ઉચ્ચે ગોત્ર વર્જવો એટલે વાયુના દંડકમા ૫૩-૫૨-૫૧ એ ત્રણ પ્રકારની અધ્રુવોદયી પ્રકૃતિનો ઉદય છે

વનસ્પતિના દંડકમા અધ્રુવોદયી ૫૪ પ્રકૃતિ છે તે ઉદય પ્રકૃતિ ૮૧માથી ધ્રુવોદયી ૨૭ વર્જતા શેષ ૫૪ અધ્રુવોદયી પ્રકૃતિ છે બેઇંદ્રિયના દંડકમાં અધ્રુવોદયી ૫૬ પ્રકૃતિ છે તે ૮૩ ઉદય પ્રકૃતિમાથી ૨૭ ધ્રુવોદયી વર્જતાં શેષ ૫૬ અધ્રુવોદયીપ્રકૃતિનો ઉદય છે તેઇંદ્રિય અને ચઉરિંદ્રિયના દંડકમા બેઇંદ્રિયવત્ ૫૬ અધ્રુવોદયી પ્રકૃતિનો ઉદય છે.

તિર્યંચ પંચેદ્રિયના દંડકમા ૭૫ પ્રકૃતિ અધ્રુવોદયી પ્રકૃતિનો ઉદય છે તે ઉદય પ્રકૃતિ ૧૦૨માથી ૨૭ ધ્રુવોદયી પ્રકૃતિ વર્જતા શેષ ૭૫ અધ્રુવોદયી પ્રકૃતિ છે અસજ્ઞી તિર્યંચ પંચેદ્રિયમા અધ્રુવોદયી ૫૬ પ્રકૃતિનો ઉદય બેઇંદ્રિયવત્ જાણવો. મનુષ્યના દંડકમાં અધ્રુવોદયી ૭૮ પ્રકૃતિનો ઉદય છે તે ઉદય પ્રકૃતિ ૧૦૫માથી ૨૭ ધ્રુવોદયી વર્જતા શેષ ૭૮ અધ્રુવોદયી પ્રકૃતિ છે

વૈમાનીકમાં જ્યોતિષ્ક તથા પહેલા બે દેવલોકમાં ભવનપતિ વત્ ૫૮ અધ્રુવોદયી પ્રકૃતિનો ઉદય છે ત્રીજા દેવલોકથી બારમા દેવલોક સુધી અધ્રુવોદયી ૫૭ પ્રકૃતિનો ઉદય છે તે ૫૮માથી ૧ સ્રીવેદ વર્જવો. નવગ્રૈવેયકમા ૫૬ અધ્રુવોદયી પ્રકૃતિનો ઉદય છે તે ૫૮માથી ૧ સ્રીવેદ ૨ ઉદ્યોતનામ એ બેનો ઉદય વર્જવો. પાચ અનુત્તર વિમાનમાં અધ્રુવોદયી ૪૪ પ્રકૃતિનો ઉદય છે તે ૭૦ ઉદય પ્રકૃતિમાથી ૨૬ ધ્રુવોદયી વર્જતાં શેષ ૪૪ અધ્રુવોદયીનો ઉદય છે.

ધ્રુવ સત્તા આઠ કર્મની ઉત્તર પ્રકૃતિ ૧૪૮ છે તેમાથી હમેશા સત્તામા ૧૨૬ પ્રકૃતિ રહે છે તેને ધ્રુવ સત્તા કહે છે, તે ધ્રુવસત્તા પ્રકૃતિના

નામ જ્ઞાનાવર્ણીયની ૫, દર્શનાવર્ણીયની ૯, વેદનીયની ૨, મોહનીયની ૨૬, (તે પચીસ કષાય અને મિથ્યાત્વ મોહનીય એમ ૨૬) નામની ૭૮ (તે તિર્યચદ્વિક, જાતિ પચક, શરીર ત્રણ તે ૧ ઔદારિક ૨ તૈજસ ૩ કાર્મણ, બધન ત્રણ, સઘાતન ત્રણ, અગોપાગ ૧ તે ઔદારિકના જાણવા, સઘયણ ૭, સંઠાણ ૭, વર્ણાદિ વીસ, વિહાયોગતિ બે, ત્રસ દસક, સ્થાવરદસક, પરાઘાતનામ, ઉદ્યોતનામ, આતાપનામ, ઉશ્વાસનામ, અગુરુલઘુનામ, ઉપઘાતનામ, નિર્માણનામ, એવ ૭૮ નામની જાણવી) ગોત્રની ૧ (તે નીચૈર્ગોત્ર) અને અતરાયની ૫ એમ ૧૨૬ ધ્રુવસત્તા પ્રકૃતિ જાણવી

ચોવીસે દડકમા દરેકે દરેક દડક ધ્રુવસત્તાની ૧૨૬ પ્રકૃતિની સત્તા છે.

**(૧૬) અધ્રુવ સત્તા પ્રકૃતિ**-આઠ કર્મની ઉત્તર પ્રકૃતિ ૧૪૮ છે તેમાથી કયારેક સત્તામા હોય અને કયારેક સતામા ન હોય તેને અધ્રુવસતા કહે છે, તેવી અધ્રુવસત્તાની ૧૪૮માથી ૨૨ પ્રકૃતિ છે તેના નામ મોહનીયની ૨, (તે ૧ સમકિત મોહનીય ૨ મિશ્રમોહનીય) આયુષ્યની ચાર, નામની ૧૫, (તે દેવદ્વિક, નરકદ્વિક, મનુષ્યદ્વિક, આહારક ચતુષ્ક, તે ૧ આહારક ૨ આહારકના અગોપાગ ૩ આહારક બધન ૪ આહારક સઘાતન, વૈક્રિય ચતુષ્ક તે ૧ વૈક્રિય ૨ વૈક્રિયના અગોપાગ ૩ વૈક્રિય બધન ૪ વૈક્રિય સઘાતન, તીર્થંકર નામ કર્મ એમ ૧૫) અને ગોત્રની ૧ તે ઉચ્ચ ગોત્ર એમ ૨૨ અધ્રુવ સત્તાની પ્રકૃતિ જાણવી

ચોવીસ દડકમા દરેક દરેક દડકે અધ્રુવ સત્તાની ૨૨ પ્રકૃતિની સત્તા છે

## ઘાતિકર્મ. દ્વાર

એકસોને વીસ બધપ્રકૃતિમાથી ઘાતિપ્રકૃતિ ૪૫ છે તે ૫ જ્ઞાનાવરણીય ૯ દર્શનાવરણીય ૨૬ મોહનીયની ને ૫ અંતરાયની એ ૪૫ ઘાતિ પ્રકૃતિ છે ઘાતિપ્રકૃતિ એટલે જે કર્મપ્રકૃતિ આત્માના

ગુણને આવરે તે ઘાતિ પ્રકૃતિ જાણવી ચોવીસે ઉદયમા પિસ્તાલીસે ઘાતિ પ્રકૃતિ છે

(૧૭) સર્વઘાતિ પ્રકૃતિ- એકસોને વીસ પ્રકૃતિમાથી સર્વઘાતિ ૨૦ પ્રકૃતિ છે તેના નામ —(૧) કેવલજ્ઞાનાવરણીય, (૨) કેવલ દર્શનાવરણીય અને નિદ્રા પચક તથા અનતાનુબધીની ચોકડી, અપ્રત્યાખ્યાની ને પ્રત્યાખ્યાનિયની ચોકડીને મિથ્યાત્વમોહનિય એ ૨૦ પ્રકૃતિ સર્વઘાતિની છે તે સર્વે ઉદયમા છે

**સર્વઘાતીની પ્રકૃતિનુ સ્વરૂપ** સર્વઘાતિની પ્રકૃતિના રસસ્પર્દ્ધક રસનો જથ્થો તો તામ્રપત્રની માફક નિછિદ્ર તથા સ્ફાટીક અભ્રના જેમ નિર્મલ, દ્રાક્ષીની પેઠે સુક્ષ્મ સાર પ્રદેશે બહુલ રસ હોય તેથી સર્વઘાતિની પ્રકૃતિ પ્રદેશે અલ્પ હોય તો પણ શક્તિથી અધિક જાણવી.

કેવળજ્ઞાનાવરણીય ને કેવળદર્શનાવરણીય એ બે પ્રકૃતિ, જીવનો મૂળગુણ કેવળજ્ઞાન અને કેવળદર્શન તેને સર્વાશે આવરે છે જેમ સૂર્યપ્રભા મેઘે કરી સર્વ આવરી કહેવાય તથાપિ ઝાખી પ્રભાના અંશો આવર્યા વિના રહે છે તેથી કરી રાત્રી દિવસનો વિભાગ જણાય છે તેમ જીવના પણ સપૂર્ણ જ્ઞાનદર્શન ગુણો સર્વ ઘાતિની પ્રકૃતિએ કરી સર્વ અવરાએલા છે તો પણ જેણે કરી જડ ચૈતન્યનો વિભાગ હોય એટલો ચૈતન્યાંશ ઉઘાડો રહ્યો છે

અને પાચ નિદ્રાએ કરી પણ જે ઉઘાડો રહેવા પામ્યો છે એવો દર્શનાશ, તે પણ સર્વાશે ઢાકે એ નિદ્રાપચક સર્વ ઇંદ્રિયના અવબોધને આવરે માટે સર્વઘાતિ કહીએ. અહી પણ મેઘ દ્રષ્ટાત ભાવવો કારણ કે નિદ્રામા પણ શબ્દાદિક સાભળી જાગે છે નિદ્રા વખતે કોઇપણ બોધ ન થાય તેથી નિદ્રા પણ સર્વ ઘાતિની જાણવી. તથા કેવળજ્ઞાન અને કેવળદર્શનના આવરણ પણ

ગ્વર્થા ટળ્યા વિના કેવળજ્ઞાન ઉપજે નહીં માટે ર્સ્વઘાતી કહીએ એ સાત સર્વઘાતિના પ્રકૃતિ કહી

એમજ આદિના બાર કષાય સર્વઘાતક જાણુવા તેમા અનંતાનુબંધી ક્રોધ માન માયા અને લોભ એ ચાર તો સમ્યક્ત્વ ગુણને સર્વથી આવરે છે તેથી સર્વઘાતિ કહ્યા અને અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધાદિક ચાર પણ દેશવિરતિ ગુણને સર્વથા આવરે છે તથા પ્રત્યાખ્યાનાવરણ ક્રોધાદિક ચારે સર્વવિરતિ ગુણને આવરે છે માટે તે પ્રકૃતિઓ સર્વઘાતિ જાણવી

અહીંઆ પણ મેઘનો દ્રષ્ટાંત લેવો, તેથી મિથ્યાત્વીને પણ કોઈ એક તપશ્ચર્યાદિકની પ્રત્તિપતિ જિન વચનથી અવિરૂદ્ધ હોય તથા અવિરતિને પણ માસાહારાદિકની નિવૃત્તિ હોય તથા દેશવિરતિને પણ ભાવચારિત્ર હોય એમ એ બાર કષાયની પ્રકૃતિ પણ સર્વ-ઘાતિની છે. મિથ્યાત્વ મોહનીય પણ શ્રી જિન ભાષિત જીવા જીવાદિક અનંત ધર્માત્મક તત્ત્વ શ્રદ્ધાનરૂપ સમ્યકત્વ ગુણને સર્વથી હણે છે તેથી એ પણ સર્વઘાતિ પ્રકૃતિ કહીએ. જોકે એના કેટલા-એક બે ઠાણીયા તથા એક ઠાણીયા રસસ્પર્ધક દેશઘાતીઆ છે તો પણ અહીંઆ શુભાશુભ પરિણામે બંધની અપેક્ષા નથી લીધી એટલે એક કેવળજ્ઞાનાવરણીય, એક કેવળદર્શનાવરણીય, પાચ નિદ્રા, બાર કષાય અને એક મિથ્યાત્વમોહનીય એમ વીસ પ્રકૃતિ સર્વઘાતિની છે સર્વઘાતિના રશસ્પર્ધક ચઉઠાણીઆ, ત્રીઠાણીઆ અને દ્વીઠાણીઆ એ બધા સર્વઘાતિ છે ઘાતિકર્મ ૨૪ દંડકમા છે પણ મનુષ્યમા ૧૩મે અને ૧૪ મે ગુણઠાણે એકે ન હોય.

**(૧૮) પચીસ દેશઘાતિની પ્રકૃતિ** - દેશઘાતિની પ્રકૃતિના રસસ્પર્દ્ધક સ્થૂલછિદ્ર સાદડીનીપરે, મધ્યમછિદ્ર કાબલાનીપરે, અને સૂક્ષ્મ છિદ્ર વસ્ત્રનીપરે સમજવા સ્થૂલપ્રદેશ નીરસ અસાર બહુપ્રદેશ અલ્પ શકિતવાળા છે અને ૧ મતિ ૨ શ્રુત ૩ અવધિ ૪ મનઃ

પર્યાય એ ચાર જ્ઞાન અને ચક્ષુ અચક્ષુ અવધિ એ ત્રણ દર્શનને આવરે એટલે એ સાત પ્રકૃતિ દેશઘાતિની જાણવી.

જે બાકી કેવળજ્ઞાનાવરણીય કેવળદર્શનાવરણ એ બે પ્રકૃતિએ અણ આવર્યું જે જ્ઞાન અને દર્શનનો અનંતમો અંશ તેને દેશથી હણે તેથી દેશઘાતિ કહીએ. જોકે અવધિજ્ઞાનાવરણ અને અવધિદર્શનાવરણ તથા મન. પર્યવ જ્ઞાનાવરણના કેટલા એક રસસ્પર્ધક સર્વઘાતિપણ છે જેણે કરી પોતાના અવધિજ્ઞાન પ્રમુખનો અંશ માત્ર નથી દેખાતો તોપણ એનો રસોદય ક્ષયોપશમ અવિરોધી છે તેથી એને દેશઘાતિની કહીએ.

સંજ્વલના ક્રોધાદિક ચાર કષાય દેશઘાતિયા છે જેથી એ સર્વવિરતિરૂપ જીવના ગુણોમા દોષ લગાડે છે કેમકે એના ઉદયથી સાધુને સાતિચાર વ્રત થાય તેથી એને દેશઘાતી કહી છે.

નવ નોકષાય મોહનીય પ્રકૃતિ પણ દેશઘાતિની છે જેથી એ પ્રકૃતિ ચારિત્રને વિષે પણ અતિચાર માત્ર ઉપજાવે પણ એહવી અનાચાર જનક ન હોય માટે દેશઘાતિની કહી.

અંતરાય કર્મની પાચ પ્રકૃતિ એ પણ દેશઘાતિની હોય જેથી પુદ્ગલ દ્રવ્યનો અનંતમો ભાગ દાન લાભ ભોગાદિકને વિષે હોય છે જેથી ગ્રહણ ધારણ યોગ્ય જે પુદ્ગલ છે તે પુદ્ગલ દ્રવ્યને અનંતમે ભાગે છે તેમા પણ સર્વનુ દાન લાભ, ભોગ અને ઉપભોગાદિક કરી ન શકે કર્મ નોકર્માદિક તથા આહારાદિકનુ દાન લાભ ભોગાદિક સર્વ જીવને હોય તેથી દેશઘાતિની કહી.

સર્વ જીવને એનો ક્ષયોપશમ હોય જ તથા વીર્યાંતરાયનો પણ જો સર્વઘાતિ રસ હોય તો જીવનુ સર્વ વીર્ય આવરે તો જીવ કાષ્ટની પેરે નિશ્ચેષ્ટાવંત થાય તેથી આહારાદિકને ગ્રહી પરિણમાવી પણ ન શકે તેથી એ પ્રકૃતિ પણ દેશઘાતિની જાણવી. તેથી સર્વ જીવને

વીર્યાંતરાય ક્ષયોપશમ તારતમ્યે વીર્ય તારતમ્ય હોય જ છે એમ પચીસ પ્રકૃતિ દેશઘાતિની કહી.

ચોવીસે દંડકમા એ ૨૫ પ્રકૃતિ છે અને જો ઉદયાપેક્ષાયે ગણીએ તો મિશ્રમોહનીય અને સમ્યકતમોહનીય એ બે પ્રકૃતિ પણ દેશઘાતિની ગણતા સત્તાવીશ પ્રકૃતિ થાય તેની સાથે પૂર્વોકત સર્વ-સર્વઘાતિની ૨૦ પ્રકૃતિ મેલવીયે તો ૪૭ પ્રકૃતિ ઘાતિની થાય.

દેશઘાતિના રસ સ્પર્ધક કેટલાક ચઉઠાણીઆ કેટલાક ત્રિઠાણીઆ કેટલાક દ્વિઠાણીઆ અને કેટલાક એકઠાણીઆ છે તેમા દેશ ઘાતિના ચઉઠાણીઆ તથા ત્રિઠાણીઆ રસ સ્પર્દ્ધક સર્વઘાતિ જ છે અને દ્વિઠાણીઆ તથા એકઠાણીઆ કેટલાક દેશઘાતિના રસસ્પર્ધકો દેશઘાતિ જ છે

સર્વઘાતિની કેટલીક પ્રકૃતિનો ક્ષયોપશમ થતો નથી પરતુ ક્ષય થાય જેમકે કેવળજ્ઞાન કેવળદર્શનાવરણનો ક્ષય થાય પણ ઉપશમ કે ક્ષયોપશમ ન થાય દેશઘાતિની સર્વ તથા સર્વઘાતિની-માથી પણ કેટલીક પ્ર તિઓનો ક્ષયોપશમ થાય છે

દાખલા તરીકે એક પ્રકૃતિ લઇને તેના ઉપર ક્ષયોપશમની યોજના કરીએ જેમકે અવધિજ્ઞાનાવરણરૂપ દેશઘાતિ પ્રકૃતિના સર્વઘાતિ અને દેશઘાતિ બન્ને પ્રકારના રસસ્પર્દ્ધકનો ઉદય છે ત્યા અધ્યવસાયની વિશુદ્ધિથી સર્વઘાતિ ચઉઠાણીઆ અને ત્રિઠાણીઆ રસને વિખેરી સર્વઘાતિ ને દેશઘાતિ પણે પરિણમાવે એટલે ચઉઠાણીઆ કે ત્રિઠાણીઆ રસને દ્વિઠાણીઆ કે એકઠા-ણીઆની સ્થિતિમા લાવી મૂકે અને દેશઘાતિના દ્વિઠાણીઆ એકઠાણીઆ રસને તુચ્છ નિર્બળ બનાવી તેનો જે ભાગ ઉદયાવલીમા આવેલ છે તેનો ક્ષય કરે અને ઉદયાવલીમા નથી આવ્યો તેને એવી રીતે અટકાવે કે તેનો વિપાકોદય એવો રસોદયન થઇ શકે

આવી સ્થિતિમા અવધિજ્ઞાનાવરણનો સર્વઘાતિ રસ જે પ્રભાને સર્વથા અટકાવતો હતો તે પ્રતિબંધ દૂર થવાથી એટલે સર્વઘાતિપણુ છોડી દઇ, દેશઘાતિ બની જવાથી પ્રભા બહાર આવે છે ત્યારે તેને અવધિજ્ઞાનાવરણનો ક્ષયોપશમ થયો યા અવધિજ્ઞાન ઉત્પન્ન થયુ એમ આપણે કહી શકીએ

જેવી રીતે અવધિજ્ઞાનાવરણનો ક્ષયોપશમ કહ્યો તેવી જ રીતે સર્વે દેશઘાતિ પ્રકૃતિમા ક્ષયોપશમની યોજના કરવી. પ્રકૃતિના અણુઓમા રહેલ જે સ્પર્દ્ધક (રસનો જથ્થો) ત્રાબાના વાસણની પેઠે છિદ્ર વગરનો ઘૃતની માફક અતિ ચીકણો અને દ્રાક્ષની પેઠે સૂક્ષ્મ પ્રદેશોપચિત હોય તે રસ સર્વઘાતિ સમજવો તે રસ અધ્યવસાયની તીવ્ર, તીવ્રતમતા પ્રમાણે ચઉઠાણીઓ ત્રીઠાણીઓ યા દુઠાણીઓ બધાય.

તેનું દ્રષ્ટાત. એક વાસણમા એક શેર કરીયાતુ પડ્યુ છે તેમા કોઇએ ચારશેર પાણી નાખી ઉકાળવા માડ્યુ એક શેર પાણી બાકી રહ્યું ત્યા સુધી ઉકળ્યુ ત્યારે તેમા રસનું સત્વ બધાણુ તેને આપણે ચઉઠાણીયા રસની ઉપમા આપી શકીએ. બશેર પાણી રહે ત્યારે ત્રીઠાણીઆ રસની અને ત્રણ શેર પાણી રહે ત્યારે દ્વીઠાણીયા રસની અને ચારશેર પાણી પડેલ છે ત વખતે કરીઆતાની જે સ્વાભાવિક કડવાસ છે તેને એકઠાણીયા રસની ઉપમા આપી શકાય. તેવી રીતે કર્મ બધાતી વખતે અધ્યવસાયોની જેવી તીવ્રતા, મદતા, હોય તે પ્રમાણે કર્મપુદ્ગલની અદર રસનો જથ્થો ઓછો થાય તે રસ ચઉઠાણીઓ ત્રીઠાણીઓ દ્વીઠાણીઓ એકઠાણીઓ એવા નામથી ઓળખાય છે દેશઘાતિ પ્રકૃતિઓ ચાલીસ દડકમા હોય.

## (૧૯) અઘાતિ પ્રકૃતિ દ્વાર

એકસો વીસ બધ પ્રકૃતિમાંથી ૪૫ ઘાતિ પ્રકૃતિ બાદ કરતા ૭૫ રહી તને અઘાતિ કહે છે જે પ્રકૃતિ જીવના જ્ઞાનાદિક ગુણને

તો કાઇ પણ હણે નહીં પણ ચોરની સંગત કરતાં સાધુ પણ ચોર કહેવાય એમ ઘાતિની પ્રકૃતિની સાથે વેદતાં જીવોને ચાર ગતિ અને ઉચ્ચ નીચ ગોત્રમા આયુષ્ય આપી સુખદુખ આપે છે તેમા નામની ૬૭, આયુષ્યની ૪, વેદનીયની ૨, અને ગોત્રની ૨, કુલ ૭૫ છે અઘાતિ પ્રકૃતિ ૨૪ દંડકમા છે.

## ૧૧. કષાય દ્વાર

(૧) આયપઇઠીયાદિ ક્રોધ આદિ કષાય **आयपइवीये** એટલે પોતાથી ઉત્પન્ન થએલો ક્રોધ **परवइवीये** એટલે પરથી ઉત્પન્ન થએલો ક્રોધ **तदुभयपइवीचे** એટલે આત્મા અને પર બન્નેથી ઉત્પન્ન થએલો ક્રોધ **अपइवीये** એટલે ભયાદિ સજ્ઞાના કારણથી ઉત્પન્ન થએલો ક્રોધ સ્વભાવિક એ ૪ પ્રકારના ક્રોધની સત્તા ચોવીસે દડકમા છે

આયપઇઠીયાદિ માન, આયપઇઠીયાદિ માયા અને આયપઇઠીયાદિ લોભ એ ત્રણનુ વર્ણન આયપઇઠીયાદિ ક્રોધ પ્રમાણે સત્તા આશ્રયી ચોવીસે દડકમા જાણવુ

(૨) આભોગ, અણાભોગ નિવર્તિ આદિ કષાય **આભોગ નિવર્ત્યાદિ ક્રોધ, માન, માયા, લોભ.**

**આભોગ :** તે સ્વેચ્છાએ પોતે અધિકરણ (પાપના સાધન, હથીઆર) ઉત્પન્ન કરે અને તે અધિકરણો પોતાને દુખદાયી થાય તેથી ઉત્પન્ન થએલો ક્રોધ તેને આભોગનિવર્તિ ક્રોધ કહે છે.

**અનાભોગ નિવર્તિ** તે પોતાની ઇચ્છા વિના પરના અધિકરણો વડે દુખ ઉત્પન્ન થવાથી ક્રોધ ઉત્પન્ન થાય તેને અનાભોગ નિવર્તિ ક્રોધ કહે છે

**ઉપશાંત ક્રોધ** તે ઉદય આવેલા અને ઉદય નહીં આવેલા એવા બન્ને જાતના ક્રોધને દબાવવા ઢાકેલા અગ્નિવત્ તે સમકીત દષ્ટિને જાણવો

અનુપશાત ક્રોધ તે દેદીપ્યમાન અગ્નિની પેઠે ક્રોધ મોહ નીચ કર્મનું વેદવું તે મિથ્યાત્વી આશ્રયી જાણવો.

નારકી આદિ સજ્ઞીના ૧૬ દંડકમા ચારે જાતનો ક્રોધ છે અને વિગલેન્દ્રિયના ત્રણ દંડકમા ૧ અનાભોગ નિવર્તિ ૨ અને અનુપશાત ૩ આભોગનિવર્તિ એ ત્રણ જાતના ક્રોધ છે પાચસ્થાવરમા ૧ અનાભોગનિવર્તિ તથા ૨ અનુપશાત એ બે જાતના ક્રોધ છે એમ માન, માયા ને લોભ પણ ક્રોધવત જાણવા.

નોંધ આયુષ્યનો બંધ પડે ત્યારે વર્તમાન આયુ ને બદ્ધાયુ એ બે સત્તામાં હોય અન્યથા એક આયુ સત્તામા હોય માટે આયુષ્યની પ્રકૃતિ અધ્રુવ છે મનુષ્યદ્ધીકની સત્તા તેઉ વાઉમા પલ્યોપકાળ રહે તેઉવેલે માટે ન હોય. વૈક્રિય ચતુષ્ક તથા દેવદ્વીક નરક દ્વીકની સત્તા અનાદિ નિગોદીઆને ન હોય તથા એ પ્રકૃતિ ઉવેલે તેને પણસત્તા ન હોય તથા ઉચ્ચગોત્રની સત્તા તેઉવાઉમા ઉચગોત્ર ઉવેલનારને ન હોય.

(૩) ક્રોધ, માન, માયા, લોભની ક્ષેત્રાદિ ઉત્પત્તિ

ક્ષેત્ર આશ્રી તે પોતપોતાના ઉત્પત્તિ સ્થાનકો સારાં માઠા જોઇને ક્રોધ ઉત્પન્ન થાય તે.

વસ્તુ આશ્રી તે પોતાના ઉપકરણો અન્ય કોઈ ગ્રહણ કરે ચોરી કરે ત્યારે ક્રોધ ઉત્પન્ન થાય તે

શરીર આશ્રી તે પોતાના શરીરનો ખરાબ સસ્થાન જોઇ ક્રોધ ઉત્પન્ન થાય તે.

ઉપધી આશ્રી તે કર્મરૂપ ઉપધીના ઉદયથી ક્રોધનુ ઉપજવુ તે. એ ૪ પ્રકારના ક્રોધ સજ્ઞીના સોળે દંડકમા છે વિગલેન્દ્રિયમા વસ્તુ

આશ્રી અને ૨ ઉપધી આશ્રી એ બે જાતના ક્રોધ છે. પાચસ્થાવરને વિગલેન્દ્રિયવત માન, માયા અને લોભ, ક્રોધવત્ જાણવા

(૪) **મૂળ કષાય** – **कषाय=कष+आय×कष=संसार** અને **आय=लाभ.** એટલે જેનાથી સસારનો લાભ થાય સસારની પરપરા વધે તેનુ નામ કષાય તેના મૂળ ચાર ભેદ છે (૧) ક્રોધ, (૨) માન, (૩) માયા, (૪) લોભ, એ ૪ કષાયો ચોવીસે દંડકમાં છે.

(૫) **ઉત્તર કષાય** – **ઉત્તર કષાય** સોળ છે અનતાનુબંધી, ક્રોધ, માન, માયા, લોભ, અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભ, પ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભ, સજવલનનો ક્રોધ, માન, માયા, લોભ એ પ્રમાણે ૧૬ કષાય થયા

**અનતાનુબધી** – અનત સસારને વધારનાર અથવા અનત છે, **અનુબંધ** કહેતા રસના સ્થાનો તે અનતાનુબધી કષાય જાણવો અનતાનુબધી ક્રોધ પર્વતની ફાડ જેવો, માન પાષાણના થાભલા જેવુ, માયા વાસના મૂળ જેવી, લોભ કિરમજી રગ જેવો એ ૪ કષાયની ગતિ નરકની, સ્થિતિ જાવ જીવની અને સમકિતનો ઘાત કરે

**અપ્રત્યાખ્યાની** તે કોઇ પણ પચ્ચક્ખાણને પ્રાપ્ત થવા દીએ નહિ થોડા પણ પચ્ચક્ખાણની પ્રાપ્તિ ન થાય તે અપ્રત્યાખ્યાની કષાય જાણવો અપ્રત્યાખ્યાની ક્રોધ સૂકેલા તળાવની તડ સરખો, માન હાડકાના સ્તભસરખો, માયા મેઢાના શિગડા સરખી, અને લોભ ગાડાના કીલ (ખજન, અજન) સરખો એ ચારેની ગતિ તિર્યચની, સ્થિતિ એક વર્ષની અને દેશ- વિરતિનો ઘાત કરે

**પ્રત્યાખ્યાની** તે સર્વવિરતિરૂપ પચ્ચક્ખાણને આવરે આવવા ન દે તે પ્રત્યાખ્યાની કષાય જાણવો પ્રત્યાખ્યાની ક્રોધ રેતીની રેખા સરખો, માન કાષ્ટના સ્તભ સરખો, માયા ગોમુત્રીકા સરખી અને લોભ કાજળના રગ સરખો એ ચારેની ગતિ મનુષ્યની, સ્થિતિ ચાર માસની અને સર્વ વિરતિનો ઘાત કરે.

વિરતિ પણ તો ન આદરી શકે પણ કાંઇક અંશે સાવદ્ય યોગની વિરતિ કરે જેમ નિરપરાધ નિરપેક્ષ સંકલ્પી ત્રસ જીવને ન હણવો ઇત્યાદિક સમ્યક્ત્વ સહિત અધ્યવસાય અથવા સમ્યક્ત્વ સહિત એક નવકારસી આદિ દેશથી વ્રત પચ્ચક્ખાણ કરે એવા અધ્યવસાય તે દેશવિરતિ પાંચમું ગુણસ્થાનક ૬ દેશવિરતિ ગુણસ્થાનકથી અનંત ગુણ વિશુદ્ધ સર્વ વિરતિરૂપ ચારિત્રના અધ્યવસાય છે પણ પ્રમાદે કરીને સહિત હોય તેનું નામ પ્રમત્ત સંયત છઠ્ઠું ગુણસ્થાન. ૭ પ્રમાદ પાંચ પ્રકારના છે ૧ મદ, ૨ વિષય, ૩ કષાય, ૪ નિદ્રા અને ૫ વિકથા. તે પાંચે પ્રમાદથી રહિત અનંત ગુણ વિશુદ્ધ નિશ્ચય ચારિત્રે સ્થિરતારૂપ અધ્યવસાય તે સાતમું અપ્રમત્ત સંયત ગુણસ્થાન ૮ પૂર્વે નહિ પામેલા એવા અનંત વિશુદ્ધ અધ્યવસાયે કરી ચારિત્રમોહનીની એકવીસ પ્રકૃતિ ઉપસમાવવા અથવા ખપાવવાને અર્થે રસઘાત, સ્થિતિઘાત, ગુણશ્રેણી, ગુણસંક્રમ અને અપૂર્વસ્થિતિ બંધ એ પાંચેવાના એક સાથે પહેલા સમયથી જ શરૂ કરે તે આઠમું અપૂર્વકરણ ગુણસ્થાનક આગાઉના ગુણસ્થાનની અપેક્ષાએ આ અપૂર્વકરણ છે એટલે પહેલા એવું કરણ કર્યું ન હતુ અને ક્ષપક શ્રેણીની અપેક્ષાએ પૂર્વે કોઇ વખતે આવું કરણ કર્યું ન હતુ તેથી અપૂર્વકરણ તેને નિવૃત્તિ ગુણસ્થાનક પણ કહેવાય છે કારણ કે એક જ સમયે અનેક જીવ આ ગુણસ્થાને ચઢે તે સમ સમયવર્તી સર્વ જીવોના અધ્યવસાયો એક સરખા હોતા નથી. આ ગુણસ્થાને ક્ષપક અથવા ઉપશમ શ્રેણીની તૈયારી થાય છે તેથી અનંતાનુબંધી કષાય અને મિથ્યાત્વ સર્વથા ક્ષય થાય કે ઉપશમ થાય, વળી બાદર કષાય, બાદર સંપરાય ક્રિયા, બાદર સંપરતાથી જીવ નિવૃત્તિ પામ્યો છે તેથી નિયટ્ટિબાદર ગુણસ્થાન પણ કહેવાય છે

૯ નવમું અનિવૃત્તિ બાદર ગુણસ્થાન છે, અહીં સમ સમય વર્તી સર્વ જીવોના અધ્યવસાય એક સરખા છે અથવા બાદર એટલે

મોટાખડ અને સપરાય એટલે કષાયના આ ગુણસ્થાનકે જીવ કરે એટલે કષાયના ઉપસમાવવા કે ખપાવવાને અર્થે ઘણા ખંડ કરે તેથી તેનુ નામ **બાદર સંપરાય ગુણસ્થાન**

૧૦ સૂક્ષ્મ છે સપરાય એટલે કિટ્ટીકૃત લોભ કષાયનો ઉદય જ્યાં તે **સૂક્ષ્મ સપરાય નામે દસમુ ગુણસ્થાનક** ૧૧. જેમ મેલવાળુ પાણી શાંત થવાથી મેલ નીચે બેસે ને પાણી નિર્મળ થાય અથવા જણાય તેમ જ્યા મોહની કર્મનો ઉપશમ થાય તેનું નામ **ઉપશાંતમોહ ગુણસ્થાનક** પાણીમાં મેલ છે ને પાછુ ડોળાવાથી અવશ્ય મલીન થાય તેમ આ ગુણસ્થાનક પામેલા જીવને કષાય સત્તામાં છે તેથી ત્યાંથી અવશ્ય પડે જ એમ જાણવું

૧૨. સર્વ મોહની પ્રકૃતિ ક્ષય થતા સત્તામાથી પણ મોહની કર્મ ટલી જતાં અત્યત વિશુદ્ધ અધ્યવસાય સ્થાનક છે જ્યા તેનુ નામ **ક્ષીણમોહ ગુણસ્થાનક** બારમા ગુણઠાણેથી કોઈ જીવ પડે નહીં તેમ એ ગુણઠાણે મરણ પણ પામે નહિ ૧૩ મન વચન ને કાય યોગ સહિત વર્તે અને ઘાતી કર્મના ક્ષય થકી કેવલ જ્ઞાન હોય તે **સયોગી કેવલી** ગુણસ્થાનક

૧૪ ત્રણે યોગનુ રૂધન કરેલ હોવાથી બાદર મન વચન ને કાયાના વ્યાપારને અભાવે મેરૂ પર્વતની પેઠે નિષ્કંપ **શૈલેસી** અવસ્થા તે **અયોગી કેવલી ગુણસ્થાનક** ચૌદમુ જાણવુ તે ચૌદમાં ગુણસ્થાનકના છેલ્લા સમયે જીવના સર્વ કર્મો અને બધનોથી મોક્ષ થાય અને ઋજુગતિએ સિદ્ધ થાય

નારકીનો ૧ દડક અને દેવતાના ૧૩ દડક એટલામાં પહેલા ૪ ગુણઠાણા છે. પાચ સ્થાવર તથા સમુર્છિમ મનુષ્યમા એક પહેલુ ગુણઠાણુ છે ત્રણ વિગલેદ્રિયમાં તથા સમુર્ચ્છિમ તિર્યચ પચેંદ્રિયમાં ગુણસ્થાનક પહેલા બે છે. સ ગ્નીતિર્યચ પચેદ્રિયમા પહેલા પાંચ ગુણ ઠાણા છે યુગલીઆને પહેલુ અને ચોથુ એ બે ગુણઠાણા છે.

મનુષ્યના દંડકમાં ચૌદે ગુણઠાણા છે

(૩) કર્મની સ્થિતિ રસ આદિ ઘાતનું સ્વરૂપ (૧) સ્થિતિ ઘાત એટલે પૂર્વે કરેલા સત્તામા રહેલ કર્મમાથી અગ્રભાગની સ્થિતિ ઉકેરે એટલે તે સ્થિતિ સત્તાનો અગ્રભાગ ઉત્કૃષ્ટો તો ઘણા સાગરોપમ પ્રમાણ હોય અને જઘન્યથી તો પલ્યોપમના અસખ્યાતમા ભાગ પ્રમાણ હોય તે સ્થિતિ ખડને કટકા ટુકડા કરે એટલે ઉકેર છે તે ઉકેરીને તેનું દલિક ઉદય આવવા યોગ્ય નીચેની સ્થિતિ વિભાગમાં સ્થાપે તે નાના એક અતર્મુહૂર્તમા થાય. તે પ્રક્ષેપ કરેલા કર્મો સમયે સમયે ઉદય આવતા કર્મની સાથે ભોગવાય જાય. જે સ્થિતિ શેષ રહે તેના અગ્રભાગ થકી પલ્યોપમના અસખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિખડને ઉકેરી તેનું દળ અતર્મુહૂર્તે પૂર્વોક્ત પ્રકારે જ બાકી રહેલા હેઠલા સ્થિતિદળ મધ્યે ભેળવે એમ અતર્મુહૂર્તે અતર્મુહૂર્તે સ્થિતિમાહે તેનું દળ ભેળવતા અપૂર્વકરણના કાળ માંહે ઘણા હજાર સ્થિતિના ખડ આની રીતે ભોગવાય જાય અને ખપી જાય ત્યારે જે અપૂર્વકરણને પ્રથમ સમયે જેટલી કર્મની સ્થિતિની સત્તા હતી તે થકી સખ્યાતગુણહીન સ્થિતિની સત્તા રહી એ સ્થિતિઘાતનું સ્વરૂપ કહ્યું

(૨) રસઘાત એટલે સત્તાગત કર્મના રસનો અનતમો ભાગ બાકી રાખીને શેષ અનત ભાગોને અપવર્તના કરણરૂપ શુદ્ધ અધ્યવસાયથી લઘુ અતર્મુહૂર્ત જેટલા કાળમા ખપાવે પછી જે અનતમો ભાગ રહ્યો છે તેનો વળી અનતમો ભાગ મૂકીને શેષ અનુભાગના ભાગ સર્વ, અતર્મુહૂર્તમા ખપાવે પછી તે પૂર્વે મૂક્યો એવો જે અનતમો ભાગ રહ્યો છે તેનો વળી અનતમો ભાગ મૂકીને શેષ અનુભાગના ભાગને અતર્મુહૂર્ત વિનાશે એમ અનેક સહસ્ર રસઘાત એક સ્થિતિ ખડના ઘાતને વિષે થાય અને તે સ્થિતિખડના અનેક સહસ્રે અપૂર્વકરણ સમાપ્ત થાય. રસખડના કાલથકી સ્થિતિખડનો કાલ

સંખ્યાતગુણો અધિક જાણવો તે થકી અપૂર્વકરણકાલ સંખ્યાત ગુણો અધિક છે

(૩) **ગુણશ્રેણિ**—એટલે અંતર્મુહૂર્ત પ્રમાણ કર્મસ્થિતિ થકી ઉપલી કર્મસ્થિતિ જે વર્તે છે તે મધ્યેથી દલિક લઇને પોતાની ઉદયાવલિકાની ઉપરલી સ્થિતિમાહે સમય સમય પ્રત્યે અસંખ્યાત ગુણ અસંખ્યાત ગુણ ચઢતું દલ સંક્રમાવે (ભેળવે) તે આવી રીતે જે પ્રથમ સમયે સ્તોક પણ અનંત અનંત કર્મપરમાણુઓ, તે થકી બીજે સમયે અસંખ્યાતગુણ ભેળવે, તે થકી વળી ત્રીજે સમયે અસંખ્યાતગણુ વધતુ ભેળવે એમ યાવત્ અંતર્મુહૂર્તના ચરમ સમય પર્યંત કહેવું તે અંતર્મુહૂર્ત અપૂર્વકરણ તથા અનિવૃત્તિ કરણના કાળથકી લગારેક અધિક જાણવું. એ પ્રથમ સમયે ગ્રહ્યું જે દળ તેનો નિક્ષેપવિધિ કહ્યો એમ દ્વિતીયાદિ સમયથી માંડીને યાવત્ છેલ્લા સમય પર્યંત સમયે સમયે ગ્રહીત દળિઆનો પણ નિક્ષેપ વિધિ જાણવો એટલે જે સમય સમય પ્રત્યે દલિક લીએ તે સર્વ અંતર્મુહૂર્તના સઘળા અલગ અલગ સમયના દલમધ્યે મેળવે એમજ અસંખ્યાતગુણાં ચઢતું ભેળવે એમ કરતા જે સમય ભોગવતો જાય તે સમયથી આગલા શેષ સમયના દલમાહે ભેળવે એટલે અપૂર્વ-કરણના અને અનિવૃત્તિકરણના સમયે અનુક્રમે ઘટતેથકે શેષ રહે તેમા ગુણશ્રેણિદલિકનો નિક્ષેપ હોય તે ઉપરાત વધે નહીં

(૪) **ગુણ સંક્રમ**:— એટલે જે અપૂર્વકરણના પ્રથમ સમયને વિષે અણ બધાતી એવી જે અનંતાનુબંધિ આદિક અશુભ પ્રકૃતિ તેનુ દલ બધાતી એવી જે સંજ્વલનાદિક પર પ્રકૃતિ તેમાં સમય સમયદીઠ અસંખ્યાતગણુ ચઢતુ સંક્રમાવે સંક્રમાવીને પર પ્રકૃતિ રૂપપણે પરિણમાવે તેને ગુણ સંક્રમ કહીએ તે પહેલે સમયે સર્વસ્તોક સંક્રમાવે તે થકી બીજે સમયે અસંખ્યાતગણુ સંક્રમાવે એમ સમયે સમય દીઠ અસંખ્યાતગણુ ચઢતુ દલ સંક્રમાવે

સાર – અનંતાનુબંધી કષાયને સંજ્વલના કષાયમાં પરિણ માવે, તે શુદ્ધ ઉપયોગના જોરથી એમ થાય.

અપૂર્વસ્થિતિબંધ – એટલે અપૂર્વકરણના પહેલા સમયમાં જે કર્મનો સ્થિતિબંધક કહ્યો તેની અપેક્ષાએ અપૂર્વકરણના બીજા સમયમાં જે બીજો સ્થિતિબંધ આરંભે તે સ્તોક (થોડી–ટુંકી સ્થિતિનો) જાણવો માટે અપૂર્વસ્થિતિ બંધ કહ્યો એને અન્ય સ્થિતિબંધ પણ કહે છે અહીંઆ સ્થિતિબંધ અને સ્થિતિઘાતનો કાળ સરખો જ જાણવો એ બેને સમકાલે આરંભે છે અને સમકાલે પૂર્ણ થાય ૫ એમ એ પાંચે પદાર્થ અપૂર્વકરણે પ્રવર્તે છે સ્તિબુક સંક્રમ એટલે જે અનુદય પ્રકૃતિનું દલ તે ઉદયવતી પ્રકૃતિ મધ્યે સંક્રમાવવું તેને સ્તિબુક સંક્રમ કહીએ.

(૪) અમર ગુણસ્થાનક – ચઉદ ગુણસ્થાનકમાંથી ત્રીજે બારમે અને તેરમે એ ત્રણ ગુણસ્થાને કોઇ જીવ મરે નહીં તેથી એ ત્રણ ગુણસ્થાનક અમર કહેવાય છે

ત્રીજે ગુણઠાણે મિશ્રદૃષ્ટિ છે એટલે સમદૃષ્ટિ મિથ્યાદૃષ્ટિ બન્નેનો મેળ છે માટે એ ગુણઠાણાવાળા નથી મરતા. બારમું ક્ષીણમોહ ગુણસ્થાનક પામેલા જીવને અવશ્ય સયોગી કેવળી થવું છે અને તેરમાવાળાને અવશ્ય અયોગી કેવળી થવું છે માટે એ ત્રણ ગુણસ્થાનકે પણ કોઈ જીવ કાળ ન કરે.

નારકીનો એક દેવતાના ૧૩ તિર્યંચ પંચેંદ્રિયનો ૧ એ ૧૫ દંડકમાં અમર ગુણઠાણું એક ત્રીજું છે મનુષ્યના દંડકમાં ત્રણેય છે (૫) પૂર્વસ્પર્દ્ધકાદિક સ્વરૂપ સ્પર્દ્ધક એટલે જીવ અનંતાનંત કર્મપરમાણુઓના બનેલા સ્કંધને કર્મપણે ગ્રહે છે. ત્યાં એકેક કર્મસ્કંધ મધ્યે જે સર્વ જઘન્ય રસ છે તેના રસાંશો (રસ વિભાગ, રસ પલિચ્છેદ કે જેમાંનો એક રસાંશ કેવળીની દૃષ્ટિએ અવિભાજ્ય છે) સર્વ જીવ થકી અનંતગુણા અધિક છે તેમાંના જે

સરખાં સરખાં જઘન્ય રસના કર્મ પરમાણુઓનો સ્કંધ દલ (સમુદાય) તે વર્ગણા કહીયે

તેથી એક રસાંશે અધિક રસાંશવાળા કર્મ પરમાણુઓનો સ્કધ તે બીજી વર્ગણા તેથી બે રસાશે ચઢતા કર્મ સ્કંધની ત્રીજી વર્ગણા એમ એકેકા રસ વિભાગે ચઢતી ચઢતી વર્ગણા કરતાં અભવ્યથી અનતગુણી અને સિદ્ધના અનંતમા ભાગ પ્રમાણ વર્ગ-ણાનો સમુદાય તેનુ નામ રસ સ્પર્દ્ધક કહીયે.

તે સ્પર્દ્ધકની ઉપરની વર્ગણાના રસ વિભાગ થકી એક રસ વિભાગે અધિક તથા બે રસ વિભાગે અધિક યાવત્ સર્વ જીવથી અનતગુણા રસ વિભાગે અધિક રસ સહિત જે કર્મ સ્કંધ દલ હોય એવા સ્કધનો સમુદાય તે બીજા સ્પર્દ્ધકની પ્રથમ વર્ગણા જાણવી.

તેથી એક રસ વિભાગે અધિક કર્મસ્કંધની સમુદાય તે બીજી વર્ગણા એમ એકેક રસ વિભાગે ચઢતી ચઢતી અભવ્યથી અનતગુણી વર્ગણા હોય તેના સમુદાયને બીજો સ્પર્દ્ધક કહીયે.

એમજ વળી સર્વ જીવથી અનતગુણ રસ વિભાગે અધિક ભેળતા કર્મ સ્કંધના સમુદાયની ત્રીજા સ્પર્દ્ધકની પ્રથમ વર્ગણા એમ તે પણ પૂર્વોકત અભવ્યથી અનતગુણી એવી અનતવર્ગણાએ સ્પર્દ્ધક હોય એવા અનત સ્પર્દ્ધક જીવે પૂર્વે બાધ્યા છે તે માટે એને પૂર્વસ્પર્દ્ધક કહીએ તે મધ્યેથી દળ લઇને તે દળને પ્રકૃર્ષ-વિશુદ્ધિના કરણથી અત્યત રસહિન કરીને અપૂર્વ સ્પર્દ્ધક કરે કેમકે આ સસાર મધ્યે પરિભ્રમણ કરતા જીવે કોઇવારે બધઆશ્રી એવા રસસ્પર્દ્ધક નથી કર્યા પણ હમણા જ વિશુદ્ધિના ઉપયોગથી કરે છે તે ભણી એને અપૂર્વરસસ્પર્દ્ધક કહીએ

કિટ્ટિકરણદ્ધા એટલે ઉપર પ્રમાણે બતાવેલ રસહિન અપૂર્વ-સ્પર્દ્ધકના દળની અનતી કિટ્ટિકરે, કિટ્ટિ કહેતા જે અપૂર્વસ્પર્દ્ધકથી વર્ગણા લઇ લઇને તેને અનતગુણ રસહિનતાને પમાડીને થોડું

આંતરે અંતરે થાપવું જેમ અસત્ કલ્પનાએ જેના એકસો રસ વિભાગ છે અથવા એકોતેરસો બહોંતેરસો હતા તેના પાંચ પંદર પચ્ચીસ રસવિભાગ રાખવા તેને કિટ્ટિ કહે છે વિશેષ સ્વરૂપ કર્મ ગ્રંથથી જાણવો અનિવૃત્તિ કરણની વખતે વર્તતા જીવને પૂર્વસ્પર્દ્ધક કિટ્ટિનું સ્વરૂપ હોય.

(૬) મરણયુક્ત ગુણસ્થાનક–ચઉદ ગુણસ્થાનકમાંથી ત્રીજું બારમું તેરમું એ ત્રણ વર્જીને શેષ ૧૧ ગુણસ્થાનકે વર્તતા જીવો મરણને પામે છે માટે એને મરતા ગુણસ્થાનક કહે છે

નારકીનો ૧ દેવતાના ૧૩ એ ૧૪ દંડકમા પહેલું બીજું અને ચોથું એ ત્રણ ગુણઠાણા મરતા છે તિર્યંચપંચેંદ્રિના દંડકમા પહેલું બીજું ચોથું ને પાંચમું એ ચાર મરતા ગુણઠાણા છે.

પાંચ સ્થાવર અને સમુર્છિમ મનુષ્યમા એક પહેલું મરણ ગુણસ્થાનક છે ત્રણ વિકલેંદ્રિય અને સમુર્છિમ તિર્યંચ પંચેન્દ્રિમાં પહેલા બે મરતાં ગુણસ્થાનક છે

મનુષ્યના દંડકમા અગીઆરેય મરતા ગુણસ્થાનક છે જુગલીઆમાં પહેલું ને ચોથું એ બે મરતાં ગુણસ્થાનક છે અનુત્તર વિમાનમાં એક ચોથું ગુણસ્થાનક છે

(૭) શાશ્વતા ગુણસ્થાનક – ચઉદ ગુણસ્થાનકમાંથી ૧, ૪, ૫, ૬, ૧૩ એ પાંચ ગુણઠાણે વર્તતા જીવો સદાકાળે સાસીયા લાવે છે છે, છે, ને છે માટે એ પાંચ ગુણઠાણાને શાશ્વતા કહેલ છે.

નારકીનો ૧ દેવતાના ૧૩ એ ૧૪ દંડકમા પહેલું ચોથું એ બે શાશ્વતા ગુણઠાણા છે. પાંચ સ્થાવર ત્રણ વિકલેંદ્રિય એ ૮ દંડકમા એક પહેલું ગુણસ્થાનક શાશ્વતું છે તિર્યંચપંચેંદ્રિયના દંડકમા ૧–૪–૫ એ ત્રણ શાશ્વત ગુણસ્થાનક છે મનુષ્યના દંડકમા શાશ્વતા પાંચ ગુણ સ્થાનક છે

(૮) **અશાશ્વત ગુણસ્થાનક**—ચઉદ ગુણસ્થાનકમાથી ૧–૪–૫–૬–૧૩ મા એ **પાંચ** વર્જી શેષ **નવ** ગુણસ્થાનકે પ્રવર્તતા જીવો કયારેક હોય અને કયારેક ન હોય એટલે એ **નવ** ગુણસ્થાને વિરહ પડે છે માટે અસાશ્વતા કહેલ છે

નારકીનો ૧ દેવતાના ૧૩ તિર્યંચ પચેદ્રિયનો ૧ એ ૧૫ દડકમાં અશાશ્વતા બીજુ અને ત્રીજુ એ બે ગુણસ્થાનક છે ત્રણ વિગલેંદ્રિયમા એક બીજુ ગુણસ્થાનક છે મનુષ્યના દડકમાં અશાશ્વતા **નવે** ગુણસ્થાનક છે પાંચ સ્થાવરમા અશાશ્વતું એકે ગુણસ્થાનક નથી.

(૯) **ગુણસ્થાનક સ્પર્શના** નારકીનો ૧ દેવતાના ૧૩ એ ૧૪ દડકવાળા જીવો પહેલા ૪ ગુણસ્થાનક સ્પર્શે તિર્યચ પચેદ્રિયના દડકમા પહેલા ૫ ગુણસ્થાનક સ્પર્શે મનુષ્યના દડકમા ચઉદે ગુણઠાણા સ્પર્શે યુગલીઆ પહેલુ અને ચોથુ એ બે ગુણઠાણા સ્પર્શે. ત્રણ વિગલેદ્રિય અને સમુર્છિમ તિર્યચ પચેદ્રિયને પહેલા બે ગુણઠાણા સ્પર્શે પાંચ સ્થાવર ને સમુર્છિમ મનુષ્યને ૧ પહેલું ગુણઠાણુ સ્પર્શે પાચ અનુત્તર વિમાનવાલા દેવને ૧ ચોથુ ગુણઠાણુ સ્પર્શે તીર્થકર ૪, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૨, ૧૩, ૧૪ એ નવ સ્પર્શે અન્યલિંગે સિદ્ધા ૪, ૭, ૮, ૯, ૧૦, ૧૨, ૧૩, ૧૪ એ આઠ સ્પર્શે

## (૧૬) સમકિત દ્વાર

**तत्त्वानामप्यर्थानांश्रद्धानं तत्त्वेन वाप्यर्थानां श्रद्धानं तत्त्वार्थ श्रद्धानम् ततसम्यगदर्शनम् तत्त्वेन भावतो निश्चित्त मित्यर्थः**
જૈન શાસ્ત્રોથી પ્રતિપાદન કરાએલ તત્ત્વભૂત પદાર્થોમા શ્રદ્ધા અથવા તત્ત્વથી જે અર્થોનુ શ્રદ્ધાન છે તેને તત્ત્વાર્થ શ્રદ્ધાન કહે છે તે જે તત્ત્વાર્થ શ્રદ્ધાનને સમ્યગ્દર્શન કહે છે તત્ત્વના યથાર્થ (નિશ્ચયાત્મક) ભાવોમા રૂચી–પ્રતિતી–નિશ્ચય–શ્રદ્ધા તેને સમ્યગ્દર્શન કહે છે. સમકિતનુ આ લક્ષણ તત્ત્વાર્થ સૂત્રના ભાષ્યમા કહેલ છે.

સમકિત પાંચ પ્રકારે છે તેનાં નામ–(૧) ઉપશમ સમકિત, (૨) ક્ષયોપશમ સમકિત, (૩) ક્ષાયિક સમકિત, (૪) વેદક સમકિત, (૫) સાસ્વાદન સમકિત.

ઉપશમ સમકિત એટલે દર્શન મોહનીયની ૩ પ્રકૃતિ તથા ચારિત્ર મોહનીયની ૪ પ્રકૃતિ તે અનંતાનુબંધીની ચોકડી એ સાત પ્રકૃતિના સત્તામાં રહેલા દલોને શુદ્ધ ઉપયોગથી ઉદયમાં ન આવવા દીએ, રાખથી ઢંકેલા અંગારાની જેમ ઢાંકી રાખે, ઉપશમાવી રાખે એવી શુદ્ધ ભાવનામાં પ્રવર્તતી આત્મિક શક્તિને ઉપશમ સમકિત કહે છે. સન્નીના ૧૬ દંડકના પર્યાપ્તામાં ઉપશમ સમકિત હોય.

ક્ષયોપશમ એટલે પૂર્વોક્ત ૭ પ્રકૃતિના દળો જે ઉદયમાં આવ્યા તેને શુદ્ધ અધ્યવસાયથી નિરસ કરી પ્રદેશોને ભોગવીને ક્ષય કરે અને સત્તામાં રહેલા અનુદયદળોને ઢાંકી દબાવે એવી જે આત્મિકશક્તિ તેને ક્ષયોપશમ સમકિત કહે છે. તે અસંખ્યાતિવાર આવે. ક્ષયોપશમ સમકિત સન્નીના ૧૬ દંડકમાં હોય.

ક્ષાયક એટલે ઉદયમાં આવેલા અને અનુદય એટલે સત્તામાં રહેલા પૂર્વોક્ત ૭ પ્રકૃતિનાં દળોને આકર્ષીને સર્વથા ક્ષય કરે એવી જે ઉત્કૃષ્ટ આત્મિકશક્તિ તેને ક્ષાયક સમકિત કહે છે. એ શક્તિરૂપ સમકિત તે આત્માનો ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ગુણ છે. એ સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી જીવ પાસેથી તે ગુણ જતો નથી. ક્ષાયક સમકિત વૈમાનિક દેવમાં કર્મભૂમિ અને અકર્મભૂમિના મનુષ્યમાં, તિર્યંચ પુરુષીકર્મા અને પેલી ત્રણ નરકે હોય.

વેદક એટલે સમ્યક્ત્વ મોહનીયના ઉદયમાં આવેલા સર્વ દળોને વેદી નિર્જરી નાખવાના જે ચરમ છેલ્લા સમયમાં પ્રવર્તતી આત્મિક શક્તિને વેદક સમકિત કહે છે. એ સમકિત જીવને એક જ વખત આવે. એ સમકિતની ૧ સમયની સ્થિતિ છે. ત્યારપછી અવશ્ય ક્ષાયિક સમ્યક્ત્વ પામે. આ સમકિત ફક્ત મનુષ્યમાં જ હોય.

સાસ્વાદન એટલે ઉપશમ સમ્યકત્વથી પડતા મિથ્યાત્વે આવતા ફક્ત છ આવલિકા અને સાત સમય સુધી જે ભાવનુ રહેવું તે શક્તિને સાસ્વાદન સમકિત કહે છે એ સમ્યકત્વ પાંચ વખત આવે તથા ઉપશમ સમ્યકત્વ પણ પાચ વખત આવે

ચાર ગતિ આશ્રી પાચે સમકિત હોય પાંચ સ્થાવરમાં એકે સમકિત નથી ત્રણ વિગલેદ્રિય ના અપર્યાપ્તામા તથા અસજ્ઞીતિર્યંચ પચેદ્રિયના અપર્યાપ્તામા તથા સજ્ઞીના ૧૬ દંડકમા સાસ્વાદન સમકિત છે

## (૧૭) મિથ્યાત્વ દ્વાર.

**મિથ્યાત્વ એટલે નવતત્ત્વ સબધી વિપરીત રૂચિ,** અથવા અરૂચિ, કદાગ્રહરૂપ તે મિથ્યાત્વ તેના ૫ ભેદ છે તેના નામ– (૧) અભિગ્રહીક મિથ્યાત્વ, (૨) અણાભિગ્રહિક મિથ્યાત્વ, (૩) અભિનિવેસિક મિથ્યાત્વ, (૪) સશયિક મિથ્યાત્વ, (૫) અણાભોગ મિથ્યાત્વ

**૧ અભિગ્રહીક** એટલે ગુણ અવગુણ વિચાર્યા વિના જે કુમત ગ્રહણ કર્યો તેને જ ભલો જાણે અને બીજાની નિંદા કરે. કહે કે અમારા પૂર્વજો કરતા હતા તે અમે પણ કરશુ ઇત્યાદિક પરીક્ષા કર્યા વિના જે પોતાના ધર્મનો કદાગ્રહ હોય તેને અભિગ્રહીક મિથ્યાત્વ કહે છે

**૨ અનભિગ્રહીક** એટલે જેણે કરી સર્વ દર્શન ભલા છે એમ કહે પણ કોઇ વિશેષપણું જાણે નહી એવો કોઈ એક મધ્યસ્થ પરિણામે ગુણ અવગુણની પરિક્ષા કરે નહિ તેને અનભિગ્રહિક મિથ્યાત્વ કહે છે

**૩ અભિનિવેશ** એટલે પોતાનુ અસત્ય વચન સ્થાપવા સાટે સત્ય વચનને મરડે, કુયુકિત મારે, સમજાવ્યો છતા પોતાનો હઠ ન મૂકે, તેને અભિનિવેશિક મિથ્યાત્વ કહે છે

**૪ શાશયિક** એટલે જિનોકત તત્ત્વને વિષે સશય ધરતો

રહે એટલે ગુરુગીતાર્થની સામગ્રી છતાં પણ મનમાં વિચારે જે હું જો પૂછીશ તો રખે ગુજને ગુરુ અજ્ઞાની જાણશે એમ જાણીને ગીતાર્થ ગુરુને પૂછે નહી, સંશયવંતપણે તથા અવિશ્વાસી થકો રહે. તેને સંશયિક મિથ્યાત્વ કહે છે.

અનાભોગ એટલે જે થકી કોઈ પણ દર્શન ભુરું ભલું ન જાણે જેમ મૂર્ચ્છા પામેલો મનુષ્ય કડુનો રસ તથા સાકરનો રસ વિશેષ ન જાણે તેની પેઠે જે એકેંદ્રિયાદિક જીવો છે તે તત્ત્વાતત્ત્વ ન જાણે માટે એ સહુ અનાભોગિક મિથ્યાત્વવંત છે એને અનાભોગિક મિથ્યાત્વ કહે છે

પાંચ સ્થાવર અને ત્રણ વિગલેંદ્રિય સમુર્છિમ તિર્યંચ પંચેંદ્રિય તથા સમુચ્છિંમ મનુષ્ય એટલાને એક અનાભોગિક મિથ્યાત્વ છે. શેષ નારકીઆદિક સંજ્ઞીના ૧૬ દંડકમાં પાંચે મિથ્યાત્વ છે

## ૧૮ દષ્ટિદ્વાર

દષ્ટિ– સાચા ખોટા તત્ત્વપૂર્વક જે અવલોકન કરવું તેને દષ્ટિ કહીએ તે દષ્ટિ ત્રણ પ્રકારની છે (૧) સમ્યગ્દષ્ટિ, (૨) મિથ્યાત્વ દષ્ટિ, (૩) મિશ્ર દષ્ટિ.

૧ શ્રી વીતરાગે કહેલા વસ્તુ તત્ત્વની જ્ઞાન પ્રમાણે આત્મ પરિણતિ થાય તેને સમ્યગદ્રષ્ટિ કહે છે ૨. સમ્યગ્દષ્ટિના લક્ષણથી જે વિપરીત તેને મિથ્યા દષ્ટિ કહે છે ૩ સારૂ અથવા માઠું જ્ઞાન બેઉને વિષે જે સરખાપણાનો ભાવ થાય તેને મિશ્રદષ્ટિ કહે છે.

નારકીનો ૧ ભવનપતિના ૧૦ વ્યંતરનો ૧ જ્યોતિષિનો ૧ એ ૧૩ દંડકમાં ત્રણ દષ્ટિ છે પાંચસ્થાવરમાં ૧ મિથ્યાત્વ દષ્ટિ છે. ત્રણ વિગલેંદ્રિયમાં ૧ સમ્યગ્ દષ્ટિ ૨ મિથ્યાત્વ દષ્ટિ છે તિર્યંચ પંચેંદ્રિયના દંડકમાં સંજ્ઞીને ત્રણ દષ્ટિ છે અને અસંજ્ઞીને બે દષ્ટિ છે તે સમ્યગ્ દષ્ટિ અને મિથ્યાદષ્ટિ.

મનુષ્યના દંડકમા કર્મભૂમિના મનુષ્યને ત્રણ દષ્ટિ છે. ત્રીસ અકર્મભૂમિના યુગાલીઆના ક્ષેત્રમાં મિથ્યા દષ્ટિ અને સમ્યગ્ દષ્ટિ છે. છપન્ન અંતરદ્વીપના યુગલિયા મનુષ્ય તથા સમુર્છિમ મનુષ્ય એટલાઓને ૧ મિથ્યાત્વ દષ્ટિ છે.

વૈમાનિકના દંડકમા બાર દેવલોકમા ત્રણ દષ્ટિ છે. નવગ્રૈવેયકમાં બે તે સમ્યગ્દષ્ટિ ૨ મિથ્યાત્વ દષ્ટિ છે. પાચ અનુત્તર વિમાનમાં ૧ સમ્યગદષ્ટિ છે.

## ૧૯ જ્ઞાન દ્વાર.

**જ્ઞાન** – જેણે કરી વસ્તુનુ સ્વરૂપ જાણીએ, ગુણપર્યાયે કરી વસ્તુનો નિર્ણય યથાર્થપણે કરીએ તેનુ નામ **જ્ઞાન.** અથવા સામાન્ય વિશેષાત્મક વસ્તુને વિષે વિશેષ ગ્રહણાત્મક જે બોધ તેનુ નામ **જ્ઞાન** કહેવાય છે. તે (૧) મતિજ્ઞાન, (૨) શ્રુતજ્ઞાન, (૩) અવધિજ્ઞાન, (૪) મનઃપર્યવજ્ઞાન, (૫) કેવલજ્ઞાન એમ જ્ઞાનના પાચ પ્રકાર છે. ૧. પાંચ ઇંદ્રિય તથા મનવડે નિયત વસ્તુનુ જીવને જે જ્ઞાન તેનુ નામ **મતિજ્ઞાન.**

સાંભળવાથી જાણીએ એટલે સમ્યક્ પ્રકારે ઉપયોગપૂર્વક શાસ્ત્ર જાણવા વાચવા તથા સાંભળવાથી વસ્તુનુ જીવને જે જ્ઞાન થાય તેનુ નામ **શ્રુતજ્ઞાન.** મતિ અને શ્રુતજ્ઞાન સાથે જ હોય, શ્રુતજ્ઞાન મતિજ્ઞાન પૂર્વકજ હોય છે

ઇંદ્રિયાદિકની અપેક્ષા વિના મર્યાદા પ્રમાણે રૂપી વસ્તુનુ જીવને જે જ્ઞાન થાય તેનુ નામ **અવધિજ્ઞાન.** ૪ સંજ્ઞી પચેંદ્રિય જીવના મનોગત ભાવનુ અર્થાત્ મનચિંતિત અર્થનુ જીવને જે જ્ઞાન થાય તેનુ નામ **મનઃપર્યવજ્ઞાન.**

૫. સંપૂર્ણ લોકાલોકનુ તથા જીવ અજીવના સર્વ ગુણપર્યાયોનુ તથા રૂપી અરૂપી સર્વ વસ્તુઓનુ જીવને જે ત્રીકાલિક જ્ઞાન એકી

સામે થાય તેનું નામ કેવળજ્ઞાન સર્વ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી આવરણ રૂપ ઉપાધી રહિત કેવળજ્ઞાન સર્વથા એકજ પ્રકારનું છે અને બાકીના ચારે જ્ઞાન જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ પ્રમાણે ઘણા પ્રકારના છે મતિજ્ઞાન ને શ્રુતજ્ઞાન પરોક્ષ છે અને અવધિજ્ઞાન અને મનપર્યવજ્ઞાન દેશથી પ્રત્યક્ષ છે તથા કેવલજ્ઞાન સંપૂર્ણ પ્રત્યક્ષ છે

દેવતાના તેર દંડક, નારકીનો ૧, સંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિય એ ૧૫ દંડકમા જ્ઞાન ૩ છે તે (૧) મતિજ્ઞાન, (૨) શ્રુતજ્ઞાન, (૩) અવધિજ્ઞાન મનુષ્યના દંડકમાં પંદર કર્મભૂમીમા પાંચે જ્ઞાન છે ત્રીસ અકર્મભૂમિમા ત્રણ વિગલેંદ્રિયના અપર્યાપ્તમા અને સમુચ્છિમ તિર્યંચ પંચેંદ્રિય અપર્યાપ્તામા બે જ્ઞાન છે તે ૧ મતિજ્ઞાન ૨ શ્રુતજ્ઞાન છપન્ન અંતરદ્વીપના મનુષ્ય સમુચ્છિમ મનુષ્ય અને પાંચ સ્થાવર એટલામા જ્ઞાન નથી

(૨૦) અજ્ઞાન દ્વાર

અજ્ઞાન– અનતધર્માત્મક વસ્તુને મોહનીય કર્મના ઉદયથી કોઈ એકરૂપથીજ જાણે. સંસારહેતુ તેને મોક્ષહેતુ જાણે એકાંતે ગ્રહણ કરવારૂપ અથવા ત્યાગ કરવારૂપ એમ એકાંતે જ વસ્તુ સ્વરૂપ માને, પણ ઉભયરૂપ ન જાણે માટે મિથ્યાત્વના ઉદયે કરીને મિથ્યાત્વીનું જાણપણું તે અજ્ઞાનરૂપ જ હોય. તે (૧) મતિઅજ્ઞાન, (૨) શ્રુતઅજ્ઞાન, (૩) વિભંગજ્ઞાન એમ ત્રણ પ્રકારના અજ્ઞાન કહ્યા છે

દેવતાના ૧૩ નારકીનો ૧, તિર્યંચ પંચેન્દ્રિયનો ૧, મનુષ્યનો ૧ એ ૧૬ દંડક ॥ ત્રણ અજ્ઞાન છે પાંચ સ્થાવર, ત્રણ વિગલેંદ્રિય, યુગલીઆ, સમુચ્છિમ તિર્યંચ તથા સમુચ્છિમ મનુષ્ય એટલામા બે અજ્ઞાન છે તે ૧ મતિ અજ્ઞાન, ૨ શ્રુતઅજ્ઞાન. ૫ અનુત્તર વિમાનમા અજ્ઞાન નથી

## (૨૧) દર્શન દ્વાર.

દર્શન– સામાન્યપણે નિરાકારોપયોગરૂપ વસ્તુનો જે અવબોધ તેનુ નામ દર્શન તે (૧) ચક્ષુ દર્શન, (૨) અચક્ષુ દર્શન, (૩) અવધિ દર્શન, (૪) કેવળ દર્શન એમ ચાર પ્રકારે દર્શન છે.

**૧ ચક્ષુ દર્શન**– ઘટાદિ પદાર્થોને આખો વડે સામાન્યપણે દેખવુ તે **૨ અચક્ષુ દર્શન**– એટલે ચક્ષુ સિવાય બાકીની ઇંદ્રિયો જે સ્પર્શન, રસન, ઘ્રાણ, શ્રોત્ર અને નોઇંદ્રિય જે મન એણે કરી શબ્દાદિક અર્થનો સામાન્યાવબોધ થાય તે અચક્ષુ દર્શન.

૩ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ એ ચાર મર્યાદામા રહ્યાં જે રૂપીદ્રવ્યો તેનો સામાન્યાવબોધ તે ત્રીજુ **અવધિ દર્શન.** ૪. ત્રિકાલિક સર્વ દ્રવ્યો પર્યાયોનું સ્પષ્ટ નિરાવરણ અપ્રતિપાતી યુગપત દર્શન તે ચોથું **કેવળ દર્શન** જાણવું એ ચાર દર્શન અનાકાર છે.

પાંચ સ્થાવર બેઇંદ્રિય તેઇંદ્રિય એ સાત દડકમા ૧ અચક્ષુ દર્શન છે, ચઉરિંદ્રિયમા તથા અસજ્ઞી તિર્યચ પચેંદ્રિય, યુગલીઆ અને સમુર્ચ્છિમ મનુષ્ય એટલામા પહેલા બે દર્શન છે. નારકીનો ૧, દેવતાના ૧૩ તિર્યચ પંચેન્દ્રિયનો ૧ એ ૧૫ દડકમા પહેલા ત્રણ દર્શન છે મનુષ્યના દડકમા ચારે દર્શન છે

## (૨૨) ઉપયોગ દ્વાર.

(૧) **વ્યાખ્યા** મૂળ ઉપયોગ બે પ્રકારનો છે– (૧) સાગારોવઉતા (૨) અણાગારોવઉતા ઉપયોગ એટલે વસ્તુને ઓળખવા, જાણવા, પ્રકાશવાને વિષે જે વ્યાપાર થાય તેનુ નામ ઉપયોગ. એ જીવનુ લક્ષણ જીવ સ્વભાવે ચેતનારૂપ જાણવુ તે ઉપયોગ સાકાર અને નિરાકાર એમ બે પ્રકારે છે

૧ તેમાં દરેક વસ્તુને વિશેષ ભેદ (વિકલ્પ) પૂર્વક, દ્રવ્ય, ગુણ પર્યાયોના ભેદ પૂર્વક ગ્રહણ કરવી એ જ તેનો પરિણામરૂપ આકાર તે

જેનાથી થાય તે સાકારોપયોગ કહેવાય છે તે જ્ઞાન અજ્ઞાન બે બન્ને ઉપયોગરૂપ છે

૨ ઉપરોકત લક્ષણોથી ભિન્ન એટલે જાતિ ગુણ ક્રિયાદિ વિશેષણ રહિત તથા વસ્તુના આકાર રહિત સામાન્ય સત્તા અથવા આભાસ માત્ર, ગુણપર્યાયોના વિકલ્પ વગર કાંઈક છે એવું દેખીએ તે દર્શનને અનાકાર ઉપયોગ કહે છે એ સાકાર અને નિરાકાર બન્ને જાતના ઉપયોગો ચોવીસે દડકમા છે

(૨) સાગારોવઉતા ઉપયોગ સાકાર ઉપયોગના આઠ પ્રકાર છે તે પાચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન. નારકીનો ૧ દેવતાના ૧૩ તિર્યંચ પંચેન્દ્રિયનો ૧ એ ૧૫ દડકમા સાકારોપયોગ ૬ છે તે જ્ઞાન ત્રણ પહેલા અને અજ્ઞાન ૩ એવ ૬ છે

મનુષ્યના દડકમા આઠેય છે, ત્રણ વિગલેન્દ્રિયમા તથા અસજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય અને યુગલીઆ એટલાઓમા ચાર છે તે પહેલા બે જ્ઞાન અને પહેલા બે અજ્ઞાન. પાચ સ્થાવરમા તથા સમુર્ચ્છિમ મનુષ્યમાં સાકાર ઉપયોગ બે છે તે પહેલા બે અજ્ઞાન જાણવા. ૫ અનુત્તર વિમાનમાં સાકારોપયોગ ૩ છે તે પહેલા ત્રણ જ્ઞાન જાણવા.

(૩) અણાગારોવઉતા ઉપયોગ નિરાકાર ઉપયોગના ચાર પ્રકાર છે તે ચાર પ્રકારના દર્શન જાણવા. તેનો વિસ્તાર ચોવીસ દડક આશ્રી દર્શનદ્વારની પેઠે જાણવો.

(૫) ઉત્તર ઉપયોગ ઉત્તર ઉપયોગ બાર પ્રકારે છે— તે ૫ જ્ઞાન ૩ અજ્ઞાન અને ૪ દર્શન એમ ૧૨ છે મનુષ્યના દડકમા બાર ઉપયોગ છે નારકીનો ૧, દેવતાના ૧૩, તિર્યંચ પંચેન્દ્રિયનો ૧ એમ ૧૫ દડકમા ત્રણ જ્ઞાન પહેલા, ૩ અજ્ઞાન, ૩ દર્શન, પ્રથમ એમ ૯ છે પાચ સ્થાવરમા પ્રથમ બે અજ્ઞાન ને ૧ અચક્ષુ

દર્શન એ ત્રણ છે બેઇન્દ્રિય તેઇન્દ્રિયમા બે જ્ઞાન પહેલા અને બે અજ્ઞાન તથા ૧ અચક્ષુ દર્શન એમ પાચ છે ચઉરિન્દ્રિયમાં તથા સમુચ્છિમ તિર્યંચમા અને ત્રીસ અકર્મભૂમિ એટલામા ઉપયોગ ૬ છે તે ૨ જ્ઞાન ૨ અજ્ઞાન ૨ દર્શન. છપ્પન અંતરદ્વીપામાં તથા સમુચ્છિમ મનુષ્યમા ઉપયોગ ૪ છે તે ૨ અજ્ઞાન ૨ દર્શન એવ ૪ જાણવા પાચ અનુત્તર વિમાનમા ૬ ઉપયોગ છે તે ૩ જ્ઞાન ૩ દર્શન એ ૬ જાણવા.

(૫) **પાશણીઆ ઉપયોગ** પાશણીઆ એટલે વસ્તુને સ્પષ્ટ પ્રમાણથી જાણી દેખી શકે તેવા ઉપયોગ ૯ છે તે મતિજ્ઞાન વર્જિને શેષ ૪ જ્ઞાન, મતિઅજ્ઞાન વર્જિને શેષ બે અજ્ઞાન, અચક્ષુદર્શન વર્જિને શેષ ત્રણ દર્શન એ નવ પાશણીઆ ઉપયોગ છે

મનુષ્યના દડકમા પાશણિયા ઉપયોગ નવ છે દેવતાના ૧૩, નારકીનો ૧, તિર્યંચ પચેન્દ્રિયનો ૧, એ ૧૫ દડકમા પાશણિયા ઉપયોગ ૬ છે તે-(૧) શ્રુતજ્ઞાન, (૨) અવધિજ્ઞાન, (૩) શ્રુતઅજ્ઞાન, (૪) વિભગજ્ઞાન, (૫) ચક્ષુદર્શન, (૬) અવધિદર્શન એ ૬ છે પાચ સ્થાવરમા પાશણિયા ઉપયોગ ૧ તે શ્રુતઅજ્ઞાન છે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય એ બે દડકના અપર્યાપ્તામા પાશણિયા ઉપયોગ બે છે તે શ્રુતજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન

ચૌરિન્દ્રિયમા તથા અસજ્ઞી તિર્યંચ પચેન્દ્રિયના અપર્યાપ્તામા તથા ત્રીસ અકર્મભૂમિમા પાશણિયા ઉપયોગ ૩ છે તે (૧) શ્રુતજ્ઞાન, (૨) શ્રુતઅજ્ઞાન, (૩) ચક્ષુદર્શન ૫૬ અતરદ્વીપા તથા સમુચ્છિમ મનુષ્યમા શ્રુતઅજ્ઞાન અને ચક્ષુદર્શન એ બે છે અનુત્તર વિમાનમા (૧) શ્રુતજ્ઞાન, (૨) અવધિજ્ઞાન, (૩) ચક્ષુદર્શન, (૪) અવધિદર્શન એ ૪ પાશણિયા ઉપયોગ છે શ્રુતજ્ઞાન કે અજ્ઞાનની બાબતમા પ્રત્યક્ષ નથી પણ ચિત્રામણ અથવા મનથી પદાર્થ રચનાને આકારે છે અને અસજ્ઞીને ઓઘ સજ્ઞાએ આભાસ રૂપ સમજવુ.

(૬) અપાશણિયા ઉપયોગ – અપાશણિયા એટલે વસ્તુને પ્રત્યક્ષ પ્રમાણથી જોઈ જાણી શકતા નથી પણ અનુમાન પ્રમાણથી જોઇ જાણી શકે છે તેવા ઉપયોગ ૩ છે—(૧) મતિજ્ઞાન, (૨) મતિઅજ્ઞાન, (૩) અચક્ષુદર્શન.

સજ્ઞીના ૧૬ દંડકમા ત્રણ વિકલેન્દ્રિયના ૩ દંડકમાં તથા સમુચ્છિંમ તિર્યંચમા અને ત્રીસ અકર્મભૂમિમા, એટલાઓમા અ-અપાશણિયા ઉપયોગ ૩ છે પાચ સ્થાવર, ૫૬ અતરદ્વીપા અને સમુચ્છિંમ મનુષ્ય એટલામા અપાશણિયા બે ઉપયોગ છે તે મતિ-અજ્ઞાન અને અચક્ષુદર્શન ૫ અનુત્તર વિમાનમા મતિજ્ઞાન અને અચક્ષુદર્શન એ બે ઉપયોગ છે

(૭) સાગાર પાશણિયા ઉપયોગ – મતિજ્ઞાન વર્જિને શેષ ૪ જ્ઞાન, મતિઅજ્ઞાન વર્જિને શેષ બે અજ્ઞાન એ છ સાગાર પાશણિયા ઉપયોગ કહેવાય છે મનુષ્યના દંડકમાં સાગાર પાશણિયા ઉપયોગ ૬ છે દેવતાના ૧૩, નારકીનો ૧, તિર્યંચ પચેદ્રિયનો ૧ એ ૧૫ દંડકમા સાગાર પાશણિયા ૪ ઉપયોગ છે તે (૧) શ્રુતજ્ઞાન, (૨) અવધિજ્ઞાન, (૩) શ્રુતઅજ્ઞાન અને (૪) વિભગજ્ઞાન.

ત્રણ વિકલેન્દ્રિયમા તથા સમુચ્છિંમ તિર્યંચ, ત્રીસ અકર્મ ભૂમિમા એટલામા શ્રુતજ્ઞાન શ્રુતઅજ્ઞાન એ બે સાગાર પાશણિયા ઉપયોગ છે પાચ સ્થાવર, ૫૬ અતરદ્વીપા અને સમુચ્છિમ મનુષ્ય એટલાઓમા સાગાર પાશણિયા ૧ શ્રુતઅજ્ઞાન છે પાચ અનુત્તર વિમાનમા સાગાર પાશણિયા ઉપયોગ ૨ છે તે શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન.

(૮) અણાગાર પાશણિયા ઉપયોગ – અચક્ષુદર્શન વર્જિને શેષ ૩ દર્શન તે અણાગાર પાશણિયા ઉપયોગ કહેવાય છે. મનુષ્યના દંડકમા ૩ છે દેવતાના ૧૩, નારકીનો ૧, તિર્યંચપચેદ્રિયનો ૧ એ ૧૫ દંડકમા અણાગાર પાશણિયા ઉપયોગ બે છે તે ચક્ષુદર્શન, અને અવધિદર્શન. ચૌરિદ્રિયમા, અસજ્ઞી તિર્યંચ પચેદ્રિયમાં, યુગલીઆમા સમુ

ચ્છિમ મનુષ્ય એટલાઓમા અણાગાર પાશણિયા એક ચક્ષુદર્શન છે પાચ સ્થાવર, બેઇદ્રિય તેઇદ્રિય એ ૭ દડકમા અણાગાર પાશણિયા ઉપયોગ નથી.

**(૯) સાગાર અપાશણિયા ઉપયોગ :–** સાગાર અપાશણિયા ઉપયોગ બે છે તે (૧) મતિજ્ઞાન (૨) મતિઅજ્ઞાન. પાચ સ્થાવર, ૫૬ અતરદ્વીપ, સમુચ્છિમ મનુષ્ય એટલામા સાગાર અપાશણિયા ઉપયોગ એ મતિઅજ્ઞાન છે

દેવતાના ૧૩, નારકીને ૧, તિર્યચ પચેદ્રિયને ૧, મનુષ્યને ૧, વિગલેદ્રિયના ૩ એ ૧૯ દડકમા સાગાર અપાશણિયા બે ઉપયોગ છે પાચ અનુત્તરવિમાનમા સાગાર અપાશણિયા ઉપયોગ એક મતિજ્ઞાન છે

**(૧૦) અણાગાર અપાશણિયા ઉપયોગ :–** અણાગાર અપાશણિયા ઉપયોગ એક અચક્ષુદર્શન છે નારકી આદિક ચોવીસે દંડકમાં અણાગાર અપાશણિયા એક અચક્ષુદર્શન ઉપયોગ જાણવો.

## ૨૩ ચારિત્ર દ્વાર.

**વ્યાખ્યા –** દ્રવ્યથી સાવદ્ય જોગનો ત્યાગ અને ભાવથી જીવના શુદ્ધ સ્વભાવમા લઇ જાય તે ચારિત્ર

ચારિત્ર પાચ પ્રકારનુ છે–(૧) સામાયિક ચારિત્ર, (૨) છેદોપસ્થાપનિય ચારિત્ર, (૩) પરિહાર વિશુદ્ધ ચારિત્ર, (૪) સૂક્ષ્મ સપરાય ચારિત્ર, (૫) યથાખ્યાત ચારિત્ર ૧ **સામાયિક** એટલે જેનાથી આત્માને સમ્યક્ પ્રકારે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્યથી સમતા ગુણનો લાભ થાય તેને સામાયિક ચારિત્ર કહે છે.

૨ **છેદ** કાપવુ **ઉપ** સમીપે **સ્થાપનીય** આરોપણુ કરવુ. **છેદોપસ્થાપનીય** તે પૂર્વપર્યાયનો છેદ કરી નવીન પર્યાયનો એટલે ફરીથી પચમહાવ્રતનુ સ્થાપન કરવુ તેને છેદાપસ્થાપનીય ચારિત્ર કહે છે,

**परिहार** ત્યાગવા લાયક **विशुद्ध** અત્યંત શુદ્ધ નિર્મલ પરિહાર વિશુદ્ધ તે જેનાથી ચારિત્રને મલીનતા ઉપજે એવા અશુદ્ધ ભાવોનો ત્યાગ કરે અને જેનાથી ચારિત્રની વિશેષ નિર્મલતા ઉત્પન્ન થાય એવા વિશુદ્ધ ભાવોને અંગીકાર કરે તેને પરિહાર વિશુદ્ધ ચારિત્ર કહે છે

૪ **सूक्ष्म** અત્યંત પાતલી **संपराय** લોભરૂપ ક્રિયા જે કંઈ પ્રવર્તે છે તેને સૂક્ષ્મ સંપરાય ચારિત્ર કહે છે એ ચારિત્ર દશમા ગુણસ્થાનક સિવાય બીજા ગુણસ્થાનકે ન હોય

૫. ક્ષપક અથવા ઉપશમ શ્રેણી દ્વારા દશમા ગુણસ્થાનકથી ઉપરના ગુણસ્થાનકે ચઢતાને સહાયતા મદદ આપનાર જે ચારિત્ર તેને **યથાખ્યાત ચારિત્ર** કહે છે **यथा** જેમ, જે પ્રમાણે **आख्यात** તીર્થંકરોએ કહેલ મતલબ કે એ ચારિત્રવાલો જિનવચન પ્રમાણે કહે છે અને તે જ પ્રમાણે આચરણ કરે છે માટે યથાખ્યાત ચારિત્ર કહે છે મનુષ્યના દંડકમા પાંચ ચારિત્ર છે શેષ ૨૩ દંડકમાં એકે ચારિત્ર નથી.

વિશેષપણે જાણવાને અહિં પાંચે ચારિત્રે (૧) ભેદ, (૨) વેદ, ૩ રાગ, (૪) નિર્ગ્રંથ, (૫) જ્ઞાન, (૬) લિંગ, (૭) શરીર, (૮) ક્ષેત્ર, (૯) કાલ, (૧૦) ગતિ, (૧૧) યોગ, (૧૨) ઉપયોગ, (૧૩) કષાય, (૧૪) લેશ્યા, (૧૫) ગુણસ્થાનક, (૧૬) ભવ, (૧૭) આકર્ષ, (૧૮) ભાવ, (૧૯) અલ્પ બહુત્વ—એ ૧૯ બોલ સંક્ષેપે કહે છે

૧ સામાયિક ચારિત્રના બે ભેદ છે—(૧) ઇત્વરિક ને (૨) યાવત્કથિક તેમા ઇત્વરિક એટલે સ્વલ્પકાળનું ને તે પહેલા તથા છેલ્લા તીર્થંકરના વારામાં હોય અને યાવત્ કથિક એટલે ઘણા કાળનું તે ૨૨ તીર્થંકરના વારામા તથા મહાવિદેહ ક્ષેત્રમા હોય છે.

છેદોપસ્થાપનિય ચારિત્રમા બે ભેદ છે—(૧) સાતિચાર, (૨) નિરતિચાર તેમા સાતિચાર એટલે મૂળગુણઘાતિને પ્રાયશ્ચિત્તરૂપ

હોય અને નિરતિચાર એટલે ઇત્વરિક સામાયિકવત નવદીક્ષિતને વડી દીક્ષારૂપ હોય છે તથા ભરત ઇરવતના છેલા તીર્થંકરના શાસનમાં ભળનાર સાધુને હોય છે

**પરિહારવિશુદ્ધ ચારિત્રના** બે ભેદ છે–(૧) નિર્વિશ માનસિક અને (૨) નિર્વિષ્ટકાયિક નિર્વિષ માનસિક એટલે કર્મ નિર્જરા અર્થે તપો વિશેષ કરનારા, આ ચારિત્રના આસેવક, તે કલ્પમાં પ્રવર્તતા હોય તેને હોય

**નિર્વિષ્ટકાયિક** એટલે આ ચારિત્રમા પ્રવર્તતાના વૈયાવચ્ચાદિકના કરનારને હોય **સૂક્ષ્મ સપરાય ચારિત્રના** બે ભેદ છે (૧) વિશુદ્ધ માનસિક, (૨) સકિલષ્ટમાનસિક

**વિશુદ્ધ માનસિક** એટલે ઉપશમ શ્રેણીએ તથા ક્ષપક શ્રેણીએ ચડતાં જીવને વિશુદ્ધ પરિણામ રૂપ હોય છે. **સકિલષ્ટ માનસિક** એટલે ઉપશમ શ્રેણીથી પડતા જીવને સકિલષ્ટ પરિણામ રૂપ હોય છે

**યથાખ્યાત ચારિત્રનાં** બે ભેદ છે – (૧) છાદ્મસ્થિક (૨) કૈવલિક **છાદ્મસ્થિક** અગિયારમા તથા બારમા ગુણસ્થાનકે વર્તતા જીવોને હોય છે

**કૈવલિક** તે તેરમા તથા ચૌદમા ગુણસ્થાનકે હોય છે ૧ સામાયિક તથા છેદોપસ્થાપનિય ચારિત્ર સવેદીને અથવા અવેદીને પણ હોય તેમા સવેદીને સ્ત્રી, પુરુષ અને કૃત નપુસક એમ ત્રણે વેદે હોય અવેદીને ઉપશમવેદી તથા ક્ષપક વેદીને હોય છે.

પરિહાર વિશુદ્ધિ ચારિત્ર સવેદી એટલે પુરુષવેદવાળાને અથવા કૃતિમ નપુસકવેદવાળાને હોય છે સૂક્ષ્મ સપરાય તથા યથાખ્યાત ચારિત્ર અવેદી એ ઉપશમ તથા ક્ષપક શ્રેણીગતને હોય છે.

પહેલેથી ચાર ચારિત્ર સરાગી હોય અને યથાખ્યાત ચારિત્ર વીતરાગી હોય છે ઇતિ નિર્ગ્રંથના ૭ ભેદ છે –

(૧) પુલાક, (૨) બકુસ, (૩) પ્રતિસેવનાકુશીલ, (૪) કષાય કુશીલ, (૫) નિર્ગ્રંથ, (૬) સ્નાતક ૧ જ્ઞાનાદિના અતિચારને અપવાદ માર્ગે સેવવે કરી મૂળ વ્રતનો ભંગ કરીને પ્રાયશ્ચિત્ત લે તે પુલાક ૨ શરીરની સુશ્રુષા વિભુષા કરે અથવા ઉપકરણ બહુમુલ્ય સુશોભિત રાખે સબલ એટલે ઉત્તર ગુણમાં દોષ સેવે તેને બકુશ કહે છે. ૩ મૂળગુણ તો પાળે સેવે અપવાદ માર્ગે ભંગ થઈ જાય તો પ્રાયશ્ચિત્તથી પણ ઉત્તરગુણમાં કાંઈ કાંઈ દોષ લગાડે તેને **પ્રતિસેવના કુશળ કહે છે**

સંજ્વલન કષાયોદયે કરી કાંઈક અપ્રશસ્ત પરિણામ થાય પણ મૂળગુણમાં તથા ઉત્તરગુણમાં કાંઈ દોષ લગાડે નહીં તેને **કષાય કુશીલ કહે છે**

૫ સંપૂર્ણ ગ્રંથીરહિત મોહનીય વર્જિત વીતરાગ છદ્મસ્થ તેને નિર્ગ્રંથ કહીએ ૬ ઘાતિકર્મ રહિત સયોગી કેવળી તથા શૈલેશી પ્રતિપન્ન અયોગી કેવળી તે **સ્નાતક** કહેવાય છે. સડુસાધાન્યના પુળા સરખા પુલાક સડુશાધાન્ય સરખા બકુસ. મસળ્યા ધાન્ય સરખા પ્રતિસેવના કુશીલ ઉપવ્યા ધાન્ય સરખા કષાય કુશીલ. કણકી સહિત ચોખા સમા નિર્ગ્રંથ. અતીશુદ્ધ ચોખા સદ્રશ સ્નાતક જાણવા. પુલાક બકુસ અને પ્રતિસેવના કુશીલમાં સામાયિક તથા છેદોપસ્થાપનીય એ બે ચારિત્ર લાભે। કષાય-કુશીલમાં પ્રથમના ચાર ચારિત્ર લાભે. નિર્ગ્રંથ અને સ્નાતકમાં એક યથાખ્યાત ચારિત્ર હોય છે ઇતિ નિર્ગ્રંથ.

૫. પ્રથમના ચાર ચારિત્રે બે ત્રણ અથવા ચાર જ્ઞાન। હોય છે અને યથાખ્યાત ચારિત્રમાં પાંચ જ્ઞાનની ભજના જાણવી. ઇતિ

જ્ઞાન ૬ સ્વલિંગે પાચ ચારિત્ર લાભે અન્યલિંગે અને ગ્રહસ્થલિંગે પરિહારવિશુદ્ધિ ચારિત્ર વિના બાકીના ચાર ચારિત્ર લાભે એમ દ્રવ્યલિંગની અપેક્ષાએ જાણવું તથા ભાવલિંગની અપેક્ષાએ સ્વલિંગે પાચે ચારિત્ર હોય અને અન્યલિંગે તથા ગૃહસ્થલિંગે એકે ચારિત્ર હોય નહીં ઇતિ લિંગ

૭. પહેલા તથા બીજા ચારિત્રને વિષે ત્રણ ચાર અથવા પાચે શરીર લાભે ત્રીજા ચોથા પાચમા ચારિત્રને વિષે ઔદારિક તૈજસ કાર્મણ એમ ત્રણ શરીર હોય છે, ઇતિ શરીર ૮ કર્મ-ભૂમિમાં પાચે ચારિત્ર હોય અને અકર્મભૂમિ તથા અતરદ્વીપમાં એકે ચારિત્ર હોય નહીં ઇતિ ક્ષેત્ર

ઉત્સર્પિણી કાળમા **જન્મની અપેક્ષાએ** પહેલે આરે એકે ચારિત્ર ન લાભે અને બીજા ત્રીજા તથા ચોથા આરામા પાચે ચારિત્ર લાભે પાચમા છઠ્ઠા આરામા એકે ચારિત્ર હોય નહિ

અવસર્પિણી કાળમા જન્મની અપેક્ષાએ પહેલાને બીજા આરામાં એકે ચારિત્ર ન હોય ત્રીજા ચોથા આરામા પાચે ચારિત્ર હોય પાચમા આરામા જન્મની અપેક્ષાએ પહેલા બે ચારિત્ર હોય અને છઠે આરે એકે ચારિત્ર હોય નહીં ઇતિકાલ

૧૦ નારકી તિર્યંચ અને મનુષ્ય એ ત્રણે ગતિમા ચારિત્રનો આરાધક જાય નહીં પણ દેવગતિમા જાય તેમા સામાયિક અને છેદોપસ્થાપનિય ચારિત્ર આરાધક જઘન્ય પહેલે દેવલોકે અને ઉત્કૃષ્ટ અનુત્તર વિમાને જાય છે પરિહાર વિશુદ્ધિ ચારિત્ર આરાધક જઘન્ય પહેલે દેવલોકે અને ઉત્કૃષ્ટ આઠમે દેવલોકે જાય સૂક્ષ્મ સંપરાય અને યથાખ્યાત ચારિત્રના આરાધક અનુત્તર વિમાને જાય તથા યથાખ્યાત ક્ષાયક ચારિત્રનો આરાધક મોક્ષે જાય છે ઇતિગતિ

૧૧. મનયોગ, વચનયોગ અને કાયયોગ એ ત્રણે યોગે અપેક્ષાપૂર્વક પાંચ ચારિત્ર અને અયોગીમા એક યથાખ્યાત ચારિત્ર

લાભે. ઇતિયોગ. ૧૨ સાગારઉપયોગમા પાંચ ચારિત્ર અને અનાગાર ઉપયોગમા સૂક્ષ્મ સંપરાય ચારિત્ર વર્જીને બાકીના ચાર ચારિત્ર લાભે. ઇતિ ઉપયોગ. ૧૩ પ્રથમના ચાર ચારિત્ર સકષાયી અને યથાખ્યાત ચારિત્ર કષાય રહિત જાણવું સકષાયી ચારિત્રમાંથી પહેલા બીજા ને ત્રીજા ચારિત્રે સંજ્વલનની ચોકડી હોય છે તથા સૂક્ષ્મ સંપરાય ચારિત્રે એક સંજ્વલન લોભનો કાંઈક અંશ હોય છે. ઇતિકષાય. ૧૪ પહેલા બે ચારિત્રમા છ લેશ્યા છે પણ અશુભ લેશ્યા બહુ મંદ હોય. પરિહારવિશુદ્ધિ ચારિત્રમા ત્રણ શુભ લેશ્યા અને સૂક્ષ્મ સંપરાય તથા યથાખ્યાત ચારિત્રને વિષે શુક્લ લેશ્યા હોય છે ઇતિ લેશ્યા.

૧૫ પહેલા બે ચારિત્રે ૬–૭–૮–૯ મુ એમ ચાર ગુણ સ્થાનક હોય. પરિહાર વિશુદ્ધ ચારિત્રે છઠુ સાતમુ એમ બે ગુણ સ્થાનક હોય સૂક્ષ્મ સંપરાય ચારિત્રે દશમુ ગુણસ્થાનક હોય અને યથાખ્યાત ચારિત્રે ઉપરના ચાર ગુણસ્થાનક હોય છે ઇતિ ગુણસ્થાનક

૧૬ સામાયિક અને છેદોપસ્થાનપનિય ચારિત્રવાળા જઘન્ય એક ભવ અને ઉત્કૃષ્ટા આઠ ભવ કરે અને બાકીના ત્રણ ચારિત્રવાળા જઘન્ય એક ભવ અને ઉત્કૃષ્ટા ત્રણ ભવ કરે. ઇતિ ભવ. ૧૭ સામાયિક ચારિત્ર એક ભવમા જઘન્ય એકવાર અને ઉત્કૃષ્ટ નવસેવાર આવે. છેદોપસ્થાપનિય ચારિત્ર એક ભવમા જઘન્ય એકવાર અને ઉત્કૃષ્ટ એકસોને વીસવાર આવે પરિહાર વિશુદ્ધિ ચારિત્ર એક ભવમાં જઘન્ય એકવાર અને ઉત્કૃષ્ટ ત્રણવાર આવે. સૂક્ષ્મ સંપરાય ચારિત્ર એક ભવમા જઘન્ય એકવાર અને ઉત્કૃષ્ટ ચારવાર આવે યથાખ્યાત ચારિત્ર એક ભવમા જઘન્ય એકવાર આવે અને ઉત્કૃષ્ટ બે વાર આવે એમ કહ્યું છે ઇતિ આકર્ષ

૧૮ પહેલાથી ચાર ચારિત્ર ક્ષયોપશમ ભાવે લાભે અને યથાખ્યાત ચારિત્ર ઉપશમ અને ક્ષાયિક ભાવ એ બે ભાવે લાભે. ઇતિ ભાવ.

૧૯ સર્વથી થોડા સૂક્ષ્મસંપરાય ચારિત્રવાળા તેથી પરિહાર વિશુદ્ધ ચારિત્રવાળા સંખ્યાતગુણા તેથી યથાખ્યાત ચારિત્રવાળા સંખ્યાતગુણ તેથી છેદોપસ્થાપનિય ચારિત્રવાળા સંખ્યાતગુણા તેથી સામાયિક ચારિત્રવાળા સંખ્યાતગુણા જીવો લાભે ઇતિ અલ્પ બહુત્વ.

## (૨૪) નિયંઠા દ્વાર

નિયંઠા છ પ્રકારના છે તેના નામ (૧) પુલાકનિયંઠો, (૨) બકુસનિયંઠો, (૩) પ્રતિસેવણાકુશીલનિયંઠો, (૪) કષાયકુશીલનિયંઠો, (૫) નિર્ગ્રંથનિયંઠો, (૬) સ્નાતકનિયંઠો એ નિયંઠાનુ સ્વરૂપ ચારિત્ર દ્વારથી જાણવું મનુષ્યના દંડકમા છએ નિયંઠાલાભે શેષ ૨૩ દંડકમા એકે નિયંઠો લાભે નહીં

## (૨૫) સંજત્યાદિ દ્વાર

૧ સંયતિ ૨ અસંયતિ ૩ સંયતા સંયતિ છઠા ગુણસ્થાનકથી તે ચઉદમાં ગુણસ્થાનકસુધી વર્તનારા જીવોને સંયતિ કહેવાય છે પહેલાથી ચોથા ગુણસ્થાનક સુધી વર્તતા જીવોને અસંયતિ કહેવાય છે પાચમા ગુણસ્થાનકવાળા જીવોને સંયતાસંયતિ કહેવાય છે. મનુષ્યના દંડકમા ત્રણે છે તિર્યંચ પંચેન્દ્રિયના દંડકમા અસંયતિ તથા સંયતા સંયતિ એ બે છે બાકીના ૨૨ દંડકમા એક અસંયતિ છે

## (૨૬) વિરતિ અવિરતિ દ્વાર

૧ વિરતિ ૨ અવિરતિ ૩ વિરતા વિરતિ છ કાયની **હિંસાથી** તથા પાચ ઇંદ્રિય અને મન એ છ નો અસંવર એમ ૧૨ અવ્રત થકી નિવર્ત્યા છે, તેને **વિરતિ** કહે છે એ ૧૨ અવ્રતથી નથી નિવર્ત્યા તેને **અવિરતિ** કહે છે એ ૧૨ અવ્રતથી કાઇંક નિવર્ત્યા છે ને કાઇંક નથી નિવર્ત્યા તેને વિરતાવિરતિ કહે છે

મનુષ્યના દંડકમા ત્રણે બોલ છે તિર્યંચ પંચેન્દ્રિયના દંડકમા ૧ અવિરતિ ૨ વિરતા વિરતિ એ બે બોલ છે શેષ ૨૨ દંડકમા એકલા અવિરતિ છે

## (૨૭) સવુડાદિ દ્વાર

૧ સવુડા ૨ અસવુડા ૩ સવુડા સવુડા, સવુડા—એટલે જેણે ઇંદ્રિયોને વશ કરેલ છે તે, અસવુડા—એટલે જેણે ઇંદ્રિયોને વશ નથી કરેલ તે, સવુડા સવુડ—એટલે જેણે ઇંદ્રિયોને કાંઈક વશ કરેલ છે અને કાંઇક વશ નથી કરેલ તે, મનુષ્યના દંડકમા ત્રણે બોલ લાભે તિર્યંચ પંચેન્દ્રિયના દંડકમા અસવુડા, સવુડા સવુડ એ બે બોલ લાભે શેષ ૨૨ દંડકમાં એક અસવુડા છે

## (૨૮) પચ્ચક્ખાણાદિ દ્વાર.

૧ પચ્ચક્ખાણિ ૨ અપચ્ચક્ખાણિ ૩ અપચ્ચક્ખાણી. જેણે સર્વ સાવદ્યયોગના સર્વથા પચ્ચક્ખાણ કર્યા છે તેને પચ્ચક્ખાણી કહે છે. જેણે સાવદ્ય યોગના બીલકુલ પચ્ચક્ખાણ નથી કર્યા તેને અપચ્ચક્ખાણી કહે છે જેણે કાંઈક પચ્ચક્ખાણ કર્યા છે અને કાંઇક નથી કર્યા તેને પચ્ચક્ખાણી અપચ્ચક્ખાણી કહે છે

૧ મનુષ્યના દંડકમાં ત્રણે બોલલાભે. તિર્યંચ પંચેન્દ્રિયના દંડકમા અપચ્ચક્ખાણી, પચ્ચક્ખાણા પચ્ચક્ખાણી એ બે બોલ લાભે શેષ ૨૨ દંડકમાં એક અપચ્ચક્ખાણી છે

## (૨૯) પંડિતાદિ દ્વાર

૧ પડિત ૨ અપંડિત ૩ પંડિતા પંડિત. રત્નત્રયીની વિશુદ્ધતા પ્રાપ્ત કરવાને અર્થે જે પોતાના આત્માની શક્તિનો ઉપયોગ કરે છે તેને પંડિત કહે છે. જે એ પ્રમાણે નથી કરતો તેને અપંડિત કહે છે અને કાંઇક કરે છે ને કાઇક નથી કરી શકતા તેને પંડિતા પંડિત કહે છે મનુષ્યના દંડકમાં ત્રણે બોલ લાભે. તિર્યંચ પંચેન્દ્રિયના દંડકમા અપંડિત તથા પંડિતા પડિત એ બે બોલ લાભે શેષ ૨૨ દંડકમાં અપડિત છે

## (૩૦) જાગૃતાદિ દ્વાર

૧ જાગતા ૨ સૂતા ૩ સૂતા જાગતા. આત્મજ્ઞાન ધ્યાનમા

રમણતા કરનારા સર્વ વિરતિઓ સદાય જાગતા છે એ પ્રમાણે નથી કરતા તે અવિરતિઓ તે સદાય સૂતા છે અને કાઇક આત્મજ્ઞાન ધ્યાનમા રમણતા કરે છે ને કાઇક નથી કરી શકતા એવા દેશવિરતીયો તે સૂતા જાગતા છે

મનુષ્યના દડકમા ત્રણે બોલ લાભે તિર્યંચ પચેન્દ્રિયના દડકમા સૂતા, સૂતા જાગતા એ બે બોલ લાભે શેષ ૨૨ દડકમાં એક બોલ સૂતાનો લાભે

## (૩૧) ધર્મીઆદિ દ્વાર

૧ ધર્મી ૨ અધર્મી ૩ ધર્મીઅધર્મી દુર્ગતીમા આત્માને પાડવાના જે જે કારણો છે તેનાથી પોતાના આત્માને જેઓ સર્વથા બચાવે છે એવા જે સર્વવિરતિ તેને ધર્મી કહે છે જેઓ પોતાના આત્માને દુર્ગતીમા પડતા બચાવી શકતા નથી એવા જે અવિરતિ તેને અધર્મી કહે છે અને જેઓ દુર્ગતીમાં પડવાના કારણોમાંથી પોતાના આત્માને કાઇક બચાવે છે ને કાઇક નથી બચાવી શકતા એવા જે દેશવિરતિ તેને ધર્મીઅધર્મી કહે છે

મનુષ્યના દંડકમા ત્રણે બોલ લાભે તિર્યંચ પચેન્દ્રિયના દડકમાં અધર્મી ધર્માધર્મી એ બે બોલ લાભે શેષ ૨૨ દડકમા અધર્મી છે સૂત્રમા દેવોને અસાતના ન ઉપજે તે માટે નોધર્મીયા કહીને બોલાવેલ છે

## (૩૨) આચાર દ્વાર.

**आचरणमाचारो व्यवहार ज्ञानादि विषये सेवा इत्यर्थः** આચરણ કરવુ તે આચાર અથવા એને વ્યવહાર પણ કહે છે તેના પાચ પ્રકાર છે-(૧) જ્ઞાનાચાર, (૨) દર્શનાચાર, (૩) ચારિત્રાચાર, (૪) તપાચાર, (૫) વીર્યાચાર

૧ **ज्ञायतेअवगम्यते तत्त्वं अनेनेति ज्ञानंतस्य**

**आचारोज्ञानाचार** : જેવી રીતે જાણ્યું તેવી જ રીતે તત્ત્વમાં રમતા કરાય છે તેને જ્ઞાન ઉપયોગ અથવા ભાવથી જ્ઞાનાચાર કહેવાય વ્યવહારથી તે જ્ઞાનનો કાલાદિક અતિચાર ટાળીને પઠનાદિક કરવું તેને જ્ઞાનાચાર કહે છે તેના આઠ પ્રકાર છે

૨ **दर्शनं सम्यक्त्व तस्या चारो दर्शनाचार** : દર્શન એટલે સમ્યક્ત્વ તેને વિષે જે નિઃશંકિત.દિકપણે સમકિતનું રક્ષણ કરવું તેને દર્શનાચાર કહે છે તેના આઠ ભેદ છે અત્ર **दर्शन शब्दे** ચક્ષુદર્શનાદિક દર્શનનો ગ્રહણ ન કરવો.

૩ **चारित्र संयम तस्याचार चारित्राचार** ચારિત્ર એટલે સંયમનું જે વડે રક્ષણ થાય તેને ચારિત્રાચાર કહે છે તેના આઠ ભેદ છે

૪ **तपोबाह्याभ्यंतर भेदेन द्वादशधा तस्याचार तपाचार** તપશ્ચર્યા બાહ્યાભ્યંતરરૂપ બાર પ્રકારની છે જેના આરાધનથી સકામ નિર્જરા થાય તેને તપાચાર કહે છે અથવા તપાવીએ દેહ કર્માદિક જેણે કરીને તેને તપ કહીયે. તેમાં જે પ્રવર્તન કરવું તેને તપાચાર કહીએ તેના બાર ભેદ છે

૫. **वीर्य जीव शक्तिरिति तस्याचारो व्यापारों मनो वाक् काय वीर्य भेदेन त्रिधा ज्ञानादिषु शक्तेर गोपनं वीर्याचार** વીર્ય એટલે જીવની શક્તિ એ પ્રકારનું આચાર એટલે મન, વચન, કાયાના ત્રણ પ્રકારના વ્યાપારને રત્નત્રયીમાં જીવની શક્તિ (ઉત્થાન, કર્મ બળ, વીર્ય પુરુષાકાર પરાક્રમ) ફોરવવા તેને વીર્યાચાર કહે છે તેના ત્રણ ભેદ છે ઉપયોગ, યથાશક્તિ અને અણગોપન અથવા જ્ઞાનના ૮ દર્શનના ૮ ચારિત્રના ૮ તપના ૧૨ એ ૩૬ માં વીર્ય ફોરવવું તેથી વીર્યના છત્રીશ ભેદ પણ કહેવાય છે એનો વિશેષ ખુલાસો નીશીથ ભાષ્યથી અને આચાર પ્રદીપાદિક ગ્રંથોથી જાણી લેવું

મનુષ્યના દંડકમાં પાંચે આચાર છે તિર્યંચ પંચેન્દ્રિયના દંડકમાં ત્રણ આચાર છે તે (૧) દર્શનાચાર, (૨) તપાચાર (૩) વીર્યાચાર તિર્યંચમાં શ્રુતજ્ઞાન ભણવાનો સંભવ નથી માટે જ્ઞાનાચાર

નથી, તેમ સર્વ વિરતિરૂપ ચારિત્ર નથી માટે ચારિત્રાચાર પણ નથી દેવતાના ૧૩ અને નારકીનો ૧ એ ૧૪ દંડકમાં ૧ દર્શનાચાર ૨ વીર્યાચાર એ બે છે દેવતા અપચ્ચક્ખાણી છે માટે તપાચાર નથી નારકીમાં પણ દેવ જેમ જાણવુ.

પાચ સ્થાવર ત્રણ વિગલેદ્રિય એ આઠ દંડકમાં એકે આચાર નથી વિગલેદ્રિયના અપર્યાપ્તતામા સાસ્વાદાન સમકિત છે પણ તે જીવ સાસ્વાદાનના છ આવલિકાને સાત સમયનો કાળ પૂર્ણ થયા પછી અવશ્ય મિથ્યાત્વ ગુણઠાણે જાય માટે વિગલેદ્રિયમાં દર્શનાચારનો ઉપયોગ નથી દર્શનાચારના અભાવે જ્ઞાન અને વીર્યાચારનો પણ અભાવ છે

નારકી દેવતા અને તિર્યંચમા જ્ઞાનાચાર નિષેધ્યો તેનું કારણ એ છે કે જ્ઞાનાચાર તો અચારાંગાદિક સૂત્રોના ભણવારૂપે સૂત્રજ્ઞાન મનુષ્ય ગતિ સિવાય બીજે નથી માટે વર્જેલ છે, અને દેશવિરતિ ગુણસ્થાનક આશ્રી તિર્યંચના દંડકમા દેશ થકી સામાયિક ચારિત્ર આશ્રી ચારિત્રાચાર છે પણ સર્વથા ચારિત્રાચાર પાચ સમિતિ ત્રણ ગુપ્તિરૂપ નથી માટે તિર્યંચમા ચારિત્રાચાર નથી

## (૩૩) સમિતિ ગુપ્તિ દ્વાર

(૧) **સમિતિ सम्यग् प्रवर्तनं समितिः** : તીર્થંકરદેવની આજ્ઞા પ્રમાણે સંયમમા જે પ્રવર્તવુ તેને સમિતિ કહે છે તેના નામ– (૧) રસ્તામા ઉપયોગ પૂર્વક જોઈને ચાલવુ તે **ઇર્યા સમિતિ.** (૨) ઉપયોગપૂર્વક નિર્વદ્ય ભાષા બોલવી તે **ભાષા સમિતિ** (૩) ઉદ્ગમાદિક ૯૬ દોષ વર્જિને આહારાદિક લેવા તે **એષણા સમિતિ.** (૪) વસ્ત્રપાત્ર યત્નાથી લેવા મૂકવા તે **આદાન નિક્ષેપણા સમિતિ** (૫) ઉચ્ચાર પાસવણાદિક શરીર સબધી મળો યત્નાથી પરઠવવાં તે **પરિઠાવણિયા સમિતિ**

એ પાચેય સમિતિ મનુષ્યના દંડકમા છે શેષ ૨૩ દંડકમાં નથી એ પાચે સમિતિ ચારિત્રના આચારરૂપ છે.

(૨) ગુપ્તિ गोपनंमन प्रभृतीनाम शुभानुष्ठानादि वर्त्तनं गुप्तिः ગુપ્તિ એટલે સર્વથા મનાદિયોગોની પ્રવૃત્તિને રૂંધવી અથવા તેમ ન થાય તો અશુભાનુષ્ઠાનમા પ્રવર્તતા મનાદિયોગના વ્યાપારથી આત્માને ગોપવી સંવરીને શુભયોગની પ્રવૃત્તિમા જોડવો તેને ગુપ્તિ કહે છે તેના નામ-(૧) મનગુપ્તિ, (૨) વચનગુપ્તિ, (૩) કાયગુપ્તિ એ ત્રણ ગુપ્તિ મનુષ્યના દંડકમા છે ચારિત્રના આચારરૂપ છે શેષ ૨૩ દંડકમા નથી. સમિતિ ગુપ્તિ મળીને આઠ આચાર ચારિત્રના સમજવા.

(૩) અગુપ્તિ मनः प्रभृती नाम गोपनम गुप्ति ः મનાદિક યોગના અશુભ વ્યાપારને ગોપવવું નહીં તેને અગુપ્તિ કહે છે તેના નામ મન અગુપ્તિ, વચન અગુપ્તિ, (૩) કાય અગુપ્તિ.

સન્નીના ૧૬ દંડકમા ત્રણે છે પાચ સ્થાવરમા એક કાય અગુપ્તિ છે- ત્રણ વિકલેન્દ્રિયમા વચન અગુપ્તિ, કાય અગુપ્તિ એ બે છે

## (૩૪) સરાગ વીતરાગ દ્વાર

સરાગ એટલે રાગદ્વેષની પ્રવૃત્તિ સહિત. વીતરાગ એટલે રાગદ્વેષની પ્રવૃત્તિ રહિત અથવા રાગદ્વેષને મૂળથી ક્ષય કરનાર, મનુષ્યના દંડકમા બન્ને છે અને શેષ ૨૩ દંડકમા એક સરાગી છે

## (૩૫) પ્રણિધાન દ્વાર

(૧) સુપ્રણિધાનઃ- प्रणिधि प्रणिधानं व्यापार शोभनं संयमाय्यों पेतं प्रणिधानं सुप्रणिधान प्रणिधिः એટલે દયા, દાન, સંયમ શીલયુક્ત જે વ્યાપાર તેને સુપ્રણિધાન કહે છે તેના ત્રણ પ્રકાર છે (૧) મનસુપ્રણિધાન, (૨) વચન સુપ્રણિધાન, (૩) કાય સુપ્રણિધાન. સન્નીના ૧૬ દંડકમા ત્રણે છે પાચ સ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય એ ૮ દંડકમા સુપ્રણિધાન નથી.

(૨) દુપ્રણિધાન दुष्ट अशोमन संयमादि विराध

**नारूद्यंप प्रणिधानं दुःप्रणिधानं** દુષ્ટ પ્રકારે સંયમ શીલાદિકથી વીપરીત જે વ્યાપાર તેને **દુઃપ્રણિધાન** કહે છે. તેના ત્રણ પ્રકાર છે. (૧) મન દુપ્રણિધાન, (૨) વચન દુપ્રણિધાન, (૩) કાયદુપ્રણિધાન સંજ્ઞીના ૧૬ દંડકમાં ત્રણે છે વિગલેદ્રિયમાં મન વર્જીને શેષ બે છે. પાંચ સ્થાવરમા ૧ કાયદુપ્રણિધાન છે

## (૩૬) ત્રણ પ્રકારના દંડ દ્વાર.

**ત્રણ પ્રકારના દંડ** જેનાથી જીવના સુકૃત્યાદિક દ્રવ્ય લુંટાય તેને દંડક કહે છે. તેના ત્રણ પ્રકાર છે. (૧) મનનો દંડ, (૨) વચનનો દંડ, (૩) કાયાનો દંડ

સંજ્ઞીના ૧૬ દંડકમાં ત્રણે દંડ છે. ૩ વિગલેંદ્રિયમા વચન કાયાનો એ બે દંડ છે પાચસ્થારમા ૧ કાયાનો દંડ છે.

## (૩૭) કલ્પ દ્વાર

કલ્પ પાંચ પ્રકારના છે (૧) સ્થિતકલ્પ, (૨) અસ્થિતકલ્પ, (૩) સ્થવીર કલ્પ, (૪) જિનકલ્પ, (૫) કલ્પાતિત

**૧ સ્થિતિ કલ્પ** એટલે અચેલકાદિક દશ પદોને વિષે પ્રથમ ચરમ જિનના સાધુઓ, બાંધેલી મર્યાદામા રહે, બાંધેલી મર્યાદા પ્રમાણે વર્તે તેને સ્થિતિકલ્પ કહે છે **૨ અસ્થિતિ કલ્પ** એટલે મધ્યમ બાવીસ જિનના વખતમા તથા મહાવિદેહ ક્ષેત્રે ઉપરોક્ત **દશ પદોની** મર્યાદા રહિત પણ કલ્પમા પ્રવર્તે તેને અસ્થિતિકલ્પ કહે છે. બાકીના ત્રણ કલ્પો આ બે કલ્પોમા સમાઈ જાય છે માટે જુદુ વિવેચન લખેલ નથી

મનુષ્યના દંડકમા પાચે કલ્પ છે શેષ ૨૩ દંડકમાં એકે કલ્પ નથી મનુષ્યના દંડકમા પણ સયતિ મનુષ્યમા છે બાકીનાને નથી

## (૩૮) ભાવ દ્વાર

ભાવ એટલે આત્માના પરિણામ વિશેષ તેના પાચ પ્રકાર છે.

(૧) ઉદયભાવ, (૨) ઉપશમભાવ, (૩) ક્ષયોપશમભાવ, (૪) ક્ષાયિક ભાવ, (૫) પારિણામિક ભાવ. ૧ શુભાશુભ કર્મના ઉદયની સાથે જીવના પરિણામો જે મિશ્રણ થાય છે તે પરિણામોને **ઉદયભાવ** કહે છે

કર્માંશો ઉદયમા નહિ આવેલાનો ઉપશમ કરવાથી પ્રગટ થએલા જે જીવના પરિણામો એટલે કર્મોને ઉદય આવતા અટકાવવાના જે પરિણામ, તેને **ઉપશમ ભાવ** કહે છે ૩ ઉદયમા આવેલા કર્માંશોનું શુદ્ધ અધ્યવસાયથી મદ કરી નિષ્ફળ કરી ક્ષય કરવું અને ઉદયમા નહિ આવેલા એટલે સત્તામા રહેલા કર્માંશોનુ ઉપશમ કરવું એટલે દબાવવું એવી મિશ્ર સ્થિતિમા પ્રવર્તતા જે આત્માના પરિણામો તેને **ક્ષયોપશમ ભાવ** કહે છે

૪ સર્વથા કર્મના ક્ષય થવાથી પ્રગટ થયેલા આત્માના શુદ્ધ પરિણામોને **ક્ષાયિક ભાવ** કહે છે ૫ જેનાથી કરીને આત્માનો અસ્તિત્વ ધર્મ ત્રીકાલાબાધીત રહે છે તેને **પરિણામિક ભાવ** કહે છે. એ પાંચે ભાવના દ્વિસયોગાદિક ૨૬ ભાગા રૂપ **સન્નિપાત ભાવ છઠો કહે છે અત્રે એ ભાવની જરૂર ન હોવાથી લીધેલ નથી.**

મોહનીય કમના ઉપશમથી ઉપશમ ભાવ પ્રગટે છે આઠે કર્મોની ઉત્તર પ્રકૃતિમાની જેટલી સર્વથા ક્ષય થાય છે તેટલે અંશે ક્ષાયક ભાવ પ્રગટે છે અને ચાર ઘાતી કર્મના ક્ષયોપશમથી ક્ષયોપશમ ભાવ પ્રગટે છે

સન્નીના ૧૬ દડકમા પાંચે ભાવ છે પાચ સ્થાવર, ત્રણવિંગ લેન્દ્રિય એ ૮ દડકમા ૧ ઉદય ૨ ક્ષયોપશમ ૩ પરિણામિક એ ત્રણ ભાવ છે ભાવના ભેદાદિકોનું વિશેષ સ્વરૂપ અનુયોગદ્વાર સૂત્રથી જાણવું.

**સરાગી વીતરાગી ભાવ** સરાગી અને વીતરાગીમા અપેક્ષા પૂર્વક પાંચે ભાવ હોય. મનુષ્યના દડકમા સરાગી અને વીતરાગીને ઉપરોક્ત રીતે પાંચે ભાવ છે મનુષ્ય વર્જિને શેષ સન્નીના દડકમા

સરાગીમાં ઉપશમ અને ક્ષાયક સમકિતની અપેક્ષાએ પાંચ ભાવ છે પાચસ્થાવર ત્રણવિગલે દ્રિયમા સરાગી ભાવ ઉપરના દ્વારમા બતાવેલા ત્રણ છે તે ઉપશમ અને ક્ષાયક વર્જિને બાકીના ત્રણ.

## (૩૯) તત્વ દ્વાર

તત્ત્વ નવ છે (૧) જીવ તત્ત્વ, (૨) અજીવ તત્ત્વ, (૩) પુણ્ય તત્ત્વ, (૪) પાપ તત્ત્વ, (૫) આશ્રવ તત્ત્વ, (૬) સવર તત્ત્વ, (૭) નિર્જરા તત્ત્વ, (૮) બધ તત્ત્વ, (૯) મોક્ષ તત્ત્વ **૧. જીવ** એટલે જ્ઞાનાદિક ગુણે કરી ચેતના સહિત છે, નિશ્ચય નયે કરી સત્તાયે સિદ્ધાસમાન એટલે નિજ ગુણનો કર્તા અને ભોકતા અને વ્યવહાર નયે કરી શુભાશુભ કર્મનો કર્તા, હર્તા અને ભોકતા છે ચૈતન્ય લક્ષણ, સદા ઉપયોગવ ત, સુખ અથવા દુ ખનો ભોકતા, સ ખ્યાત પ્રદેશી, સ્વભાવનો કર્તા અને ભોકતા તે જીવનુ તત્ત્વ જાણવુ

**૨. અજીવ** એટલે જ્ઞાનાદિક ચેતના રૂપ ગુણે કરી રહિત જડ સ્વભાવવાળો અને જેને સુખદુ ખનુ જ્ઞાન નથી એ એનુ તત્ત્વ જાણવુ **૩. પુણ્ય** એટલે જેમ સાકરનુ તત્ત્વ મીઠાશ છે તેમ એના **મીઠાંવપાક** (ફળ) જીવ ભોગવે છે તે **પુણ્ય** કહેવાય છે એ એનું તત્ત્વ જાણવુ

**૪ પાપ** એટલે જેમ અફીણનુ તત્ત્વ કડવાશ છે તેમ એના કડવાવિપાકનુ ફળ જીવ ભોગવે છે એ એનુ તત્ત્વ જાણવુ **૫ આશ્રવ** એટલે પુણ્ય તથા પાપ એ બે તો કર્યા થાય અને આશ્રવતો કર્યા પણ આવે અને અવ્રત અને અણ ઉપયોગ (અણકર્યા) પણ આવે. જે કારણે પુણ્ય પાપના જે દળિયા છે તે આશ્રવરૂપે છે. તે તો કર્યા આવે છે અને અવ્રતિપણાના અને અણ ઉપયોગના જે આશ્રવ છે તે તો પ્રયત્ન કે ઇચ્છા વગર આવે છે કેમકે એકે-દ્રિયને અવ્રતિપણે અઢાર પાપ સ્થાનકના આશ્રવ આવે છે એમ ભગવતિસૂત્રમા કહેલ છે માટે આશ્રવ પ્રયત્નથી કર્યા પણ આવે અને વગર પ્રયત્ને પણ આવે એ એનુ તત્ત્વ છે.

(૧) ઉદયભાવ, (૨) ઉપશમભાવ, (૩) ક્ષયોપશમભાવ, (૪) ક્ષાયિક ભાવ, (૫) પારિણામિક ભાવ ૧ શુભાશુભ કર્મના ઉદયની સાથે જીવનાં પરિણામો જે મિશ્રણ થાય છે તે પરિણામોને **ઉદયભાવ** કહે છે

કર્માંશો ઉદયમા નહિ આવેલાનો ઉપશમ કરવાથી પ્રગટ થએલા જે જીવના પરિણામો એટલે કર્મોનિ ઉદય આવતા અટકાવવાના જે પરિણામ, તેને **ઉપશમ ભાવ** કહે છે ૩ ઉદયમા આવેલા કર્માંશોનુ શુદ્ધ અધ્યવસાયથી મદ કરી નિષ્ફળ, કરી ક્ષય કરવું અને ઉદયમા નહિ આવેલા એટલે સત્તામાં રહેલા કર્માંશોનુ ઉપશમ કરવું એટલે દબાવવું એવી મિશ્ર સ્થિતિમા પ્રવર્તતા જે આત્માના પરિણામો તેને **ક્ષયોપશમ ભાવ** કહે છે

૪ સર્વથા કર્મના ક્ષય થવાથી પ્રગટ થયેલા આત્માના શુદ્ધ પરિણામોને **ક્ષાયિક ભાવ** કહે છે ૫ જેનાથી કરીને આત્માનો અસ્તિત્વ ધર્મ ત્રીકાલાબાધીત રહે છે તેને **પરિણામિક ભાવ** કહે છે. એ પાંચે ભાવના દ્વિસયોગાદિક ૨૬ ભાગા રૂપ **સન્નિપાત ભાવ** છઠો કહે છે અત્રે એ ભાવની જરૂર ન હોવાથી લીધેલ નથી.

મોહનીય કર્મના ઉપશમથી ઉપશમ ભાવ પ્રગટે છે આઠે કર્મોની ઉત્તર પ્રકૃતિમાની જેટલી સર્વથા ક્ષય થાય છે તેટલે અંશે ક્ષાયક ભાવ પ્રગટે છે અને ચાર ઘાતી કર્મના ક્ષયોપશમથી ક્ષયોપશમ ભાવ પ્રગટે છે.

સજ્ઞીના ૧૬ દંડકમાં પાંચે ભાવ છે પાચ સ્થાવર, ત્રણવિકલેંદ્રિય એ ૮ દંડકમા ૧ ઉદય ૨ ક્ષયોપશમ ૩ પરિણામિક એ ત્રણ ભાવ છે ભાવના સંહાદિકોનુ વિશેષ સ્વરૂપ અનુયોગદ્વાર સૂત્રથી જાણવું

**સરાગી વીતરાગી ભાવ** સરાગી અને વીતરાગીમા અપેક્ષા પૂર્વક પાંચે ભાવ હોય. મનુષ્યના દડકમા સરાગી અને વીતરાગીને ઉપરોક્ત રીતે પાચે ભાવ છે મનુષ્ય વર્જિને શેષ સજ્ઞીના દડકમાં

**आत्म प्रदेशेभ्यो अष्ट कर्मपरिशाटनं** આત્મપ્રદેશ થકી આઠ કર્માંનુ અશોથી ઝરીને દૂર થવુ તેટલા કર્મનો અભાવ થવો તેને નિર્જરા કહે છે તે નિર્જરા બે પ્રકારની છે-(૧) સકામ નિર્જરા (૨) અકામ નિર્જરા

૧ મોક્ષ પ્રાપ્ત કરવાના હેતુથી જે કર્માશોને આત્મ પ્રદેશોથી નિર્જરી દૂર કરવા તેને **સકાર્મનિર્જરા** કહે છે એ નિર્જરા સમકીતિ જીવને હોય. બીજાને ન હોય

૨. ઉપરોકત હેતુ રહિત જે કર્મની નિર્જરા કરવી તેને **અકામ નિર્જરા** કહે છે તેમજ પોતાની ઇચ્છા સિવાય પરવશપણે ભૂખ તૃષા શીતાદીક સહન કરવાથી થતી જે નિર્જરા તેને **અકામ-નિર્જરા** કહે છે તે નિર્જરા મિથ્યાત્વી જીવન છે. જે મિથ્યાત્વી સમકિત સન્મુખ છે અને પરિત સસાર કરે છે તેને મહા નિર્જરા થાય છે.

સજ્ઞીના ૧૬ દડકમા બન્ને નિર્જરા છે. પાચ સ્થાવર, ત્રણ વિગલેદ્રિયમા એક અકામનિર્જરા છે.

## ૪૦ ધ્યાન દ્વાર

**ध्याय ते चिंतयते इति ध्यानम् अतर्मुहूर्तकालं चित्त स्थिरता लक्षणं**–શુભ અને અશુભ તેમજ શુદ્ધ વિચાર કરવા ચિંતવના કરવી તેને **ધ્યાન** કહે છે અતર્મુહૂર્ત કાળ પ્રમાણે મન અથવા ચિત્તને સ્થિર રાખવું, કાર્યમા એકાગ્ર કરવુ તેને ધ્યાન કહે છે તેના ચાર ભેદ છે-(૧) આર્તધ્યાન, (૨) રૌદ્રધ્યાન, (૩) ધર્મ-ધ્યાન, (૪) શુકલધ્યાન.

૧ માનસિકાદિક પીડાથી ઉત્પન્ન થએલા ચિંતામા ચિત્તનુ એકાગ્રપણું તેને **આર્તધ્યાન** કહે છે ૨. રૌદ્ર હિંસાદિ દુષ્ટ ક્રૂર અધ્યવસાયથી ઉત્પન્ન થએલ જે ચિત્તનુ એકાગ્રપણું તેને **રૌદ્રધ્યાન**

કહે છે ૩ શ્રુત ચારિત્રાદિ ધર્મોથી ઉત્પન્ન થએલ જે ચિત્તનું એકાગ્રપણુ તેને ધર્મધ્યાન કહે છે

૪ આઠ કર્મરૂપ મળ શોધવાને જે અત્યત વિશુદ્ધ ચિત્તનું એકાગ્રપણુ તેને **શુક્લધ્યાન** કહે છે **આર્ત્તધ્યાનના ચાર ભેદ.–**

(૧) મનને એટલે ચિત્તને નહિ ગમતા એવા શબ્દાદિ વિષયોની પ્રાપ્તિ થતા હૃદયમા કલેશ ભાવ ઉત્પન્ન થાય અને તે તેના વિયોગની ચિંતવના કર્યા કરે તે આર્તધ્યાનનો પ્રથમ ભેદ જાણવો. અથવા મનોજ્ઞ શબ્દાદિ વિષયોની પ્રાપ્તિ થતા તેઓનો વિયોગ ન થાય એટલે તેઓના રક્ષણ કરવાના ઉપાયો ચિંતવવારૂપ જે ચિત્તની એકાગ્રતા તેને પણ આર્ત્તધ્યાનનો પ્રથમ ભેદ કહે છે

(૨) શરીરમા જ્વરાદિ રોગો ઉત્પન્ન થવાથી વેદના થાય છે અને તે વેદના સહન ન થવાથી શાતાની ઇચ્છાથી ચિંતવે કે આ દર્દો જલ્દી કેમ મટે? ફરીથી આવા દર્દો જેમ ન થાય એવા ઉપાય યોજવા જોઈએ. એવી જે ચિત્તની એકાગ્રતા તે આર્ત્તધ્યાનનો બીજો ભેદ જાણવો.

(૩) પૂર્વે અનુભવેલા એટલે ભોગવેલા કામ, ભોગનું અહર્નીશ સ્મરણ કરવું અને નવીન કામ ભોગોની પ્રાપ્તિને અર્થે વિવિધ પ્રકારના ઉપયો યોજવા માટે ચિત્તનું એકાગ્રપણુ તે આર્ત્તધ્યાનનો ત્રીજો ભેદ જાણવો.

(૪) અનશનાદિક તપ તપી ને ચારિત્ર પાળીને શક્ર, ચક્રવર્તિ, વાસુદેવ, માંડલીક રાજા, ઇંદ્રાદિ દેવોની ઋદ્ધિ પામવારૂપ નિદાન કરવું તે આર્ત્તધ્યાનનો ચોથો ભેદ જાણવો.

**આર્ત્તધ્યાનના ચાર લક્ષણ** – જેથી આ જીવ આર્ત્તધ્યાન વાળો છે એમ જાણી શકાય છે તેને લક્ષણ કહે છે તેના ચાર પ્રકાર છે (૧) મોટા મોટા સ્વરથી આક્રંદ રૂદન કરવું તે પ્રથમ લક્ષણ છે. (૨)

(૨) શોક કરવો ઉંડા ઉંડા નિશ્વાસ મૂકવા તે બીજું લક્ષણ, (૩) આંખોથી અશ્રુ પાત કરવા તે ત્રીજું લક્ષણ (૪) હાહા દૈવ ઈત્યાદિક વલોપાત કરવા તે આર્ત્તધ્યાનનુ ચોથું લક્ષણ જાણવું.

(૨) **રૌદ્રધ્યાનના ચાર ભેદ** ૧. રૌદ્ર પરિણામે જીવોને વધ બધાદિકોથી પીડા ઉપજાવે, દુખ ઉત્પન્ન કરે, અહર્નિશ એમાંજ રક્ત રહે, એજ પ્રકારની ચિત્તમાં ચિંતવના થયા કરે તે **હિંસાનુબંધી** નામે રૌદ્રધ્યાનનો પ્રથમ ભેદ જાણવો

૨. ક્રુર પરિણામે કરી અહર્નિશ મૃષા અસત્ય વચનનો ઉચ્ચાર કરે કે જેનાથી ઘણી જાતના **અનર્થો** ઉપજે, અસત્ય વચનમાં રાચી રહે, પોતાના અસત્ય કૃત્યો ને સત્ય ઠરાવવા વાસ્તે કુયુક્તિઓની રચના રૂપે જે ચિત્તનુ એકાગ્રપણું-તે **મૃષાનુંબધી** નામે રૌદ્રધ્યાનનો બીજો ભેદ જાણવો

૩ રૌદ્રપરિણામથી ચોરી કરવી, પરધન હરણ કરવું, 'સપ્તવ્યસનાદિક સેવવામા જે ચિત્તનુ એકાગ્રપણુ તે **સ્તેનાનુબધી** નામે રૌદ્રધ્યાનનો ત્રીજો ભેદ જાણવો

૪ વિષય સુખોને સાધવાના સાધન ભૂત જે દ્રવ્ય પૈસા તેનો જેમ બને તેમ નાશ થતો અટકાવી તેને સ્થિર કરવાના ઉપાયો યોજવામા જે ચિત્તનુ એકાગ્રપણુ તે રૌદ્રધ્યાનનો **સારખણાણુબધી** નામે ચોથો ભેદ જાણવો

**રૌદ્રધ્યાનના ચાર લક્ષણ** જેથી આ પ્રાણી રૌદ્રધ્યાનવાળો છે એમ જાણી શકાય તેને લક્ષણ કહે છે. તેનાં ચાર પ્રકાર છે. (૧) હિંસા અસત્ય ચોરી એમાથી કોઈ પણ એકમા વર્તન કરવું તેને **ઉસન દોષ** કહે છે તે ઉસન દોષ એ રૌદ્રધ્યાનનુ પ્રથમ લક્ષણ જાણવુ (૨) હિંસા, અસત્ય, ચોરી, એ ત્રણેમા પ્રવર્ત્તન તેને **બહુદોષ** કહે છે તે બહુદોષ એ રૌદ્રધ્યાનનુ બીજુ લક્ષણ જાણવું.

(૩) કુશાસ્ત્રના અભ્યાસથી હિંસાદિકમા ધર્મ માનવો તે અજ્ઞાન દોષ કહેવાય છે એ રૌદ્રધ્યાનનુ ત્રીજુ લક્ષણ જાણવુ (૪) જન્મથી માંડીને મરણ પર્યંત હિંસાદિક અધર્મ પ્રવૃત્તિઓમા રાચ્યો રહે, તેને આમરણાંત દોષ કહે છે એ રૌદ્રધ્યાનનુ ચોથુ લક્ષણ જાણવુ

(૩) ધર્મધ્યાનનાં ચાર ભેદ ૧ તીર્થંકર દેવ કથિત પ્રવચનમા જે જે આજ્ઞાઓ કહેલ છે તેનો નિશ્ચય કરી તે પ્રમાણેજ વર્તવા માટે ચિત્તની એકાગ્રતા કરવી તે ધર્મધ્યાનનું આજ્ઞાવિચય નામે પ્રથમ ભેદ જાણવો. ૨ જીવને રાગ દ્વેષાદિજનીત કર્મો આભવમા તથા પરભવમા અનર્થના કરનારા છે એવુ ચિંતવવારૂપ ચિત્તનુ એકાગ્રપણુ તે ધર્મધ્યાનનો અપાય વિચય નામે બીજો ભેદ જાણવો.

૩ જ્ઞાનાવરણીયાદિક અશુભ કર્મોનો વિપાક એટલે રસ મહાકડવો છે એવું ચિંતવનરૂપ જે ચિત્તનુ એકાગ્રપણુ તે ધર્મધ્યાનનો વિપાક વિચય નામે ત્રીજો ભેદ જાણવો. ૪ દ્વીપ, સમુદ્ર, લોક, જીવ વિગેરેના સંસ્થાનો, આકારો, વિચિત્ર પ્રકારના છે તે સંસ્થાનોનો નિર્ણય કરી વૈરાગ્યભાવે પ્રવર્તવુ લોક ભાવના વિષે જે ચિત્તનુ એકાગ્રપણે ભાવવું તે ધર્મધ્યાનનો સંસ્થાન વિચય નામે ચોથો ભેદ જાણવો. ધર્મ ધ્યાનના ચાર લક્ષણ જેનાથી આ જીવ ધર્મ ધ્યાનવંત છે એવી પ્રતિતી થાય, ઓળખી શકાય તેને લક્ષણ કહે છે તે લક્ષણ ચાર પ્રકારના છે (૧) તીર્થંકર ભાષિત આજ્ઞાઓમાં રૂચીવંત, પ્રીતિવંત તે ધર્મધ્યાનનું આજ્ઞારૂચી નામે પ્રથમ લક્ષણ જાણવું (૨) સ્વભાવે, ગુરુ મુખેથી ઉપદેશ સાંભળ્યા વિના પોતાની મેળે જીવાદિ તત્ત્વો ઉપર રૂચી રાખનાર પ્રાણી હોય તેની નિસર્ગ રૂચી કહેવાય છે એ ધર્મધ્યાનનું બીજુ લક્ષણ જાણવું (૩) તીર્થંકર ભાષિત દ્વાદશાંગીરૂપ સિદ્ધાંતો ભણવામા પ્રીતિવંત તેને સૂત્રરૂચી કહે છે એ ધર્મધ્યાનનું ત્રીજુ લક્ષણ જાણવું (૪) દ્વાદશાંગીરૂપ સિદ્ધાંત વાણી સદ્ગુરુના મુખેથી શ્રવણ કરે ભણે અને તત્ત્વાર્થ

ધારે જેમ જેમ તત્ત્વાર્થનો નિર્ણય થતો જાય તેમ તેમ વિશેષ સિદ્ધાંતો અવગાહે તેને **અવગાઢરૂચી** કહે છે એ ધર્મધ્યાનનુ ચોથું લક્ષણ જાણવુ **ધર્મધ્યાનના ચાર અવલબન** જેની સહાયતાથી ધર્મધ્યાનરૂપ મહેલ ઉપર આત્માથી સુખે સુખે ચઢી શકાય તેને અવલબન કહે છે તેના ચાર પ્રકાર છે (૧) નિર્જરાના હેતુથી શિષ્યોને સિદ્ધાંતોની વાચના આપતી વખતે ઇંદ્રિયોના અન્ય સર્વ વ્યાપારોને તજી વાચનામા એકાગ્રતા ધારણ કરવી તે ધર્મધ્યાનનું **વાચણા નામે** પ્રથમ અવલબન જાણવું (૨) સિદ્ધાંતોક્ત વાક્યોમાં કાંઇક મતિ ભ્રમણાને લીધે સશય ઉત્પન્ન થયેલ હોય તે ગુરુને પૂછી નિર્ણય કરવો તે ધર્મધ્યાનનુ **પુછણા** નામે બીજુ અવલંબન જાણવું (૩) પૂર્વે જેટલા સિદ્ધાંતો ભણેલા મુખપાઠ કર્યા હોય તેનું ફરીફરીને પર્યટન કરવું, ફેરવવું, તે ધર્મધ્યાનનુ **પરિયટ્ટણા નામે** ત્રીજું અવલંબન જાણવું (૪) સૂત્રાર્થનુ વખતો વખત હૃદયમાં વિચારવુ, વિચારી નિર્ણય કરવો તે ધર્મધ્યાનનું **અનુપ્રેક્ષા** નામે ચોથું અવલબન જાણવું **ધર્મધ્યાનની ચાર અનુપેક્ષા** ધર્મધ્યાની જીવ હમેશા તત્ત્વ સબધી વિચારણા કરે તેને અનુપ્રેક્ષા કહે છે તેના ચાર પ્રકાર છે

(૧) ધર્મધ્યાની જીવ વિચારણા કરે જે આ મારો આત્મા અસખ્યાત પ્રદેશી છે, સદા ઉપયોગવત છે, જ્ઞાન, દર્શન ચારિત્રરૂપ નિજગુણે સહિત છે એવો એક આત્મા મારો છે અને એથી ભિન્ન જે પુદ્ગલાદિ પર વસ્તુઓ મારી નથી એવી રીતે નિજ સ્વરૂપ, રૂપ એકત્વપણાની જે ભાવના ભાવવી તે ધર્મધ્યાનની પ્રથમ **એકત્વાનુપ્રેક્ષા** જાણવી, અથવા ચિંતવે જે આ અપાર સસારમાં મારો જીવ એકલો આવ્યો છે અને પરભવે એકલો જ છે કુટુબ પરિવાર કોઇ સાથે આવે તેમ નથી એમ વૈરાગ્યપણે ચિંતવવું, તેને પણ એકત્વાનુપ્રેક્ષા કહેવાય છે

(૨) સસારમા દેખાતા ધન, યૌવન, રૂપાદિ સર્વે પદાર્થો

ચળ, અનિત્ય છે એક શ્રી જિનભાષિત ધર્મ સ્થિર છે બાકી તમામ પદાર્થો અસ્થિર છે, એવી રીતે વૈરાગ્યપણે ચિંતવવું તે ધર્મધ્યાનની બીજી અનિત્યાનુપ્રેક્ષા જાણવી.

(૩) સંસારરૂપ સમુદ્રમાં પડેલા જંતુને જન્મ, જરા, મરણ, વ્યાધી, દુઃખ, પીડાથી માતા પિતા વિગેરે સંબંધીઓ કોઇ પણ રક્ષા કરવાને સમર્થ નથી પરંતુ એ દુઃખોમાથી છોડાવવાને સમર્થ એક શ્રી વીતરાગનો ધર્મ જ સમર્થ છે એવી રીતે જે વૈરાગ્યપણે ચિંતવવું તે ધર્મધ્યાનની ત્રીજી અશરણાનુપ્રેક્ષા જાણવી

(૪) સંસારમાં માતા એ સ્ત્રી થાય છે સ્ત્રી, તે માતા થાય છે પિતા તે પુત્ર અને પુત્ર તે પિતા થાય છે, શત્રુ તે મિત્ર ને મિત્ર તે શત્રુ થાય એવો પલટાવાનો સ્વભાવ સંસારનો છે તેથી એને સંસાર કહે છે માટે એવા ક્ષણ સ્વભાવી સંસારમાં શું રાચવું ? એવું જે ચિંતવવું તે ધર્મધ્યાનની ચોથી સંસારાનુપ્રેક્ષા જાણવી.

(૪) શુક્લ ધ્યાનના ચાર ભેદ ૧ એક દ્રવ્ય આશ્રી પુદ્ગલાદિ દ્રવ્યોમાં ઉત્પાદ, વ્યય ધ્રૌવ્ય રૂપે જે જે પર્યાયો રહેલા છે તે તે પર્યાયોનો જુદા જુદા પ્રકારે વિચાર એટલે અર્થોથી વ્યંજનો અને વ્યંજનોથી અર્થોમાં ચિત્તની એકાગ્રતા એટલે દ્રવ્ય પર્યાયોના ભેદ પ્રભેદના સ્વરૂપમાં રમણતા તે શુક્લ ધ્યાનનો પૃથક્ત્વ વિતર્ક વિચારવા નામનો પ્રથમ ભેદ છે

૨ દ્રવ્યના ઉત્પાદાદિ પર્યાયોમાંથી એક પર્યાયનું અવલંબન કરી એટલે એકજ પર્યાયને લઇને મનની સાથે તેના સ્વરૂપનો પૂર્ણ પણે વિચાર કરે અથવા ઉત્પાતાદિ પર્યાયોને દ્રવ્ય સાથે અભેદપણે સંપૂર્ણતયા વિચારવું એટલે દ્રવ્ય એ પર્યાય રૂપે રહે છે અને પર્યાય તે તે જ દ્રવ્યનો છે

એમ દ્રવ્ય પર્યાયમાં અભેદ પણાનો અનુભવ કરવો તે વખતે જે ચિત્તનુ એકાગ્રપણુ તેને શુકલધ્યાનનો **એકત્વ વિતર્ક અવિચાર** નામે બીજો ભેદ જાણવો. ૩. મોક્ષ ગમનકાળે કેવળી ભગવતોને સૂક્ષ્મ એક કાયાની એટલે સૂક્ષ્મ કાયયોગના વ્યાપારરૂપ ક્રિયા હોય છે તે પણ જઘન્ય અવગાહનાવાળા પનક–લીલફુગના જીવોના શરીરની અવગાહનાથી અસખ્યાતમે ભાગે સૂક્ષ્મ જાણવી અને બીજી મન વચનના વ્યાપારરૂપ ક્રિયાઓ તો રોકાઇ ગઈ છે અને જે કાયયોગ વ્યાપારરૂપે સૂક્ષ્મ ક્રિયા છે તે પણ શ્વાસોશ્વાસરૂપ છે એ સૂક્ષ્મ ક્રિયાને ટાળવા માટે જે સ્વ સ્વરૂપમા અનુભવરૂપી રમણતા કરવી તેને શુકલધ્યાનનો * **સૂક્ષ્મક્રિયા અનિવૃત્તિ** નામે ત્રીજો ભેદ જાણવો તેનાથી શૈલેસી કરણરૂપ કેવળી ભગવંતોને સર્વ યોગના વ્યપારોનુ રોકાવું થાય છે અર્થાત્ જે ધ્યાનના બળથી કાય વ્યાપારરૂપ સૂક્ષ્મ ક્રિયા પણ રૂધાઈ જાય છે ત્યારબાદ અયોગી અવસ્થા (સપૂર્ણ શૈલેશ અવસ્થા)મા આત્મ પ્રદેશોનો ઘન રચાય અને સર્વકર્મથી મુકત થાય તે જેનાથી થાય તે **સમુચ્છિન્નક્રિયા અપ્રતિપાતિ** નામે ચોથો ભેદ જાણવો.

**શુકલધ્યાનના ચાર લક્ષણ** આ જીવ શુકલધ્યાની છે એમ જેથી જાણી શકાય છે તેને લક્ષણ કહે છે તેના ચાર પ્રકાર છે. (૧) ધર્મમા વિઘ્ન કર્ત્તારૂપ ઉપસર્ગોથી ઉત્પન્ન થયેલી વેદનાના ભયથી ધ્યાનમાથી ચલાયમાન થાય નહિ અર્થાત્ વેદનાને વેદના તરીકે જાણવા માટે લક્ષ આપે જ નહિ તે શુકલધ્યાનનુ **અવ્યથા** નામે પ્રથમ લક્ષણ જાણવુ

(૨) દેવાદિકની નીપજાવેલ માયાવડે સૂક્ષ્મ પદાર્થોમાં અથવા વિષયોમા જે મુઝાય નહિ તે શુકલધ્યાનનુ **અસમોહ** નામે બીજુ

---

* **નોંધ** – ત્રીજા પાયાથી ૧૩મા ગુણસ્થાનને અતે શૈલેશીકરણ (યોગરૂધન) શરૂ થાય છે તે પૂરૂ થાય એટલે ૧૪મા અયોગી ગુણ પ્રાપ્ત થાય તેમા ૪થા પાયાથી આત્મ પ્રદેશોનો ઘન બને અને સર્વ કર્મ રહિત થાય ત્યારે કામ પૂરૂ થાય

લક્ષણ જાણવું (૩) આત્માને કર્મના સંયોગથી ભિન્ન રીતે અનુભવવો તે શુક્લધ્યાનનું વિવેક નામે ત્રીજુ લક્ષણ જાણવું (૪) દેહ ઉપાધી વસ્ત્રાદિકનો ત્યાગ કરી કાયોત્સર્ગ જ્હેવું અથવા દેહાદિ ઉપરથી મોહભાવ ઉતારી વોસરાવવા તે શુક્લધ્યાનનું વ્યુત્સર્ગ નામે ચોથુ લક્ષણ જાણવું

શુક્લધ્યાનના ચાર અવલંબન જેઓની મદદથી શુક્લ ધ્યાનરૂપ મહા મહેલમા આત્મા સુખે ચઢી શકે તેને અવલંબન કહે છે તેના ચાર પ્રકાર છે (૧) ક્ષમા, (૨) નિર્લોભતા, (૩) માર્દવતા, (૪) સરલતા, શુક્લધ્યાનની ચાર અનુપેક્ષા ૧ સંસારની રૂખડ પટી, અનાદિકાળની છે એવી જે હમેશા વિચારણા કરવી તેને શુક્લ ધ્યાનની પ્રથમ અનંત વર્તિતાનુ પ્રેક્ષા કહે છે

૨ સર્વે પદાર્થો આ સંસારમા પ્રતિક્ષણે એટલે ક્ષણ ક્ષણ પ્રત્યે વિવિધ પરિણામોને પામે છે એવી જે વિચારણા તેને શુક્લ ધ્યાનની બીજી વિપરિણામાનુ પ્રેક્ષા કહે છે ૩ સંસારનું અશુભ ત્વપણુ વિચારવું જેમ દેવતા મહાશક્તિવંત મરીને અલ્પશક્તિવંત પૃથ્વ્યાદિ તિર્યંચ થાય છે ઇત્યાદિક સંસારના અશુભપણાનું વિચારવું તેને શુક્લધ્યાનની ત્રીજી અશુભાનુ પ્રેક્ષા કહે છે

૪ પ્રાણાતિ પાતાદિક આશ્રવદ્વારોથી અનેક અનર્થો ઉપજે છે તેમ વળી રાગદ્વેષથી પણ આ ભવ પરભવમા અનર્થો ઉત્પન્ન થાય છે માટે સમભાવમા રહેવાની જે વિચારણા કરવી તેને શુક્લધ્યાનની ચોથી અપાયાનુ પ્રેક્ષા કહે છે

મનુષ્યના દંડકમાં ચારે ધ્યાન છે મનુષ્ય વર્જિને શેષ સંજ્ઞીના ૧૫ દંડકમા અપેક્ષા પૂર્વક પ્રથમના ત્રણ ધ્યાન છે. પાંચસ્થાવર, ત્રણ વિગલેન્દ્રિય એ ૮ દંડકમાં મન નથી તેથી પ્રવૃત્તિ રૂપ નહિ પણ સત્તારૂપે પહેલા બે ધ્યાન છે તે પણ દુઃખના અનુભવમા ઓઘસંજ્ઞાએ ઉપયોગના કારણે અધ્યવસાય આશ્રી લેવા.

## (૪૧) લબ્ધિ દ્વાર

લબ્ધિ એટલે આત્માની શકિત તે અંતરાય કર્મનો ક્ષય તથા ક્ષયોપશમથી પ્રગટ થાય છે તે પાચ પ્રકારની છે-(૧) દાનલબ્ધિ, (૨) લાભલબ્ધિ, (૩) ભોગલબ્ધિ, (૪) ઉપભોગલબ્ધિ, (૫) વીર્ય-લબ્ધિ એ પાંચે લબ્ધિ ક્ષાયક ભાવે તથા ક્ષયોપશમ ભાવે છે.

**ક્ષાયક ભાવે રહેલી પાંચ લબ્ધિનુ સ્વરૂપ**

૧ દાનાતરાય કર્મનો સર્વથા ક્ષય થવાથી આત્માને નિશ્ચયથી દાન લબ્ધિની પ્રાપ્તિ થાય છે તે આવી રીતે કે આત્માનો વીર્યગુણ સર્વગુણોને સહાયતા આપે છે અને તે વીર્ય, જ્ઞાન ગુણના ઉપયોગ વિના સ્ફૂરી શકતુ નથી તેથી વીર્યને સહાયક જ્ઞાન ગુણ છે તથા જ્ઞાનમા રમણતા તે ચારિત્રની સહાયતા છે અને પર ભાવમાં રમણતા ન કરે તે રૂપે ચારિત્રને જ્ઞાનની સહાયતા છે એમ એકેક ગુણને અનતગુણો સહાયક છે જે ગુણ સહાય આપે છે તે જ આત્માના ગુણમાં દાન ધર્મ છે અને તે પ્રતિસમય અનતે સ્વગુણ સહાયરૂપે આત્મા અનત દાન આપે છે પણ કોઇ વખત એ દાન ધર્મનો ક્ષય આત્મામાંથી થતો નથી એવો જે અક્ષય દાન ગુણ આત્મામા છે તેથી તેને **ક્ષાયકદાન લબ્ધિ** કહે છે.

૨ લાભાતરાય કર્મનો સર્વથા ક્ષય થવાથી આત્માને જ્ઞાનાદિ અનત ગુણોનો સપૂર્ણપણે લાભ થાય છે તેને **ક્ષાયિકલાભ લબ્ધિ** કહે છે ભોગાતરાય કર્મનો સર્વથા ક્ષય થવાથી આત્મા પોતાના પર્યાયોને સમયે સમયે પ્રયાસવિના ભોગવે છે માટે તેને **ક્ષાયક-ભોગ લબ્ધિ** કહે છે

૪. ઉપભોગાતરાય કર્મનો સર્વથા ક્ષય થવાથી આત્માને પોતાના સ્વભાવમાથી જ શુદ્ધ અનત ગુણોનો, એકેક ગુણના અનત ત્રીકાલિક પર્યાયો દ્વારા, ઉપભોગ ચાલ્યા કરે છે માટે તેને **ક્ષાયક ઉપભોગ લબ્ધિ** કહે છે.

૫ વીર્યાંતરાય કર્મનો સર્વથા ક્ષય થવાથી આત્માના ગુણોની પ્રવૃત્તિનું સહાયક અનંતુ વીર્ય અન્ય સહાયવિના સ્ફૂરી રહ્યું છે. તે વીર્યની સ્ફૂરણા પ્રયાસ એટલે ઉદ્યમ વિના સ્ફૂરે છે માટે તેને **ક્ષાયક વીર્ય લબ્ધિ કહે છે**

આવી રીતે ક્ષાયક ભાવે રહેલી દાનાદિ પાંચ લબ્ધિની પ્રાપ્તિ આત્માને તેરમે ગુણઠાણે થાય છે. માટે ક્ષાયક દાનાદિ પાંચ લબ્ધિઓ મનુષ્યના દંડકમાં છે. શેષ ૨૩ દંડકમાં નથી. ક્ષયોપશમ ભાવે રહેલી પાંચ લબ્ધિનું સ્વરૂપ ૧ દાનાંતરાય એટલે દાન આપવામાં રોકાણ કરનાર કર્મનો સમૂહ કે જેના જોરથી, પ્રાણીપાસે દાન કરવાની વસ્તુ હોય તેમ આપવાની વૃત્તિ થાય છતા તે આપી શકતો નથી પણ જો તેને દાનાંતરાયનો ક્ષયોપશમ થએલ હોય અગર કરે તો દાન કરવાને શક્તિવાન થાય તેને ક્ષયોપશમ દાન લબ્ધિ કહે છે ૨ લાભાંતરાય એટલે લાભ મેળવવામાં રોકાણ કરનાર કર્મના સમુહના જોરથી, જીવને વસ્તુનો લાભ થવાનો હોય અથવા તો લાભ નજરે દેખાતો હોય છતાં તે લાભ મેળવી શકે નહીં પણ જો તેને લાભાંતરાયનો ક્ષયોપશમ થયેલ હોય અગર કરે તો તે લાભ મેળવવાને શક્તિવાન થાય તેને ક્ષયોપશમ લાભ લબ્ધિ કહે છે ૩ ભોગાંતરાય એટલે ભોગ્ય પદાર્થોમાં રોકાણ કરનાર કર્મના સમૂહના જોરથી, જીવની પાસે એક વખત જે પદાર્થ ભોગવાય તેને ભોગ કહે છે તે ભોગ્ય પદાર્થની પ્રાપ્તિ છે છતા તે ભોગવી શકતો નથી પણ જો તેને ભોગાંતરાયનો ક્ષયોપશમ થએલ હોય અગર કરે તો તે પદાર્થને ભોગવી શકે તેને ક્ષયોપશમ ભોગ લબ્ધિ કહે છે. ૪ ઉપભોગાંતરાય એટલે વસ્ત્ર, સ્ત્રી, પ્રમુખ જે પદાર્થ વખતો વખત ભોગવાય તેને ઉપભોગ કહે છે એટલે ઉપભોગ્ય પદાર્થોમાં રોકાણ કરનાર કર્મના સમૂહના જોરથી જીવ પાસે ઉપભોગ્ય પદાર્થની પ્રાપ્તિ છે છતાં તે પદાર્થનો ઉપભોગ લઇ શકે નહી પણ જો ઉપભોગાંતરાયનો ક્ષયોપશમ થએલ હોય અગર કરે

તો તે પદાર્થનો ઉપભોગ કરી શકે તેને **ક્ષયોપશમ ઉપભોગ લબ્ધિ** કહે છે. ૫ વીર્યાંતરાય એટલે આત્મામાં અનંતશકિત છે તે શકિત ગુણને વીર્ય કહે છે તે વીર્યની રોકાણ કરનારા કર્મ સમૂહના જોરથી, જીવ પોતાની વીર્ય શકિત ફોરવી શકતો નથી પણ જો તેને વીર્યાતરાયનો ક્ષયોપશમ થએલ હોય અગર વર્તમાન કાળે ધર્મધ્યાનનો પુરુષાર્થ કરે તો તે એટલે અંશે વીર્ય ફોરવી શકે છે તેને **ક્ષયોપશમ વીર્ય લબ્ધિ** કહે છે.

જે જે જીવોને જેટલે જેટલે અંશે અંતરાય કર્મની પાંચે પ્રકૃતિઓનો ક્ષયોપશમ થયો હોય તેટલે તેટલે અંશે ક્ષયોપશમ દાનાદિ પાંચ લબ્ધિની પ્રાપ્તિ થાય છે. આ ક્ષયોપશમ દાનાદિ પાંચ લબ્ધિ ચોવીસે દંડકમાં છે.

## (૪૨) આત્મા દ્વાર

(૧) આત્મા **ત્રણ પ્રકારના** છે–(૧) બહિરાત્મા, (૨) અંતરાત્મા, (૩) પરમાત્મા. ૧. બહિરાત્મ ભાવમા પુદ્ગલને વશ વર્તતાં આત્મ સ્વરૂપ બીલકુલ લક્ષમા ન આવે અને પુદ્ગલને જ સર્વસ્વ એટલે આત્મરૂપ માને તેને **બહિરાત્મા** કહે છે. તે પહેલા ત્રણ ગુણઠાણાના જીવો છે ૨ પુદ્ગલિક સંસર્ગ છતાં એટલે પુદ્ગલમાં પ્રવર્તતાં, પ્રત્યેક ક્રિયામા તેનાથી આત્માનુ ભિન્નત્વપણું સમજે તેને અંતરાત્મા કહે છે તે ચોથા ગુણઠાણાથી બારમા ગુણઠાણા સુધીના જીવોને સમજવા. ૩ નિર્લેપ જ્ઞાનાનંદી અબંધ સ્વરૂપી નિજાનંદી ચિદાનંદરૂપીદશામા વર્તે તેને પરમાત્મા કહેવાય છે. તે તેરમા ચૌદમા ગુણઠાણાવાળા તથા સિદ્ધભગવંતો જાણવા. મનુષ્યના દંડકમાં ત્રણે આત્મા છે મનુષ્ય વર્જિનેશેષ સંજ્ઞીના ૧૫ દંડકમા બહિરાત્મા અને અંતરાત્મા એ બે છે પાચસ્થાવર, ત્રણ વિગલેન્દ્રિયમા ૧ બહિરાત્મા છે.

(૨) **વળી આત્માના આઠ પ્રકાર છે**–(૧) દ્રવ્યાત્મા (૨) કષાયાત્મા, (૩) યોગાત્મા, (૪) ઉપયોગાત્મા, (૫) જ્ઞાનાત્મા, (૬) દર્શનાત્મા, (૭) ચારિત્રાત્મા, (૮) વીર્યાત્મા.

૧ દ્રવ્યાત્મા એટલે જ્ઞાનાદિગુણો તથા ઉત્પાદાદિ પર્યાયોનું ભાજન અસંખ્યાત પ્રદેશી જીવ દ્રવ્યને દ્રવ્યાત્મા કહે છે ૨ દ્રવ્યાત્મા જ્યારે ક્રોધાદિક કષાયથી રંગાય, કષાયમાં તન્મય થાય, અર્થાત્ અનુપશાંત કષાયાધ્યવસાયે વર્તતો હોય ત્યારે તેને કષાયાત્મા કહે છે ૩ મન, વચન કે કાયાની પ્રવૃત્તિમાં દ્રવ્યાત્માની પરિણતિ થયેલી હોય ત્યારે તેને યોગાત્મા કહે છે ૪ જ્યારે દ્રવ્યાત્મા સાકારોપયોગ યુક્ત હોય અથવા, અનાકારોપયુક્ત હોય ત્યારે તેને ઉપયોગાત્મા કહે છે, ૫ જ્યારે આત્મા મતિશ્રુતઆદિ જ્ઞાન સહિત વર્તતો હોય ત્યારે તને જ્ઞાનાત્મા કહે છે જ્યાં સમ્યક્ત્વ હોય ત્યાં જ્ઞાન નિયમા હોય એટલે જ્ઞાનાત્મા સમકિતિને હોય પણ મિથ્યાત્વીને ન હોય. ૬ દર્શનાત્મા એટલે ચક્ષુદર્શનાદિ દર્શનયુક્ત દ્રવ્યાત્મા હોય ત્યારે તે દર્શનાત્મા કહેવાય છે ૭ જ્યારે દ્રવ્યાત્મા સામાયિકાદિક ચારિત્ર પરિણામ યુક્ત હોય ત્યારે તે ચારિત્રાત્મા કહેવાય છે ૮. જ્યારે દ્રવ્યાત્મા ઉત્થાનાદિક વીર્યયુક્ત હોય ત્યારે વીર્યના પ્રધાનપણાથી તે વીર્યાત્મા કહેવાય છે

(૧) જ્ઞાનાત્મા, (૨) ચારિત્રાત્મા વર્જીને શેષ ૬ આત્મા પાંચ સ્થાવરના પાંચ દંડકમાં છે મનુષ્યના ૧ દંડમાં આઠે આત્મા છે મનુષ્ય વર્જીને શેષ ત્રસના ૧૮ દંડકમાં આત્મા સાત છે. આઠમાથી એક ચારિત્રાત્મા વર્જવો કેમકે એ ૧૮ દંડકવાળા અવિરતીઓ છે.

## (૪૩) વેદના દ્વાર,

(૧) અભ્યુપગમિકાદિ વેદના વેદન वेदना साथ स्वभावेन भवति अथवा उदीरणा करणेन यो : उदयावलिकायां प्रक्षिप्य कर्मणो वेदनं अनुभवनं वेदना વેદવું ભોગવવું તેને વેદના કહે છે તે વેદના સ્વભાવે થાય છે,, અથવા, ઉદીરણા કરણે કરીને ઉદયાવલિકામાં કર્મ દળોને ક્ષેપીને વેદવા તે, ઉદીરણા યુક્ત વેદના કહેવાય છે

વેદના બે પ્રકારની છે–(૧) અભ્યુપગમિક વેદના (૨) ઉપક્રમિક વેદના **૧. અભ્યુપગમિક** એટલે ઉદીરણા કરીને વેદે તે લોચ પ્રમુખ. **૨. ઉપક્રમિક** એટલે કર્મોદયથી ઉત્પન્ન થએલ તે મનુષ્ય તથા તિર્યંચ પંચેન્દ્રિય એ બે દંડકમાં બન્ને જાતની વેદના છે. શેષ ૨૨ દંડકમાં તથા મનુષ્ય સમુર્ચ્છિમ અને તિર્યંચ સમુર્ચ્છિમમાં એક ઉપક્રમિક વેદના છે

(૨) નિદાયાદિ વેદના – વેદના બે પ્રકારની છે (૧) નિદાય વેદના, (૨) અનિદાય વેદના **૧ નિદાય** એટલે ઉપયોગયુક્ત મન સહિત વેદના વેદવી તે. **૨ અનિદાય** એટલે શૂન્ય ઉપયોગથી મન રહિત વેદના વેદવી તે. અથવા ઓઘ સંજ્ઞાથી વેદવી તે.

સંજ્ઞીના ૧૯ દંડકમાં બન્ને પ્રકારની વેદના છે. પાંચ સ્થાવર ત્રણ વિગલેદ્રિય તથા સમુર્ચ્છિમ મનુષ્ય તિર્યંચમાં એક અનિદાય વેદના છે.

**(૩) જરાદિવેદના. વળી વેદના બે પ્રકારની છે**–(૧) જરા વેદના, (૨) શોક વેદના. ૧. શરીરથી જે વેદાય તેને જરા વેદના કહે છે ૨ અને મનથી જે વેદાય તેને શોક વેદના કહે છે. સંજ્ઞીના ૧૯ દંડકમા બન્ને જાતની વેદના છે. પાચ સ્થાવર, ત્રણ વિગલેદ્રિય તથા સમુર્ચ્છિમ મનુષ્ય અને તિર્યંચમા એક જરા વેદના છે.

(૪) **શીતાદિ વેદના** વળી વેદના ત્રણ પ્રકારની છે–(૧) શીત વેદના, (૨) ઉષ્ણ વેદના, (૩) શીતોષ્ણ વેદના. નારકીના દંડકમા શીતવેદના અને ઉષ્ણવેદના એ બે છે શેષ ૨૩ દંડકમા ત્રણે વેદના છે

(૫) **સાતાદિ વેદના.** વળી વેદના ત્રણ પ્રકારની છે–(૧) સાતા વેદની, (૨) અસાતા વેદની, (૩) મિશ્ર વેદના. ચોવીસે દંડકમા ત્રણે પ્રકારની વેદના છે.

(૬) સુખાદિ વેદના વળી વેદના ત્રણ પ્રકારની છે-(૧) સુખ વેદના, (૨) દુઃખ વેદના, (૩) અસુખ અદુઃખ વેદના. ચોવીસે દંડકમાં ત્રણે પ્રકારની વેદના છે

(૭) શારીરાદિ વેદના વળી વેદના ત્રણ પ્રકારની છે-(૧) શારિરીક વેદના, (૨) માનસિક વેદના, (૩) મિશ્ર વેદના. સન્નીના ૧૬ દંડકમા ત્રણે વેદના છે પાંચ સ્થાવર ત્રણ વિગલેંદ્રિય તથા સમુચ્છિમ મનુષ્ય તિર્યંચને એક શારિરીક વેદના છે.

(૮) દ્રવ્યાદિ વેદના વળી વેદના ચાર પ્રકારની છે (૧) દ્રવ્ય વેદના, (૨) ક્ષેત્ર વેદના, (૩) કાળ વેદના, (૪) ભાવ વેદના ૧ દ્રવ્ય વેદના એટલે આસપાસના શબ્દાદિક તથા વર્ણાદિકના પુદ્ગલોથી ઉપજે તે. ૨ ક્ષેત્ર વેદના એટલે પોતપોતાના ઉત્પત્યાદિ ક્ષેત્ર સબંધી ઉપજે તે. ૩ કાળ વેદના એટલે ભવસબંધી. ૪ ભાવ વેદના એટલે અસાતા વેદનીય વા સાતા વેદનીય કર્મોદયથી ઉત્પન્ન થયેલી તે. એ ચાર પ્રકારની વેદના ચોવીસે દંડકમા છે

(૪૪) ભવ્ય અભવ્ય દ્વાર

भवाभाविनी सिद्धिर्येषां ते भवासिद्धिका भव्या इत्यर्थस्तद्विपरीत अभवसिद्धिकाः (૧) ભવિષ્યમા જેઓ મોક્ષ પદ પામી શકશે એવી યોગ્યતા ધરાવનારા જીવો ભવ્ય સિદ્ધિક કહેવાય છે (૨) કોઈ પણ કાળમા જેઓ મોક્ષ પામવાની યોગ્યતા નહિ મેળવી શકનારા અભવ્ય સિદ્ધિક કહેવાય છે. ચોવીસે દંડકમાં એ બન્ને બોલ છે

(૪૫) પક્ષ દ્વાર

(૧) પક્ષ બે પ્રકારના છે-(૧) શુક્લ પક્ષી જીવ, (૨) કૃષ્ણ પક્ષી જીવ. ૧ શુક્લપક્ષી એટલે જે જીવને દેશેઉણું અર્ધપુદ્ગલ સસારમાં રહેવું છે પછી અવશ્ય મોક્ષે જાય તેને શુક્લ પક્ષી કહે છે ૨. જે જીવને દેશેઉણા અર્ધપુદ્ગલ પરાવર્તન ઉપરાંત હજી સસા

સ્માં પરિભ્રમણ કરવુ છે તેને કૃષ્ણ પક્ષી જીવ કહે છે ચોવીસે દંડકમા એ બન્ને બોલ છે (૨) અત્રે પ્રસ ગવસાત **પુદ્ગલ પ્રરાવર્તન** સ્વરૂપ કહે છે

૧ બાદર દ્રવ્ય પુદ્ગલ પરાવર્ત ૨ સૂક્ષ્મ દ્રવ્ય પુદ્ગલપરાવર્ત ૩ બાદર ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત ૪ સૂક્ષ્મ ક્ષેત્ર પુદ્ગલ પરાવર્ત ૫ બાદર કાળ પુદ્ગલ પરાવર્ત ૬ સૂક્ષ્મ કાળ પુદ્ગલ પરાવર્ત ૭ બાદર ભાવ પુદ્ગલ પરાવર્ત ૮ સૂક્ષ્મ ભાવ પુદ્ગલ પરાવર્ત

કોઇક આચાર્ય ભવ પુદ્ગલ પરાવર્ત સૂક્ષ્મ તથા બાદર એમ પણ માને છે તેને મતે દસ ભેદ છે પણ સિદ્ધાતને મતે તો આઠ ભેદ કહ્યા છે. પુરણ ગલન સ્વભાવવાળા દ્રવ્યને પુદ્ગલ કહે છે પુદ્ગલ પરમાણુઓના મળવાથી તથા વિખરાવાથી જે સ્કધ બને તે પુદ્ગલ સ્કધ કહીએ પરમાણુઓ અને સ્કધો સર્વ જીવથી અન તગણા છે. સર્વ લોકાકાશના પ્રદેશો, અન તાન ત પરમાણુઓ અને પુદ્ગલ સ્કધોથી ભર્યો છે તે જેટલે કાળે જીવ સર્વ પુદ્ગલોને ઔદારિકાદિક શરીરપણે ગ્રહીને મૂકે તેટલે કાળે બાદર દ્રવ્ય પુદ્ગલ પરાવર્ત એવી સામાન્ય સ જ્ઞા હોય.

આઠ જાતિના પુદ્ગલ પરાવર્ત કહ્યા છે તે મધ્યે પણ ચાર જાતિના બાદર પુદ્ગલ પરાવર્ત જે કહ્યા છે તે સૂક્ષ્મ પુદ્ગલ પરાવર્તના સુખાવબોધને અર્થે કહ્યા છે જે મૂઢમતિ સૂક્ષ્મ પુદ્ગલ પરાવર્તનુ સ્વરૂપ ન સમજે તેને બાદરનુ સ્વરૂપ સમજાવીએ. તે બાદરના સ્વરૂપની સમજણમા મતિ ભેદાય તો પછી સૂક્ષ્મ પુદ્ગલ પરાવર્તનુ સ્વરૂપ પણ સુખે સમજી જાય તે ભણી બાદર કહ્યા છે.

બીજુ જ્યા પુદ્ગલ પરાવર્ત કાળ શાસ્રમા કહ્યો છે ત્યા તો સર્વ સૂક્ષ્મ પુદ્ગલ પરાવર્ત લેવા કેમકે તે જ શાસ્રમા ઉપયોગી છે. જે સમ્યક્ત્વ પામ્યા પછી કિંચિત્ ન્યૂન-અર્ધપુદ્ગલ પરાવર્ત માત્ર સ સાર મધ્યે રહે એમ કહેલ છે તે પણ સૂક્ષ્મ ક્ષેત્ર પુદ્ગલ

પરાવર્તનું અર્ધ જાણવું તે ચારે જાતિના સૂક્ષ્મ પુદ્ગલ પરાવર્ત માહેલો એકેક કેટલે કાળે હોય તેનું માન કહે છે

ભરત અને ઐરવત ક્ષેત્રમા જે ચડતો કાળ ઉત્સર્પીણી અને ઉતરતો કાળ અવસર્પીણી વર્તે છે, તે બન્ને કાળ મળીને વીસ કોડાકોડ સાગરોપમનું એક કાળચક્ર થાય એક દ્રવ્ય પુદ્ગળ પરાવર્તમા એવા અનતા કાળચક્ર થાય, પણ તેનો કાળ બીજા પરાવત કરતા થોડો છે તેથી અનતગણો ક્ષેત્ર પુદ્ગલ પરાવર્ત કાલ જાણવો, તેથી કાલ પુદ્ગલ પરાવર્તનો કાળ અનતગણો જાણવો, તેથી ભાવ પુદ્ગલ પરાવર્તનો કાળ અનતગણો જાણવો. એ જીવને અતીતકાળે ભાવ પુદ્ગલ પરાવર્ત અનતા થયા, તેથી અનતગુણા કાલ પુદ્ગલ પરાવર્ત થયા, તેથી અનતગુણા ક્ષેત્ર પુદ્ગલ પરાવર્ત થયા તેથી અનતગુણા દ્રવ્ય પુદ્ગલ પરાવર્ત થયા.

દ્રવ્યથી બાદર તથા સૂક્ષ્મ પુદ્ગલ પરાવર્તનું સ્વરૂપ, (૧) ઔદારિક, (૨) વૈક્રિય, (૩) તૈજસ, (૪) ભાષા, (૫) શ્વાસોશ્વાસ, (૬) મન અને (૭) કાર્મણ એ સાત પ્રકારે સર્વલોક માંહેલા પરમાણુ સેહ સઘાતે તથા બાદર સૂક્ષ્મ પરિણમને કરી સ્વસ્વ વર્ગણા યોગ્ય પરિણતરૂપ ઔદારિકાદિક નોકર્મપણે તથા કાર્મણપણે જેટલે કાળે એક જીવ અનત ભવ ભ્રમણ કરતો પરિણમાવી ગ્રહી, સ્પર્શી, મૂકે તેને બાદર દ્રવ્ય પુદ્ગલ પરાવર્ત કહીએ.

એકવેળા ગ્રહ્યા એવા જે પુદ્ગલ તેને ફરી બીજી વેળા ગ્રહણ કરે તે ગ્રહીત ગ્રહણદાર તથા પૂર્વે કઇ ગ્રહણ કર્યા કઇ અગ્રહણ કર્યા એવા પુદ્ગલને ગ્રહે તે મિશ્ર ગ્રહણદાર તથા જે પૂર્વે અગ્રહણ કરેલ ગ્રહે તે અગૃહીત ગ્રહણદાર.

ગૃહીત ગ્રહણાહાર તથા મિશ્ર ગ્રહણાહાર અતિક્રમીને જે અગૃહીત ગ્રહણાહારે પુદ્ગલ ગ્રહણ કરે તે લેખામા ગણવા એમ એક ઔદારિકપણે, બીજે વૈક્રિયપણે, ત્રીજે તૈજસપણે, ચોથો ભાષપણે, પાચમો શ્વાસોશ્વાસ પણે, છઠો મનપણે અને સાતમો કાર્મણપણે

એ સાત પરિણામ એકેક અણુના થાય એમ સર્વલોકવર્તિ પુદ્ગલ દ્રવ્યના સાત પરિણમન એક જીવ પૂર્ણ કરે ત્યારે **બાદર દ્રવ્ય પુદ્ગલ પરાવર્ત** પૂર્ણ થાય

અહીયાં આહારક શરીર તો સસારમાં વસતો જીવ, ચાર વેળા કરે ત્યારે તેથી સર્વ પુદ્ગલની પરાવર્તિ ન હોય તેથી ન લીધો ૧ તથા જ્યારે સર્વ લોકવર્તિ અણુને ઔદારિકાદિક ભણે પરિણમાવે પણ એટલુ વિશેષ જે ઔદારિકપણે પરિણમાવતા વચલે ભવે જે જે વૈક્રિયાદિક પુદ્ગલ ગ્રહણ કરે તે કોઈ લેખામા ન આવે એમ અનતભવે કરી સર્વ લોકના અણુઓ ઔદારિકપણે પરિણમાવી ગ્રહી સ્પર્શી મૂકે ત્યારે પ્રથમ ઔદારિક સૂક્ષ્મ દ્રવ્ય પુદ્ગલ પરાવર્ત થાય

એજ રીતે સર્વાણુઓ વૈક્રિયપણે પરિણમાવી ગ્રહીને મૂકે ત્યારે બીજુ વૈક્રિય પુદ્ગલ પરાવર્ત થાય, એમજ તૈજસ શરીર પણે પરિણમાવી ગ્રહીને મૂકે ત્યારે ત્રીજુ તૈજસ પુદ્ગલ પરાવર્ત થાય, એમજ ભાષાદળપણે સર્વાણુ પરિણમાવી ગ્રહીને મૂકે ત્યારે ચોથુ ભાષા પુદ્ગલ પરાવર્ત થાય એમ જ પાચમુ શ્વાસોશ્વાસ છઠુ મન અને સાતમુ કાર્મણ પુદ્ગલ પરાવર્ત પણ જાણવુ

અલ્પબહુત્વ :- કાર્મણ પુદ્ગલ પરાવર્તકાળ અનતો છે પરતુ બીજાની અપેક્ષાએ સ્તોક, તે થકી તૈજસ પુદ્ગલ પરાવર્તકાળ અનત ગુણો, તે થકી ઔદારિક પુદ્ગલ પરાવર્તકાળ અનતગુણો, તે થકી શ્વાસોશ્વાસ પુદ્ગલ પરાવર્તકાળ અનતગુણો, તે થકી મન પુદ્ગલ-પરાવર્તકાળ અનતગુણો, તે થકી ભાષા પુદ્ગલ પરાવર્તકાળ અનત ગુણો તે થકી વૈક્રિય પુદ્ગલ પરાવર્તકાળ અનતગુણો જાણવો

કાર્મણ પુદ્ગલ પરાવર્ત સર્વ ભવે ગ્રહણ કરે તેથી તરત પૂરાય અને તે કાર્મણ દળ થકી તૈજસ અનતગુણો હીન પુદ્ગલ છે તે ભણી અનતગુણ કાળે પૂરાય એમ સર્વેમા પોતાની મતિયે વિચારિને કહેવુ

અતિત કાળે એક જીવને અનંતા વૈક્રિય પુદ્ગલ પરાવર્ત થયા, તે થકી અનંતગુણા ભાષા પુદ્ગલ પરાવર્ત થયા, તે થકી અનંતગુણા મન. પુદ્ગલ પરાવર્ત થયા, તે થકી અનંતગુણા શ્વાસો-શ્વાસ પુદ્ગલ પરાવર્ત થયાં, તે થકી અનંતગુણા ઔદારિક પુદ્ગલ પરાવર્ત થયા, તે થકી અનંતગુણા તૈજસ પુદ્ગલ પરાવર્ત થયા, તે થકી અનંતગુણા કાર્મણ પુદ્ગલ પરાવર્ત થયા એમ અતિત-કાળે અતિક્રમ્યા.

કેટલાક આચાર્ય એમ કહે છે કે ઔદારિક વૈક્રિય તૈજસ અને કાર્મણ એ ચાર શરીરપણે સર્વ લોકવર્તિ પરમાણુ જે ગ્રહે તે તેના લેખામાંહે ગણાય એમ કરી સર્વ પરમાણુ ચાર શરીરપણે પરિણમાવી ગ્રહીને મૂકે તે બાદર દ્રવ્ય પુદ્ગલ પરાવર્ત અને અનુ-ક્રમે એક શરીરપણે પરિણમાવે તે લેખામાંહે ગણાય એવી રીતે સર્વાણુ એક શરીરપણે જ્યારે પરિણમાવી રહે ત્યાર પછી વળી બીજા શરીરપણે પરિણમાવે પણ ઔદારિક પરાવર્ત મધ્યે વૈક્રિયાદિક પુદ્ગલ લીધે તે લેખામાહે ગણાય નહી એમ અનુક્રમે ચારે પ્રકારે સર્વાણુ પરિણમાવતાં સૂક્ષ્મ દ્રવ્ય પુદ્ગલ પરાવર્ત થાય.

## બાદર તથા સૂક્ષ્મ પુદ્ગલ ક્ષેત્ર પરાવર્તનુ સ્વરૂપ

સર્વલોકના આકાશ પ્રદેશ એટલે જે અંગુલ ઘન આકાશ ખંડના પ્રદેશોને સમય સમય પ્રત્યે એક એક અપહરતા અસંખ્યાતા કાળચક્ર અતિક્રમી જાય એવા સૂક્ષ્મ નભ. પ્રદેશો છે તે સર્વ લોકના આકાશ પ્રદેશને જ્યારે એક જીવ અનેક ભવે કરી સ્પર્શે એટલે સર્વ આકાશ પ્રદેશે મરણ પામે તેમા જે આકાશ પ્રદેશે એક વેળા મરણ પામ્યા તે જ આકાશ પ્રદેશે વળી બીજી વેળા મરણ પામે તે લેખામા ન ગણાય. પરંતુ જે અણસ્પર્શ્યા પ્રદેશને સ્પર્શી મરણ પામે તે પ્રદેશ તેના લેખામા ગણાય. એમ કરતાં સર્વ લોકાકાશ પ્રદેશને મરણે કરી સ્પર્શે

અહીંયા જો કે જીવ અસંખ્યાતા આકાશ પ્રદેશ અવગાહીને રહ્યા છે તો પણ મરણ વેળાયે તેમાથી એક આકાશ પ્રદેશ જ ગણવો એને **બાદર ક્ષેત્ર પુદ્ગલ પરાવર્ત** કહીયે.

અને જ્યારે અનુક્રમે એટલે જે આકાશ પ્રદેશે જીવ એકવાર મરણ પામ્યો તે જ આકાશ પ્રદેશની શ્રેણીયે જ્યારે વળી તેની જોડના બીજા પ્રદેશે બીજી વેળા મરણ પામે તે લેખામાં ગણાય પરંતુ બીજે સ્થાનકે બીજે ભવે તેની વચમાં અસંખ્ય લોકાકાશ પ્રદેશે અસખ્યવેળા મરણ પામે તે વચલા મરણના પ્રદેશ લેખામાં ન આવે એમ અનુક્રમે શ્રેણીબદ્ધ, પ્રતરબદ્ધ, પ્રદેશ મરણે કરી સ્પર્શતો થકો સર્વ લોકાકાશ પ્રદેશ સ્પર્શે ત્યારે **સૂક્ષ્મ ક્ષેત્ર પુદ્ગલ પરાવર્ત** થાય. તે મધ્યે અનંતાકાલ ચક્ર પ્રમાણ, બાદર પુદ્ગલ પરાવર્ત થકી અનંતગુણો કાળ નીપજે

**બાદર તથા સૂક્ષ્મ પુદ્ગલ કાળ પરાવર્તનું સ્વરૂપ**

વીસ ક્રોડાક્રોડી સાગરોપમ પ્રમાણ કાળચક્ર છે તેનાં સર્વ સમય મરણે કરી જીવ સ્પર્શે એટલે પહેલા સમય થકી માંડીને છેલ્લા સમય સુધી સર્વ સમયે મરણ કરે પરંતુ જે સમયે એક કાળચક્રમા મરણ પામ્યો તે જ સમયે બીજા ઘણા કાળચક્રમા મરણ પામે તે સમય લેખામા ગણાય નહી પણ અનેરે સમયે મરણ પામે તે લેખામા ગણાય એમ કાળચક્રના સર્વ સમય મરણ વેળાએ કરી જ્યારે એક જીવ સ્પર્શી રહે ત્યારે **કાળથી બાદર પુદ્ગલ પરાવર્ત** થાય.

અને જ્યારે એક કાળચક્રને પહેલે સમયે મરણ કરી વળી જ્યારે કોઇ કાળચક્રને બીજે સમયે મરણ પામે તે લેખામાં ગણાય પછી કોઈ કાલચક્રને ત્રીજે સમયે જીવ મરણ પામે તે લેખામાં ગણાય પરંતુ વચલા આગલ પાછલના સમયે અનેક મરણ કરે તે લેખામા ગણાય નહી એમ વળી જ્યારે કોઇક કાળચક્રને ચોથે

સમય મરણે લહે. પાચમે સમય મરણે લહે યાવત્ કાળચક્રના છેલ્લાં સમય પર્યંત અનુક્રમે સર્વ સમય મરણે કરી સ્પર્શે

અહીયાં કોઈક કાળચક્રથી એક સમય લેખામાં આવે અને વચમાં સંખ્યાતા અસંખ્યાતા યાવત્ અનંત કાળચક્રના મરણ પણ લેખામાં ન આવે પરંતુ પહેલા જે સમયે મરણ પામ્યો હોય તેને આગલે સમયે જ મરણ પામે ત્યારે તે જ લેખામાં આવે, એમ અસંખ્યાતે મરણે પણ અનંતાકાળચક્ર વ્યતીત થઈ જાય ત્યારે કાળ પ્રમાણ સૂક્ષ્મ કાળ પુદ્ગલ પરાવર્ત થાય.

## ભાવથકી સૂક્ષ્મ પુદ્ગલ બાદર પરાવર્ત

કષાય અનુરંજીત લેશ્યાના અધ્યવસાય સ્થાનક મંદ, મંદતર, મંદતમના ભેદે અસંખ્યાત લોકાકાશ પ્રમાણે છે, તે સર્વ અધ્યવસાય સ્થાનક મરણે કરી અનુક્રમે સ્પર્શે એટલે તે રસ બંધના સ્થાનક ક્યારેક મંદ, મંદતમ, મંદતર તીવ્ર તીવ્રતમ એવા સ્થાનકે મરણ પામતો જ્યારે એક જીવ સર્વસ્થાનક ફરસી રહે ત્યારે ભાવ થકી બાદર પુદ્ગલ પરાવર્ત થાય.

અને જ્યારે પ્રથમ જઘન્ય અધ્યવસાયે મરણ પામીને વળી જ્યારે કોઈ એક કાળાંતરે તે થકી વધતે બીજે અધ્યવસાય સ્થાનકે મરણ પામે તે લેખામાં ગણાય પછી વળી કોઈક કાળાંતરે તે થકી વધતે ત્રીજે અધ્યવસાય સ્થાનકે વર્તતો મરણ પામે તે લેખામાં ગણાય પરંતુ બીજા આઘા પાછા અધ્યવસાયે મરણ પામે તે લેખામાં ન ગણાય એમ અનુક્રમે નિરંતર પણે જઘન્યથી ઉત્કૃષ્ટ અધ્યવસાય સ્થાનક પર્યંત સર્વ કર્મના અસંખ્યાતા રસ બંધના અધ્યવસાય સ્થાનક છે તે અનુક્રમે મરણે કરી સ્પર્શે તેની વચમાં તે જ અધ્યવસાયે તથા આંતરે અધ્યવસાય સ્થાનકે અનંતા મરણ કરે તે પણ લેખામાં ન આવે પરંતુ જે પૂર્વનો અધ્યવસાય હોય તે થકી વધતે અધ્યવસાયે મરણ પામે તો જ તે લેખામાં આવે એમ અનુક્રમે સર્વ અનુભાગ બંધ સ્થાનક જન્મ અથવા મરણે કરી સ્પર્શે, ત્યારે ભાવથી સૂક્ષ્મ પુદ્ગલ પરાવર્ત થાય.

પ્રકારાંતરે વળી પાંચવર્ણ, બે ગંધ, પાંચ રસ, આઠ સ્પર્શ અને અગુરુલઘુ એ ૨૧ ભેદે કરીને સર્વ લોકવર્તિ પુદ્‌ગલ પરમાણુ સ્પર્શી મૂકે ત્યારે ભાવથી બાદર પુદ્‌ગલ પરાવર્ત થાય અને એ ૨૧ થી એકે કાપણે અનુક્રમે સર્વ પુદ્‌ગલ સ્પર્શીને રહે ત્યારે ભાવથી સૂક્ષ્મ પુદ્‌ગલ પરાવર્ત થાય

એ રીતે આઠ પુદ્‌ગલ પરાવર્ત કહ્યા છે તથા પ્રથાંતરે ભવ પરાવર્ત કહેલ છે તે કોઇ એક જીવ નરકાદિક ગતિને વિષે દસ સહસ્રવર્ષ જઘન્યાયુથી સમયાધિક સમયાધિક સ્થિતિ વધારતા તેનું હજારની સ્થિતિ પર્યંત તથા દસ લક્ષ વર્ષ સ્થિતિ થકી સમયાધિક સમયાધિક તેંત્રીસ સાગરોપમ સ્થિતિને આઉખે સર્વ નરકાયુ સ્થિતિના સ્થાનકે નારકીના ભવે કરી તથા દેવગતિ મધ્યે દસ હજાર વર્ષાયુથી લઈ સમયાધિક સમયાધિક એકત્રીસ સાગરોપમ સુધી સર્વ દેવાયુસ્થિતિના સ્થાનકે દેવભવે કરી તેમજ મનુષ્ય તિર્યંચ ગતિ-મધ્યે જઘન્ય ક્ષુલ્લક ભવથી લઇને સમયાધિક સમયાધિક મનુષ્ય તિર્યંચની યાવત્ ત્રણ પલ્યોપમાયુ સ્થિતિ સુધીના સ્થાનકે મનુષ્ય તિર્યંચના ભવે કરી એમ સર્વાયુસ્થાનકે અનુક્રમે સ્પર્શતો બાદર ભવ પુદ્‌ગલ પરાવર્ત થાય અને સમયાધિક સમયાધિક સ્થિતિ અનુક્રમે એકેક ગતિના ક્રમે ક્રમે કરી આયુના સર્વ સ્થાનક સ્પર્શતો ચારે ગતિના સર્વાયુ-સ્થાનક જીવ સ્પર્શે ત્યારે સૂક્ષ્મ ભવ પુદ્‌ગલ પરાવર્ત થાય એમ દિગમ્બર મત માને છે તે અહીં પ્રસંગે જાણવા નિમિત્તે લખ્યુ છે.

ક્ષેત્રથકી સૂક્ષ્મ અર્ધપુદ્‌ગલ પરાવર્ત દેશેઉણો જેને સંસારમાં રહેવું છે તે શુકલપક્ષી જાણવો

## ૪૬ પરિત્તાદિ દ્વાર

પરિત એટલે જે જીવે અનાદિ અનંત સંસારને શુભ અધ્ય-વસાયના બળથી ટૂંકો કરેલ છે અર્થાત્ જેના સંસારનો અંત

સંખ્યાતા ભવમાં થશે તેને પરિત કહે છે અને જે જીવે સંસારને ટૂંકો કરેલ નથી તેને અપરિત કહે છે ચોવીસે દંડકમાં એ બન્ને બોલ છે

## ૪૭મો ચરમા ચરમ દ્વાર

ચરમ એટલે તે દંડકનો છેલ્લો ભવ કરવો અથવા સંસાર વસ્થાનો છેલ્લો ભવ કે જે ભવના ક્ષયે મોક્ષ જવું છે તેને ચરમ કહે છે અને અચરમ એટલે તે દંડક આશ્રી અથવા સંસાર આશ્રી હજી ઘણાં ભવ કરવાના છે તેને અચરમ કહે છે અથવા અભવ્યના સંસારનો છેડો નથી માટે તેને પણ અચરમ કહે છે ચોવીસે દંડકમા ચરમ અચરમ બ ને છે નિશ્ચયથી ચરમ શરીરી એક મનુષ્યના દંડકમાં જ છે જે દંડકનો છેલ્લો ભવ હોય તે વ્યવહારથી તે દંડકની અપેક્ષાએ ચરમ શરીરી ગણાય.

અચરમ શરીરી એટલે તે દંડકમા નીકળી હજી સંખ્યાતા અસંખ્યાતા તથા અનંતા ભવ કરવા છે તેને અચરમ શરીરી કહે છે તેઉ, વાયુ અને ત્રણ વિગલેંદ્રિય તથા સમુચ્છિંમ મનુષ્ય, તિર્યંચ, અચરમ શરીરી છે શેષ દંડક ૧૯મા બ ને બોલવાળા છે પણ નિશ્ચયથી ચરમ શરીરી મનુષ્ય જ છે

## ૪૮મો સંજ્ઞી અસંજ્ઞી દ્વાર

સંજ્ઞી જેને મન હોય તેને સંજ્ઞી કહે છે અસંજ્ઞી જેને મન ન હોય તેને અસંજ્ઞી કહે છે નારકીનો ૧ ભવનપતિના ૧૦ તિર્યંચપંચેન્દ્રિયનો ૧ મનુષ્યનો ૧ વાણવ્યંતરનો ૧ એ ૧૪ દંડકમાં સંજ્ઞી અસંજ્ઞી બન્ને છે જ્યોતિષિનો ૧ વૈમાનીકનો ૧ એ બે દંડકમાં એકલા સંજ્ઞી છે પાંચ સ્થાવર ત્રણ વિગલેંદ્રિય ફક્ત અસંજ્ઞી છે અસંજ્ઞી તિર્યંચ પંચેદ્રિ પર્યાપ્તો મરીને કોઈ પહેલી નરકમા કે ભવનપતિ કે વાણવ્યંતરમા ઉપજે ત્યારે તેના અપર્યાપ્ત અવસ્થામાં જ અસંજ્ઞી કહેવાય, પણ પર્યાપ્ત અવસ્થામા તો સંજ્ઞી જ હોય.

## (૪૯) સૂક્ષ્મ બાદર દ્વાર

**સૂક્ષ્મ** એટલે છદ્મસ્થ પોતાની કોઇપણ ઇંદ્રિયથી ઓળખી શકે નહીં પણ જ્ઞાની જાણી દેખી શકે તે સૂક્ષ્મ **બાદર** એટલે છદ્મસ્થ પોતાની ઇંદ્રિય દ્વારા જાણી શકે અથવા ચર્મચક્ષુથી જોઈ શકે તે બાદર ચોવીસ દડકમા પાંચ સ્થાવરને વિષે સૂક્ષ્મ અને બાદર એ બન્ને છે શેષ દડક ૧૯મા બાદર છે

## (૫૦) ત્રસ સ્થાવર દ્વાર

**ત્રસ** સુખ, દુ ખ, શીત, તાપાદિક વેદનાથી ત્રાસ પામે તેને ત્રસ કહીએ અથવા જેનામા હાલવા ચાલવાની શકિત છે તેને પણ ત્રસ કહીએ **સ્થાવર** – જેનામા ગમનાગમન કરવાની શકિત નથી અને શીતાદિ વેદનાનો પરાભવ હોવા છતા પણ ગમનાગમન કરી શકતા નથી તેને સ્થાવર કહીએ

અથવા ત્રસનામ કર્મ જેણે ઉપાર્જેલ છે તેને ત્રસ કહે છે અને સ્થાવરનામ કર્મ જેણે ઉપાર્જેલ છે તેને સ્થાવર કહે છે ચોવીસ દડકમાથી (૧) પૃથ્વી, (૨) પાણી, (૩) તેઉ, (૪) વાયુ, (૫) વનસ્પતિ એ પાચ દડક સ્થાવર છે અને શેષ ૧૯ દડક ત્રસ છે

## (૫૧) પ્રત્યેક-સાધારણ દ્વાર

**પ્રત્યેક** – શરીરે શરીરે એકેક જીવ હોય તેને પ્રત્યેક કહે છે **સાધારણ**:– એક શરીરમા અનતાજીવ હોય તેને સાધારણ કહે છે વનસ્પતિના દડકમા પ્રત્યેક અને સાધારણ બન્ને છે શેષ દડક ૨૩મા ફકત પ્રત્યેક છે

## (૫૨) જાતિ દ્વાર

જાતિ પાચ છે–(૧) એકેદ્રિયની જાતિ, (૨) બેઇંદ્રિયની જાતિ, (૩) તેઇદ્રિયની જાતિ, (૪) ચૌરિંદ્રિયની જાતિ, (૫) પચેન્દ્રિયની જાતિ. પાચ સ્થાવરના દડકમા એક એકેદ્રિયની જાતિ છે

ત્રણ વિગલેન્દ્રિયના દંડકમાં પોતપોતાની જાતિ જાણવી. શેષ ૧૬ દંડકમાં એક પંચેન્દ્રિયની જાતિ છે

### (૫૩) કાય દ્વાર

કાય એટલે શરીરધારી જીવોનો સમૂહ, તે કાય ૭ પ્રકારની છે (૧) પૃથ્વીકાય, (૨) અપકાય, (૩) તેઉકાય, (૪) વાયુકાય, (૫) વનસ્પતિકાય, (૬) ત્રસકાય છે

પાંચ સ્થાવરના દંડકમાં પોતપોતાની કાય જાણવી. શેષ ૧૯ દંડકમાં એક ત્રસ કાય છે જીવાભિગમજી સિદ્ધાંતમા તેઉકાય તથા વાયુકાયને ત્રસ કહેલા છે તે ગતિ ત્રસ જાણવા પણ તેને ત્રસ નામકર્મનો ઉદય નથી પણ સ્થાવર નામકર્મનો ઉદય છે પ્રદેશોનો સમુહ તે પણ કાય કહેવાય તે અત્રે લીધેલ નથી.

### (૫૪) ગર્ભજ અગર્ભજ દ્વાર

ગર્ભજ – એટલે માતાના ઉદરથી યોનિદ્વારા જન્મે તેને ગર્ભજ કહે છે અગર્ભજ – ગર્ભજ સિવાયના બાકી બધાએ જીવો અગર્ભજ કહેવાય છે મનુષ્યના તથા તિર્યંચ પંચેન્દ્રિયના એ બે દંડકમાં ગર્ભજ તથા અગર્ભજ એ બન્ને છે અને શેષ ૨૨ દંડકના જીવો અગર્ભજ છે

### (૫૫) સિજ્ઝણા દ્વાર )

પહેલી ત્રણ નરકના નીકળ્યા દરેક નરકના જઘન્ય એક અને ઉત્કૃષ્ટ દસ એક સમયે સિઝે. ચોથી નરકના નીકળ્યા એક સમયે ઉત્કૃષ્ટ ચાર સિઝે. શેષ ત્રણ નરકના નીકળ્યા સિઝે નહીં.

દસ ભવનપતિ, ગર્ભજ તિર્યંચ પંચેન્દ્રિય તથા મનુષ્ય, વાણવ્યંતર, જ્યોતિષિ એ ૧૪ દંડકના નીકળ્યા એક સમયે ઉત્કૃષ્ટ દસ સિઝે. ભવનપતિની દેવી તથા વ્યંતરની દેવીના નીકળ્યા એક સમયે ઉત્કૃષ્ટ પાંચ પાંચ સિઝે. તિર્યંચણીના નીકળ્યા એક સમયે

દસ સિઝે મનુષ્યાણી તથા જ્યોતિષિની દેવીના નીકળ્યા એક સમયે વીસ વીસ સિઝે. વૈમાનીકના દંડકના નીકળ્યા એક સમયે એકસો ને આઠ સિઝે તેની દેવીના નીકળ્યા એક સમયે વીસ સિઝે.

પૃથ્વી, પાણીના નીકળ્યા એક સમયે ચાર ચાર સિઝે વનસ્પતિના દંડકના નીકળ્યા એક સમયે છ સિઝે તેઉ, વાયુના નીકળ્યા મનુષ્ય ન થાય અને ત્રણ વિગલેદ્રિયના નીકળ્યા એક પણ સિઝે નહીં

અત્ર પ્રસંગ વસાત્ બીજા પણ કેટલાક બોલ સિઝણાના કહે છે, સ્વલિંગે ૧૦૮ સિઝે, અન્યલિંગે ૧૦ સિઝે ગૃહસ્થલિંગે ૪ સિઝે સ્રીલિંગે ૨૦ સિઝે પુરુષલિંગે ૧૦૮ સિઝે. નપુંસકલિંગે ૧૦ સિઝે. ઉર્દ્ધ્વલોકે ૪ સિઝે. અધોલોકે ૨૦ સિઝે. ત્રિછેલોકે ૧૦૮ સિઝે. ઉત્કૃષ્ટિ અવગાહનાવાળા ૨ સિઝે જઘન્ય અવગાહનાવાળા ૪ સિઝે. મધ્યમ અવગાહનાવાળા ૧૦૮ સિઝે સમુદ્રમા ૨ સિઝે નદી પ્રમુખ શેષ જળમા ૩ સિઝે તીર્થમા ૧૦૮ સિઝે અતીર્થમા ૧૦ સિઝે, તીર્થંકર ૨૦ સિઝે અતીર્થંકર ૧૦૮ સિઝે સ્વયબુદ્ધ ૪ સિઝે, પ્રત્યેક બુદ્ધ ૧૦ સિઝે બુદ્ધબોહિ ૧૦૮ સિઝે. એક સિદ્ધા તે એક સમયે ૧ સિઝે અનેક સિદ્ધા તે એક સમયે ઉ૦ ૧૦૮ સિઝે

વિજય વિજય પ્રતે એક સમયે વીસ વીસ સિઝે ભદ્રશાલવન, નંદનવન, સોમનસવન એ ત્રણમાં ચાર ચાર સિઝે પંડગવનમા ૨ સિઝે અકર્મભૂમિમા ૧૦ સિઝે કર્મભૂમિમા ૧૦૮ સિઝે. પહેલે બીજે પાચમે છઠે એ ૪ આરે દસ દસ સિઝે ત્રીજે ચોથે એ બે આરે ૧૦૮ સિઝે અવસપિણી ઉત્સર્પિણી એ બેમા ૧૦૮ સિઝે. નોઉત્સર્પિણી નોઅવસર્પિણીમા ૧૦૮ સિઝે અંતર રહિત, આઠ સમય સુધી સિદ્ધ થાય તો— પહેલા સમયે ૧૦૮, બીજા સમયે ૧૦૨, ત્રીજા સમયે ૯૬, ચોથા સમયે ૮૪, પાચમા સમયે ૭૨, છઠ્ઠા સમયે ૬૦, સાતમા સમયે ૪૮, આઠમા સમયે ૩૨ એમ ઉત્કૃષ્ટ પદે સિદ્ધ થાય પછી જરૂર અંતર પડે.

## (૫૬) પદવી દ્વાર

(૧) પદવી ત્રેવીસ છે તેના નામ (૧) તીર્થંકરની પદવી (૨) ચક્રવર્તિની (૩) વાસુદેવની (૪) બલદેવની, (૫) કેવલીની, (૬) સાધુની, (૭) શ્રાવકની, (૮) સમ્યક દૃષ્ટિની (૯) માંડલિકની. એ નવ મોટી પદવી તથા ચૌદ રત્ન ચક્રવર્તિના મેલવતા ત્રેવીસ પદવી થાય. તે ચૌદ રત્નના નામ (૧) સેનાપતિ રત્ન (૨) ગાથાપતિ રત્ન, (૩) વાર્ધિક રત્ન, (૪) પુરોહિત રત્ન, (૫) સ્ત્રી રત્ન, (૬) હસ્તિ રત્ન, (૭) અશ્વ રત્ન એ સાત પંચેન્દ્રિય રત્ન છે તથા (૧) ચક્ર રત્ન, (૨) ખડ્ગ રત્ન, (૩) છત્ર રત્ન, (૪) ચર્મ રત્ન, (૫) દંડ રત્ન, (૬) મણિ રત્ન, (૭) કાગણિ રત્ન, એ સાત એકેન્દ્રિય રત્ન જાણવા. એમ નવ મોટી પદવી સાત પંચેન્દ્રિય રત્ન અને સાત એકેન્દ્રિય રત્ન થઇને ત્રેવીસ થાય.

(૨) કાર્ય – ચૌદ રત્નમા સેનાપતિ દેશસાધે, ગાથાપતિ ધાન્ય રસવતી નીપજાવે. વાર્ધિક આવાસ ઘર નીપજાવે. પુરોહિત ઘાવ સાજા કરે, શાંતિ કર્મ કરે અને વિઘ્ન ટાલે. સ્ત્રી રત્ન ભોગ સાધન આવે. અશ્વ તથા હસ્તિ સ્વારી કરવાને કામ આવે ચક્ર રત્ન ૬ ખંડ સાધતા માર્ગ બતાવે. ખડ્ગ રત્ન વૈરીનું મસ્તક છેદે છત્ર રત્ન જરૂર પડે ત્યારે ચક્રવર્તિના હસ્ત સ્પર્શે એટલે બાર જોજન સુધી વીસ્તરે અને બાર જોજન સુધી છાયા કરે. ચર્મ રત્ન તે કાર્ય ઉપને છતે ચક્રવર્તિના સ્પર્શે બાર જોજન વિસ્તરે ને તેમા પ્રભાતકાલે બીજ વાવે તે સંધ્યાકાલે ઉપભોગમા આવે અને શાલિ પ્રમુખને ઉત્પન્ન કરે.

દંડ રત્ન તે વાંકી ભૂમિ સમી કરે, કામ પડયે હજાર જોજન ધરતી વીદારે અને તિમિસ્રાદિક ગુફાના બાર ઉઘાડે મણિરત્ન હસ્તિ રત્નના કપાલપર બાંધવાથી પ્રકાશ આપે અને બાર જોજન સુધી ઉદ્યોત કરે અને કાગણિ રત્ન વૈતાઢય પર્વતની ગુફામા યોજન યોજનને આંતરે વર્તુલાકારે ઘસવાથી સૂર્યમંડલ પ્રમાન પ્રકાશ આપે.

(૩) ઉત્પતિ સ્થાન– ચક્ર રત્ન ખડગ્ રત્ન છત્ર રત્ન અને દંડ રત્ન એ ચાર રત્નો ચક્રવર્તિની આયુધશાળામા ઉપજે ચર્મ રત્ન, મણિ રત્ન, અને કાંગણિ રત્ન એ ત્રણ રત્નો લક્ષ્મીના ભંડારમા ઉપજે સેનાપતિ, ગાથાપતિ, વાર્દ્ધિક અને પુરોહિત એ ચાર રત્નો ચક્રવર્તિના પોતાના નગરમા ઉપજે સ્ત્રી રત્ન વૈતાઢય પર્વતે વિદ્યાધરના નગરમા ઉપજે અશ્વ તથા ગજ રત્ન વૈતાઢય પર્વતના મૂળમા ઉપજે

(૪) માન પ્રમાણ – ચક્ર, છત્ર અને દંડ એ ત્રણ રત્ન એક ધનુષ્ય એટલે ચાર હાથ પ્રમાણના હોય ચર્મ રત્ન બે હાથ પ્રમાણું હોય ખડગ્ રત્ન ૫૦ આંગુલ લાંબુ ૧૬ આગુલ પહોળુ, અર્ધ આગુલ જાડું હોય મણિ રત્ન ચાર આંગલ લાબુ ને બે આગલ પહોળુ હોય કાગણિ રત્ન સુવર્ણમય ચાર ચાર આગુલ લાબુ પહોળુ અને ઉચુ હોય સેનાપતિ ગાથાપતિ વાર્ધિક અને પુરોહિત એ ચારની ઉચાઇ અવગાહના ચક્રવર્તિ પ્રમાણે જાણવી સ્ત્રી રત્ન ચક્રવર્તિથી ચાર આગુલ નીચી હોય. અશ્વરત્ન કાનના મૂળથી તે પુછના મૂળ સુધી એકસોને આઠ આગુલ લાબો અને એસી આગુલ ઉચો હોય અને ગજરત્ન ચક્રવર્તિથી બમણો ઉચો હોય છે સર્વે રત્નનુ માપ ચક્રવર્તિના આત્મ આગુલ પ્રમાણુ જાણવુ

(૫) આગતિ – (૨૩ પદવીમા આગતિ) પ્રથમ નરકના નીકલ્યા ૧૬ પદવી પામે તે ૨૩માથી ૭ એકેન્દ્રિય રત્નની વર્જવી બીજી નરકના નીકલ્યા ૧૫ પદવી પામે તે ઉપર કહેલી ૧૬માંથી ચક્રવર્તિની પદવી વરજવી ત્રીજી નરકના નીકલ્યા ૧૩ પદવી પામે તે પૂર્વે કહેલી ૧૫માથી વાસુદેવ તથા બલદેવ એ બે વર્જવી ચોથી નરકના નીકલ્યા ૧૨ પદવી પમે તે ઉપરોકત ૧૩માથી તીર્થંકરની પદવી વર્જવી પાચમી નરકના નીકલ્યા ૧૧ પદવી પામે તે ઉપરોકત ૧૨માથી કેવળીની પદવી વર્જવી. છઠી નરકના નીકલ્યા ૧૦ પદવી પામે તે ઉપરોકત ૧૧માથી સાધુની પદવી વર્જવી.

સાતમી નરકના નીકળ્યા ત્રણ પદવી પામે તે (૧) સમકિત દષ્ટિની, (૨) અશ્વની, (૩) ગજની એ ત્રણ પામે.

દશ ભવનપતિ, વાણવ્યંતર અને જ્યોતિષિ એ ૧૨ દંડકના નીકળ્યા ૨૧ પદવી પામે તે ૨૩માંથી તીર્થંકર અને વાસુદેવની એ બે વર્જવી. પૃથ્વી, અપ, વનસ્પતિ તથા ગર્ભજ મનુષ્ય અને ગર્ભજ તિર્યંચ નીકળ્યા ૧૯ પદવી પામે તે ૨૩માંથી ૧ તીર્થંકર ચક્રવર્તિ ૨ વાસુદેવ ૩ બળદેવ ૪ એ ૪ વર્જવી ત્રણ વિકલેન્દ્રિય તથા સમુચ્છિંમ મનુષ્ય અને તિર્યંચ પંચેન્દ્રિયના નીકળ્યા ૧૮ પદવી પામે તે ઉપરોક્ત ૧૯માંથી કેવળીની વર્જવી. તેઉ, વાયુના નીકળ્યા ૯ પદવી પામે તે સાત એકેન્દ્રિયની અને એક અશ્વની, એક ગજની એમ નવ પામે.

૫૬ર પરમાધામી અને પહેલા કિલ્વિષિના નીકળ્યા વિકલે ન્દ્રિયવત્ ૧૮ પદવી પામે. બીજા ત્રીજા કિલ્વિષિના નીકળ્યા ઉપર કહેલ ૧૮ પદવીમાંથી સાત એકેન્દ્રિયની વર્જવી શેષ ૧૧ પદવી પામે. વૈમાનીકના દંડકના નીકળ્યા ૨૩ પદવી પામે તેનું વિવરણ પહેલા બીજા દેવલોકના નીકળ્યા ૨૩ પદવી પામે. ત્રીજા દેવલોકથી તે આઠમા દેવલોક સુધીના અને નવલોકાંતિકના નીકળ્યા ૧૬ પદવી પામે તે ૨૩માંથી ૭ એકેન્દ્રિયની વર્જવી. નવમા દેવલોકથી તે નવમા ગ્રૈવેયક સુધીના નીકળ્યા ૧૪ પદવી પામે તે ઉપરોક્ત ૧૬માંથી અશ્વ અને ગજની એ બે વર્જવી. પાંચ અનુત્તર વિમાનના નીકળ્યા ૮ પદવી પામે તે નવ મોટી પદવીમાંથી એક વાસુદેવની વર્જીને શેષ ૮ પદવી લેવી.

(૬) એકી સાથે કેટલી પદવી હોય— તીર્થંકર અને ચક્રવર્તિને વિષે કોઇ જીવોને (૧) તીર્થંકરની, (૨) ચક્રવર્તિની, (૩) મંડલિકની (૪) સમકિતીની, (૫) સાધુની, (૬) કેવળીની એમ છ પદવીઓ લાભે. વાસુદેવને વિષે (૧) વાસુદેવની, (૨) મંડલિકની, (૩) સમકિતિની એમ ત્રણ પદવીઓ લાભે બળદેવમાં (૧) બળદેવની, (૨) માંડલિકની, (૩) સમકિતિની, (૪) સાધુની, (૫) કેવળીની એ પાંચ પદવી લાભે.

મનુષ્યમા પુરુષ લિંગે ૧૩ પદવી લાભે તે નવ મોટી પદવી અને (૧) સેનાપતિ, (૨) ગાથાપતિ, (૩) વાદ્ધિંક, (૪) પુરોહિત એ ૪ રત્નો ભેલવતાં ૧૩ પદવી લાભે. મનુષ્યમા સ્રીલીંગે પાંચ પદવી લાભે તે (૧) સમકિતીની, (૨) શ્રાવીકાની, (૩) સાધ્વીની, (૪) કેવળીની, (૫) સ્રી રત્નની એ પાચ લાભે

(૭) કયા દ ડકમાં ૨૩માંથી કેટલી પદવી :– નારકીનો ૧, દેવતાના ૧૩, અને ત્રણ વિગલેન્દ્રિય એ ૧૭ દ ડકમાં તથા સમુર્ચ્છિમ-તિર્યંચ પચેંદ્રિય એટલામાં એક સમકિત દૃષ્ટિની પદવી લાભે. પૃથ્વીકાયના દ ડકમાં ૭ પદવી લાભે તે સાત એકેન્દ્રિય રત્ન લેવા તિર્યંચ પંચેન્દ્રિયના દંડકમાં ચાર પદવી લાભે ને (૧) સમકિતીની, (૨) શ્રાવકની, (૩) અશ્વની, (૪) ગજની એ ૪ લાભે મનુષ્યના દંડકમા ૧૪ પદવી લાભે તે ૨૩માની ૭ એકેન્દ્રિય રત્ન અને (૧) અશ્વ (૨) ગજની એ નવ વર્જ્યવી શેષ ૧૪ લાભે પૃથ્વી વર્જિને શેષ ચાર સ્થાવરના દ ડકમાં એકે પદવી લાભે નહીં

(૮) ૨૩ પદવીવાળાની ગતિ – નરકના દ ડકમા ૧૧ પદવી વાળા જાય તે ૭ પચેન્દ્રિય રત્ન, (૧) ચક્રવર્તી, (૨) વાસુદેવ, (૩) મંડલીક, (૪) સમકિતી એમ ૧૧ વાળા જાય દસ ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી એ ૧૨ દ ડકમા ૧૦ પદવીવાળા જાય તે સાત પચેન્દ્રિય રત્નમાથી સ્રી રત્ન વર્જિ શેષ ૬ લેવા, (૭) મ ડલીક, (૮) સમકિતી, (૯) શ્રાવક, (૧૦) સાધુ એ ૧૦ વાળા જાય

વૈમાનિકના દ ડકમા ૧૧ પદવીવાળા જાય તે બળદેવની પદવી વધી પાંચ સ્થાવરમા ૧૪ પદવીવાળા જાય તે ૭ એકેન્દ્રિય રત્ન અને ૭ પચે દ્રિય રત્નમાથી સ્રી રત્ન વર્જિ શેષ ૬ લેવા અને મ ડલીક એ ૧૪ વાળા જાય. ત્રણ વિગલે દ્રિયમા ૧૫ પદવીવાળા જાય તે ૭ એકે દ્રિયની, પચે દ્રિયની સ્રી વર્જિને ૬, એક મ ડલીકની, અને એક સમકિતીની એમ કુલ ૧૫ પદવીવાળા જાય. તિર્યંચ પંચે દ્રિય તથા મનુષ્યમા વિગલેન્દ્રિયવત્ ૧૫ પદવીવાળા જાય

## ૫૭ સમુદ્દઘાત દ્વાર

(૧) વ્યાખ્યા – (સમુદ્દઘાત=**सम एकीभाव उत् प्रबलता घात–क्षय**) જેમ સમ્ એટલે એકી ભાવથી, ઉદ્ એટલે પ્રબલ પણાથી, ઉદીરણા કરીને, ઉદયાવલિકામા નાખીને શીઘ્ર ભોગવીને, ઘાત એટલે ઘણા કર્મોનો ક્ષય કરે તે

(૨) નામ – સમુદ્દઘાતના સાત પ્રકાર–(૧) વેદના સમુદ્દઘાત, (૨) કષાય સમુદ્દઘાત, (૩) મરણ સમુદ્દઘાત, (૪) વૈક્રિય સમુદ્દઘાત, (૫) તૈજસ સમુદ્દઘાત, (૬) આહારક સમુદ્દઘાત, (૭) કેવલી સમુદ્દઘાત

(૩) ભાવાર્થ – **વેદના સમુદ્દઘાત** – એટલે અત્યંત વેદના ઉત્પન્ન થવાથી તેની અંદર આત્માનું તન્મયપણું 'થઈ જેવું' અને તેમા ઘણાજ કર્મનો ક્ષય થવો તેનું નામ વેદના સમુદ્દઘાત. જ્યારે જીવને અત્યંત વેદના થાય છે ત્યારે પોતાના આત્મ પ્રદેશો બહાર નીકળે તે નીકળેલા આત્મ પ્રદેશથી પોલાણનો ભાગ પૂરી દે અને લાંબાકાળે ભોગવવા લાયક કર્મને ઉદીરણા કરી ખેંચી, વર્તમાન કાળે ભોગવી લે. જો કે તે વખતે તેટલા કર્મોનો ક્ષય થાય પણ દુ:ખ ઉપર દ્વેષ અથવા હાય વોય થવાથી ફરી અશાતા વેદનીય કર્મદળ ઘણાજ બધાય છે

અશાતા વેદનીયનો જ સમુદ્દઘાત થાય. પણ શાતાવેદનીયનો સમુદ્દઘાત ન થાય કારણ કે જેની શાંતિ ન થાય તેને માટે સમુદ્દઘાત હોય પણ શાંતિ થાય તેને માટે સમુદ્દઘાત ન હોય. વેદના સમુદ્દઘાતનો કાળ અંતર્મુહૂર્તનો છે.

**કષાય સમુદ્દઘાત** – એટલે જ્યારે જીવને તીવ્રકષાય થાય ત્યારે કષાયની પ્રબળતાથી એકીભાવ તન્મયતાના યોગે પોતાના આત્મપ્રદેશો બહાર નીકળે છે નીકળેલા જીવ પ્રદેશથી પોલાણનો ભાગ પૂરી દે છે અને લાંબા કાળે ભોગવવા લાયક કષાયને ઉદીરણા

કરી, ખેંચી વર્તમાન કાળે ભોગવી લે છે તેથી તે કર્મોનો તો ક્ષય થાય પણ અશુભ પરિણામ વડે બીજા નવા કર્મ ઘણા બંધાય છે તે કષાય સમુદ્ઘાતનો કાળ અંતર્મુહૂર્તનો છે, ને પછીથી આત્મપ્રદેશો શાંત થઇ જાય છે

૩. **મરણ સમુદ્ઘાત** – એટલે જ્યારે જીવને અંતર્મુહૂર્ત આયુષ્ય બાકી હોય ત્યારે આત્માના પ્રદેશોને જે ગતિમાં જવાનું હોય ત્યાસુધી લંબાવે છે અને અંતર્મુહૂર્તનું આયુષ્ય ભોગવી લે છે આ વખતે તે ભવ સંબંધીના બાકી રહેલા કર્મનો ક્ષય કરે છે, પણ તે સમુદ્ઘાતથી નવા કર્મો આયુષ્યના બંધાતા નથી મરણ સમુદ્ઘાત અસમાધીવાળો જીવ કરે છે

૪. **વૈક્રિય સમુદ્ઘાત** :– વૈક્રિય લબ્ધિવાળો જીવ વૈક્રિય શરીર નામકર્મ યુકત હોય તે સમુદ્ઘાત કરવા માટે પોતાના આત્મપ્રદેશોને, સ્વ શરીરથી બહાર કાઢી, શરીર પ્રમાણે જાડો અને સંખ્યાત જોજન પ્રમાણે લાંબો દંડ રચીને, પૂર્વ ઉપાર્જિત વૈક્રિય નામકર્મના ઘણા પરમાણુઓને ઉદેરી, તેમને નિર્જરવા પૂર્વક વૈક્રિય શરીર પ્રાયોગ્ય પુદ્ગળોને ગ્રહણ કરી, જેવા બનાવવા હોય તેવાં વૈક્રિય શરીર કરે તે વૈક્રિય સમુદ્ઘાત કહેવાય

૫ **તૈજસ સમુદ્ઘાત** – જ્યારે જીવને તૈજસ સમુદ્ઘાત કરવી હોય ત્યારે તૈજસ નામકર્મ વડે, જેના ઉપર તેજોલેશ્યા મૂકવી હોય ત્યાસુધી આત્મપ્રદેશો લંબાવે અને તૈજસ પુદ્ગળો ગ્રહણ કરી તેના ઉપર મૂકે અને તે લેશ્યા જો શીતલ હોય તો તેને શાંત કરે ને ઉષ્ણ લેશ્યા હોય તો બાળી નાખે છે તૈજસ સમુદ્ઘાતનો કાળ અંતર્મુહૂર્તનો છે

૬. **આહારક સમુદ્ઘાત**–કોઇ લબ્ધિવંત ચૌદપૂર્વધારી પોતાના આત્મપ્રદેશોને શરીર બહાર કાઢી, દંડરચી, પૂર્વબદ્ધ આહારક શરીર નામ કર્મના ઘણા પુદ્ગળોને ઉદીરણાથી ઉદયાવલિમાં નાખી,

હાથમાં લાવી નિર્જરવા પૂર્વક આહારક શરીર યોગ્ય પુદ્ગલો લઈને મુંઢા હાથ પ્રમાણ શરીર કરે અને મહાવિદેહ ક્ષેત્રને વિષે તીર્થંકરની ઋદ્ધિ જોવા અથવા કોઈ સૂક્ષ્મ શંકાનું સમાધાન કરવા મોકલે. તે આહારક શરીર ત્યાં જઈ અંતર્મુહૂર્તમાં પાછુ આવી વિસરાળ થઈ જાય છે એક જીવ એક ભવ આશ્રી આહારક સમુદ્ઘાત જઘન્ય એક વખત અને ઉત્કૃષ્ટ બે વખત કરે અને સર્વ ભવ આશ્રી ચાર વખત કરે, પછી અવશ્ય તે જ ભવે મોક્ષ જાય.

૭ **કેવળી સમુદ્ઘાત** એટલે જ્યારે કેવળી ભગવાનને સમુદ્ઘાત થવાની હોય ત્યારે તેમના આત્મપ્રદેશો બહાર નીકળીને ચૌદ રાજલોક પ્રમાણ દંડ કરે. બીજે સમયે તે પ્રદેશો ઉત્તર દક્ષિણ ફેલાય. ત્રીજે સમયે પૂર્વ પશ્ચિમ ફેલાય. ચોથે સમયે આંતરાપુરે અને પાચમે સમયે તે આંતરા સહરે, છઠે સમયે ઉત્તર દક્ષિણના આત્મ પ્રદેશો સહરે. સાતમે સમયે પૂર્વ પશ્ચિમના આત્મ પ્રદેશ સહરે અને આઠમે સમયે દંડ સહરે છે, કેવલી સમુદ્ઘાત વડે ઘણાં કર્મનો ક્ષય કરે અને વેદનીય કર્મ અને આયુષ્ય કર્મની સ્થિતિ સરખી કરે.

નારકી અને વાયુકાયના દંડકે વેદની, કષાય, મરણ અને વૈક્રિય એ ચાર સમુદ્ઘાત હોય છે પૃથ્વી, અપ, તેઉ, વનસ્પતિ અને ત્રણ વિકલેંદ્રિય એ સાત દંડકે વેદના, કષાય અને મરણ એ ત્રણ સમુદ્ઘાત છે દેવતાના તેર દંડક અને તિર્યંચપંચેંદ્રિયનો એક એ ૧૪ દંડકમા વેદના, કષાય, મરણ, વૈક્રિય અને તૈજસ એ પાચ સમુદ્ઘાત છે અને મનુષ્યના દંડકે સાતે સમુદ્ઘાત છે સમુર્છિમ તિર્યંચ પંચેંદ્રિય, સમુર્છિમ મનુષ્ય, યુગલિયા નવગ્રૈવેયક અને પંચ અનુત્તર વિમાન એટલામા વેદના કષાય અને મરણ એ ત્રણ સમુદ્ઘાત હોય છે

(૪) **છદ્મસ્થ સમુદ્ઘાત**—સાત સમુદ્ઘાતમાથી પ્રથમની છ

સમુદ્દઘાત છદ્મસ્થને છે, મનુષ્યના દંડકમાં છએ સમુદ્દઘાત છે અને બાકીના દંડકોમા સમુચ્ચય સમુદ્દઘાતમા કહેલ છે તે પ્રમાણે તેટલી સમુદ્દઘાત લેવી

(૫) **કેવળી સમુદ્દઘાત** સાત સમુદ્દઘાતમાંથી એક સાતમી કેવળ-સમુદ્દઘાત એ કેવળી સમુદ્દઘાતના નામથી ઓળખાય છે. કેવળી સમુદ્દઘાત મનુષ્યના દંડકમાં છે શેષ ત્રેવીસ દંડકમાં નથી જે જીવને આયુષ્યકર્મ અલ્પ રહેલ હોય અને વેદની નામ-તથા ગોત્ર કર્મ ઘણાં હોય તો આયુષ્ય કર્મની સ્થિતિ જેટલી વેદની યાદિ ત્રણ કર્મની સ્થિતિ સમાન કરવા માટે કેવળી સમુદ્દઘાત કરે. તે કેવળી સમુદ્દઘાતનો કાળ આઠ સમય પ્રમાણે છે

કેવળી સમુદ્દઘાતવાળા ત્રીજે ચોથે ને પાચમે એ ત્રણ સમયે અણાહારક હોય અને એ જ ત્રણ સમયે કેવલીને એક કાર્મણ કાય યોગ હોય છે. (૨, ૬, ૭ મે સમયે ઔદારિક મિશ્ર અને ૧, ૮ મે સમયે ઔદારીક ) યોગ હોય છે. વેદની (વગેરે ત્રણ) કર્મ ખપાવવા નિમિત્તે કેવળી સમુદ્દઘાત કરે છે

## (૫૮) સંઘયણ દ્વાર.

(૧) વ્યાખ્યા – હાડકાના સમુહની સંધીનુ બંધારણ તે સંઘયણ **संहनन** અર્થાત્ શરીરના હાડનો દ્રઢ **द्रढतर** (દ્રઢતમ) કે શિથિલ બંધ તેને સંઘયણ કહે છે (૨) નામ – તે સંઘયણ છ છે ૧. વજ્રઋષભનારાચ, ૨ ઋષભનારાચ, ૩ નારાચ, ૪ અર્ધનારાચ, ૫. કીલિકા, ૬ સેવાર્ત્ત (૩) ભાવાર્થ – (૧) વજ્રઋષભનારાચ સંઘયણ એટલે વજ્ર=ખીલી,* ઋષભ=પાટો અને નારાચ એટલે મર્કટ બંધ (વાદરીને તેનુ બચ્ચુ બે હાથે આકડા ભીડાવે છે તેમ સાધાના હાડના માહોમાહે આકડે આકડા જોડેલા હોય તેને મર્કટ બંધ કહે છે) એટલે હાડ ને બે પાસે મર્કટ બંધ તેના ઉપર બીજુ પાટાની પેઠે ફરતું હાડકુ અને તેના ઉપર ત્રણે હાડને આરપાર

ખીલી રૂપ હાડકુ, એવો અતિ દૃઢ હાડ સધીબધ તે વજ્રઋષભ નારાચ સઘયણ કહેવાય છે

વજ્રઋષભનારાચ સઘયણવાળો કદી ઊંચેથી પથ્થર ઉપર પડે તો તે પથ્થરના ચૂરેચૂરા થઈ જાય પણ તેની હાડસધી તુટે કે વછુટે નહિ એ પ્રથમ સઘયણનો ધણી અતિ ઉત્કૃષ્ટ વિશુદ્ધ અધ્યવસાયે થઇતી પદવીના દેવતામા ઉપજે અને કોઇક કર્મ ખપાવી કેવળ જ્ઞાન પામી મોક્ષે પણ જાય. અત્યત દઢતમ સધી બધરૂપ પહેલા સઘયણ વિના બીજા સઘયણનો ધણી મોક્ષ સાધી શકે નહિ, અતિ અશુભ અધ્યવસાયથી સાતમી નરકે પણ પ્રથમ સઘયણ વાળો જાય છે

૨ ઋષભનારાચ સઘયણ એટલે બે પાસે મર્કટ બધ અને ઉપર પાટો હોય તે ઋષભનારાચ સઘયણ કહેવાય. એ ઋષભ નારાચ સઘયણનો ધણી અતિ ઉત્કૃષ્ટ વિશુદ્ધ અધ્યવસાયે નવ ગ્રૈવેયક સુધી અને અતિ સક્લિષ્ટ અધ્યવસાયે છઠ્ઠી નરક સુધી જાય છે

૩. નારાચ સઘયણ એટલે બે પાસે મર્કટ બધ હોય પણ ઉપર પાટો કે ખીલી ન હોય તે નારાચ સઘયણ કહેવાય. એ સઘયણનો ધણી અતિ ઉત્કૃષ્ટ વિશુદ્ધ અધ્યવસાયે બારમા દેવલોક સુધી અને અતિ સક્લિષ્ટ અધ્યવસાયે પાચમી નરક સુધી જાય છે.

૪ અર્ધનારાચ સઘયણ એટલે હાડ સધીના એક પાસાએ મર્કટ બધ અને બીજા પાસાએ કીલિકા હોય પણ બન્ને પાસાએ મર્કટ બધ પાટો કે ખીલી ન હોય તે અર્ધનારાચ સઘયણ કહેવાય. એ સઘયણનો ધણી અતિ વિશુદ્ધ અધ્યવસાયે ચ્રી આ મા દેવલોક સુધી અને અતિ સક્લિષ્ટ અધ્યવસાયે ચોથી નરક સુધી જાય છે

૫. કીલિકા સઘયણ એટલે હાડ સધીબધ ફક્ત એક ખીલીએ જ હોય પણ મર્કટ બધ કે પાટો ન હોય તે કીલિકા

સઘયણ કહેવાય એ સઘયણનો ધણી અતિ વિશુદ્ધ અધ્યવસાયે કરી છઠ્ઠા દેવલોક સુધી અને અતિ સંક્લિષ્ટ અધ્યવસાયે ત્રીજી નરક સુધી જાય છે

૬ સેવાર્ત્ત – એટલે હાડકાના છેડા એક બીજાની જોડે લાગેલા હોય એટલે અડેલા હોય પણ બીલી પાટો કે મર્કટ બધ ન હોય તે સેવાર્ત્ત સઘયણ કહેવાય એ સઘયણવાળો અતિ વિશુદ્ધ અધ્યવસાએ કરી ઉત્કૃષ્ટ ચોથા દેવલોક સુધી અને અતિ સક્લિષ્ટ અધ્યવસાએ છેવટ બીજી નરક સુધી જાય છે

(૪) દડકમા સઘયણ ગર્ભજ મનુષ્ય તથા ગર્ભજ તિર્યંચના દડકે છ એ સઘયણ હોય પાચ સ્થાવર, ત્રણ વિગલેન્દ્રિય તથા સમુચ્છિમ મનુષ્ય અને સમુર્ચ્છિમ તિર્યંચને એક સેવાર્ત્ત સંઘયણ હોય નારકીનો ૧, દેવતાના ૧૩ એ ૧૪ દડકે એકે સઘયણ નથી

તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ, બલદેવ, તદ્દ્ભવ મોક્ષગામી તથા અનુત્તર, વિમાનગામી મનુષ્ય અને અસખ્યાતા આયુષ્યવાળા મનુષ્ય તથા તિર્યંચોને પહેલુ જ સઘયણ હોય છે જીવાભિગમ સૂત્રમા ઔપચારિક રીતે બતાવ્યુ છે કે સ્થાવરને એક સેવાર્ત્ત સઘયણ છે

## (૫૯) સસ્થાન (સઠાણ) દ્વાર

સઠાણ **સંસ્થાન** એટલે જીવને શુભા શુભ લક્ષણવાળી શરીરની આકૃતિ અથવા આકાર વિશેષ હોય તેને સસ્થાન કહે છે તે સસ્થાન બે પ્રકારે છે એક જીવસબધી ને બીજુ અજીવસબધી **જીવસબધી સસ્થાન** છ પ્રકારના છે તેના નામ–(૧) સમચતુરસ્ર, (૨) ન્યગ્રોધ પરિમડળ, (૩) સાદિ, (૪) વામન, (૫) કુબ્જ અને (૬) હુડક

**અજીવસબધી સસ્થાન** પાચ પ્રકારના છે. તેના નામ

(૧) વર્તુલ, (૨) ત્રસ, (૩) પરિમંડલ ચુડીને આકારે, (૪) પાટલા ગોળ દડાને આકારે. (૫) આયત-લાંબુ

## જીવ સંબંધી સંસ્થાનનું વર્ણન

૧ સમચતુરસ્ત્ર સંસ્થાન એટલે સમચોરસ આકાર જેમકે પર્યંકાસને બેઠા છતા ચારે બાજુએ સરખુ માપ થાય. તે આવી રીતે—જમણા ઢીંચણથી ડાબા ઢીંચણ સુધીની જેટલી લંબાઈ થાય તેટલી જ ડાબા ઢીંચણથી જમણા ખભે અને જમણા ઢીંચણથી ડાબા ખભે તથા પર્યંકાસનના મધ્યભાગથી માથા સુધી એમ ચારે લંબાઈ સરખી થાય. તે સમચતુરસ્ત્ર સંસ્થાન. અથવા પોતાના એકસો આઠ આંગુલ પ્રમાણ દેહ ભરાય એવું સર્વાંગ સુંદર ભલા લક્ષણવાળુ તે સમચતુરસ્ત્ર સંસ્થાન જાણવું

૨ ન્યગ્રોધ પરિમંડળ સંસ્થાન એટલે વડવૃક્ષની પેઠે નાભી ઉપરનો ભાગ સુંદર પ્રમાણોપેત સુલક્ષણવાન અને નાભિની નીચેનો ભાગ અસુંદર અલક્ષણોપેત હોય તે ન્યગ્રોધ પરિમંડળ સંસ્થાન જાણવું

૩ સાદિ સંસ્થાન એટલે આદિનું નાભિ નીચેનું સુલક્ષણ પ્રમાણોપેત અને નાભિના ઉપરનું અસુંદર અલક્ષણોપેત હોય તે સાદિ સંસ્થાન જાણવું

૪ વામન સંસ્થાન તે ઠીંગણુ સંસ્થાન તેમા હાથ પગ નાના હોય છાતી પેટ પૂરા હોય તેથી ઠીંગણું દેખાય. ૫. કુબ્જ સંસ્થાન એટલે કુબડું તેમાં છાતી પેટહિન અને અવ્યવસ્થિત હોય તેથી કદરૂપુ દેખાય હાથ, પગ, શિર, ઠીક ઠીક હોય તે કુબ્જ સંસ્થાન જાણવું

૬ હુંડક સંસ્થાન એટલે સર્વ અંગોપાંગ પ્રમાણ વગરના, કુલક્ષણ હિનાધિક, અશોભનિક હોય તે હુંડક સંસ્થાન જાણવું

નારકીનો ૧, પાંચ સ્થાવરના ૫, ત્રણ વિગલેન્દ્રિયના ૩, સમુર્છિમ તિર્યંચપચેન્દ્રિય તથા સમુર્છિમ મનુષ્ય એટલાને એક હુંડક સંસ્થાન છે.

દેવતાના ૧૩ દંડકમા એક સમચતુરસ્ર સસ્થાન છે. ગર્ભજ તિર્યંચ પચેન્દ્રિય અને ગર્ભજ મનુષ્યના દડકે છએ સંસ્થાન છે. ઉપર કહ્યા પ્રમાણે પાંચ સ્થાવરના દડકે હુડક સંસ્થાન છે. તે પાચેના સસ્થાન જુદા જુદા કહે છે પૃથ્વીનુ સસ્થાન મસુરની દાળ તથા ચદ્રમાને આકારે છે પાણીનુ સસ્થાન પાણીના પરપોટાને આકારે છે. તેઉનુ સસ્થાન સોયના ભારાની અણિયોને આકારે છે વાયુનુ સસ્થાન ધજા પતાકાને આકારે છે વનસ્પતિનુ સસ્થાન નાના પ્રકારનુ છે

વાયુકાય વૈક્રિય શરીર કરે તો પણ ધજાપતાકાના જેવા સસ્થાન કરે, ગર્ભજ તિર્યંચપચેન્દ્રિય અને મનુષ્ય તથા બારમા દેવલોક સુધીના દેવો ઉત્તર વૈક્રિય શરીર કરે તો તે ઘણા પ્રકારના આકારે સસ્થાને કરી શકે છે નવગ્રૈવેયક તથા પાચ અનુત્તર વાસી-દેવોને ઉત્તર વૈક્રિય કરવાની શકિત છે પણ તેવા શરીરનુ તેમને પ્રયોજન નહી હોવાથી કદીએ ઉત્તર વૈક્રિય શરીર કરતા નથી નારકી ઉત્તર વૈક્રિય શરીર કરે તો તે પણ શરીર હુડક સસ્થાને જાણવુ તીર્થંકર, ચક્રવર્તિ, વાસુદેવ, બલદેવ અને અસંખ્યાતા આયુષ્યવાળા મનુષ્ય તથા તિર્યંચોને એક પ્રથમ સસ્થાન હોય છે

## (૬૦) પ્રાણ દ્વાર.

પ્રાણ એટલે આત્માનુ જીવન લક્ષણ, આ જીવતો છે એમ પ્રાણુથી જે ઓળખાય છે પ્રાણને ધારણ કરે તે પ્રાણી જીવ કહેવાય છે પ્રાણ બે પ્રકારે છે-(૧) દ્રવ્યપ્રાણ અને (૨) ભાવપ્રાણ શરીર સબધી પાંચ ઇંદ્રિયો, ત્રણ યોગ, શ્વાસોચ્છવાસ અને આયુષરૂપ બાહ્યપ્રાણ તે દ્રવ્યપ્રાણ અને આત્માના જ્ઞાનાદિ ગુણને **ભાવપ્રાણ**

જાણવા, સ્પર્શેન્દ્રિય, રસેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, શ્રોત્રેન્દ્રિય, મનબળ, વચનબળ, કાયબળ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય એ દસ દ્રવ્ય પ્રાણ છે જ્ઞાન દર્શન, સુખ અને વીર્ય એ ચાર ભાવ પ્રાણ છે

પાચ સ્થાવર ને સ્પર્શેન્દ્રિય કાયબળ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય એમ ચાર પ્રાણ હોય છે શખ વિગેરે બે ઇંદ્રિયને ઉપર કહેલા ચાર પ્રાણની સાથે રસેન્દ્રિય અને વચનબળ સહિત છ પ્રાણ હોય છે કીડી, માકડ ચાચડ વિગેરે તેઇંદ્રિય જીવોને ઉપર કહેલા છ પ્રાણોની સાથે ઘ્રાણેન્દ્રિય સહિત સાત પ્રાણ હોય છે માખી ભમરા વિગેરે ચૌરિંદ્રિય જીવોને ઉપર કહેલા સાત પ્રાણોની સાથે ચક્ષુરિંદ્રિય સહિત આઠ પ્રાણ હોય છે

અસજ્ઞી તિર્યંચ પચેન્દ્રિયને ઉપર કહેલા આઠ પ્રાણોની સાથે શ્રોત્રેંદ્રિય સહિત નવ પ્રાણ હોય છે અને સમુર્ચ્છિમ મનુષ્યને વચનબળ નહીં હોવાથી અને શ્વાસોશ્વાસ પર્યાપ્તિ પૂરી ન કરે માટે તેને સાત કે આઠ પ્રાણ હોય છે સજ્ઞીના સોલે દડકમા દસે પ્રાણ છે પ્રાણની સાથે જીવને જે વિયોગ થાય તેનું નામ મરણ કહેવાય છે

## (૬૧) દેવ દ્વાર.

દેવના પાચ પ્રકાર (૧) ભવ્ય દ્રવ્યદેવ, (૨) નરદેવ (૩) ધર્મદેવ, (૪) દેવાધિદેવ (૫) ભાવદેવ ૧ મનુષ્ય અથવા તિર્યંચ પચેન્દ્રિય જીવોમાથી જેને દેવતાના ભવમાં ઉપજવાની યોગ્યતા છે અને તે આવતા ભવે દેવ પણે ઉપજસે એવા જીવો ભવ્ય દ્રવ્યદેવ કહેવાય છે ૨ ચૌદ રત્ન, નવનિધાન જેને હોય તે નરદેવ ૩ સાધુના સત્તાવીસ ગુણ સહિત હોય તે ધર્મ દેવ. ૪ બારગુણ સહિત અઢારદોષ રહિત તથા ચોત્રીસ અતિશય પાત્રીસ વાણીના ગુણ વગેરે અનતગુણ સહિત ધર્મના પ્રવર્ત્તક હોય તે દેવાધિદેવ ૫ ચાર નિકાયના દેવો તે ભાવદેવ. ભવ્ય દ્રવ્ય દેવની સ્થિતિ જઘન્ય

અતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમની કહી છે નરદેવની જઘન્ય સ્થિતિ સાતસો વરસની ઉત્કૃષ્ટી ચોરાસી લાખ પૂર્વની કહી છે ધર્મદેવની જઘન્ય સ્થિતિ અતર્મુહૂર્તની ઉત્કૃષ્ટી દેશે ઉણી પૂર્વક્રોડીની કહી છે. દેવાધિદેવની જઘન્ય બહોતેર વર્ષની ઉત્કૃષ્ટી ચોરાસી લાખ પૂર્વની કહી છે ભાવદેવની જઘન્ય દસ હજાર વર્ષની ઉત્કૃષ્ટી તેત્રીસ સાગરોપમની જાણવી

ભવ્ય દ્રવ્યદેવચ્યવીને દેવતા થાય નરદેવચ્યવીને નરકે જાય અથવા ચારિત્ર ગ્રહણ કરીને ધર્મદેવ થાય તો સ્વર્ગે અથવા મોક્ષે જાય છે ધર્મદેવ કાળ કરીને વૈમાનિક દેવ થાય અથવા મોક્ષમા જાય છે. અને ભાવદેવ ચ્યવીને બાદર પૃથ્વી, પાણી, વનસ્પતિ, મનુષ્ય અને તિર્યંચ પચેદ્રિય એ પાચ દંડકમા જાય છે સર્વથી થોડા નરદેવ હોય તેથી દેવાધિદેવ સખ્યાત ગણા હોય તેથી ધર્મદેવ સખ્યાત ગણા હોય તેથી ભવ્ય દ્રવ્યદેવ અસખ્યાત ગણા હોય તેથી ભાવદેવ અસખ્યાત ગણા જાણવા

ભવ્ય દ્રવ્યદેવને વિષે યુગલીઆ મનુષ્ય તથા યુગલીઆ તિર્યંચ અને સર્વાર્થ સિદ્ધનાદેવ વિના બાકીના સર્વ સ્થાનકેથી જીવો આવી ઉપજે નરદેવને વિષે દેવતાના તેર દડકને પહેલી નરકના નિકળ્યા જીવો આવી ઉપજે ધર્મદેવને વિષે છ.ી ને સાતમી નરક તથા તેઉ, વાયુ અને યુગલીઆ મનુષ્ય તથા યુગ ીઆ તિર્યંચ એટલા વર્જિને બાકીના સર્વ સ્થાનકમાથી નીકળેલા જીવો આવીને ઉપજે દેવાધિદેવમા કિલ્વીષિયા સિવાય વૈમાનિક દેવલોકના દેવો તથા પહેલી ત્રણ નરકમાથી નીકળેલા જીવો આવીને ઉપજે

ભાવદેવને વિષે સજ્ઞી–અસજ્ઞી તિર્યંચ પચેન્દ્રિય અને સજ્ઞી મનુષ્યમાથી નીકળેલા જીવો આવીને ઉપજે, ભવ્ય દ્રવ્યદેવનુ આંતરૂ પડે તો જઘન્ય દસ હજાર વર્ષને અતર્મુહૂર્ત અધિક ઉત્કૃષ્ટ અનંતાકાળનુ આતરૂ પડે નરદેવનુ જઘન્ય એક સાગર ઝઝેરૂ, ઉત્કૃષ્ટ

અર્ધપુદ્ગલ પરાવર્તન દેશે ઉણુ ધર્મદેવનું જ એમજ આંતરૂ છે અર્ધપુદ્ગલ પરાવર્ત્ત દેશે ઉણુ દેવાધિદેવનું આંતરૂ નથી. ભાવદેવનું જઘન્ય અંતર્મુહૂર્તનું ઉત્કૃષ્ટ અનંતાકાળનું આંતરૂ જાણવું

ભવ્ય દ્રવ્યદેવમાં જેને વૈક્રિય લબ્ધિ ઉપજી હોય તેને નરદેવને તો હોય જ, ધર્મદેવમાં જેને હોય તેને, ભાવદેવને તો હોય જ, એ ચાર વૈક્રિયરૂપ કરે તો જઘન્ય ૧-૨-૩ ઉત્કૃષ્ટા સંખ્યાતા કરે. શક્તિતો અસંખ્યાતારૂપ કરવાની છે પણ કરે નહિ. દેવાધિદેવની શક્તિ ઘણી છે પણ કરે નહિ. સંચિઠણા એટલે દેવનો દેવ પણે રહે તો કેટલોકાળ રહે તેને સંચિઠણા કહે છે ભવ્ય દ્રવ્યદેવની સંચિઠણા જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટી ત્રણ પલ્યોપમની નરદેવની જઘન્ય સાતસો વર્ષની ઉત્કૃષ્ટી ચોરાસી લાખ પૂર્વની ધર્મદેવની જઘન્ય એક સમયની ઉત્કૃષ્ટ દેશેઉણી પૂર્વક્રોડીની દેવાધિદેવની જઘન્ય બહોતેર વર્ષની, ઉત્કૃષ્ટી ચોરાસી લાખ પૂર્વની. ભાવદેવની જઘન્ય દસ હજાર વર્ષની ઉત્કૃષ્ટી તેત્રીસ સાગરોપમની.

દેવતાના તેર દંડકમાં એક ભાવદેવ છે તિર્યંચ પંચેન્દ્રિયના દંડકમાં એક ભવ્ય દ્રવ્યદેવ છે મનુષ્યના દંડકમાં ભાવદેવ વર્જીને શેષ ચાર દેવ છે પાંચસ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય અને એક નરકનો એ નવ દંડકમાં એકે દેવ નથી

## (૬૨) ગતિ આગતિ દ્વાર

(૧) દંડકમાંથી ગતિ તે ૫૬૩માંના કેટલા ભેદમાં જાય. નરકના દંડકવાલા ૪૦ ભેદમાં જાય તે ૧૫ કર્મ ભૂમિ અને ૫ સંજ્ઞી તિર્યંચ એ વીસના અપર્યાપ્તા ને પર્યાપ્તા મળી ૪૦ ભેદમાં પહેલીથી છઠ્ઠી નરક સુધીના જાય. સાતમી નરકવાલા પાંચ સંજ્ઞી તિર્યંચના અપર્યાપ્તાને પર્યાપ્તા એ ૧૦ ભેદમાં જાય. દેવતાના ૧૩ દંડકમાંથી બીજા દેવલોક સુધીના દેવ, ૪૬ ભેદમાં જાય તે ૪૦ તો નરકના દંડકના જીવોની ગતિના લેવા. તેમાં બાદર પૃથ્વી, પાણી ને વનસ્પતિ એ

૩ ના અપર્યાપ્તા ને પર્યાપ્તા એ ૬ ભેળવતાં ૪૬ જાણવા. બીજા કિલ્વીષીથી આઠમા દેવલોક સુધીના નરકના દંડકવત્ ૪૦ ભેદમાં જાય નવમાં દેવલોકથી સર્વાર્થ સિદ્ધ સુધીના ૧૫ કર્મભૂમિના અપર્યાપ્તા ને પર્યાપ્તા એ ૩૦ ભેદમા જાય.

પૃથ્વી, પાણી, વનસ્પાત અને ત્રણ વિગલેદ્રિય એ ૬ દંડકવાલા ૧૭૯ ભેદમા જાય તે ૧૦૧ ક્ષેત્રના સમુર્છિમ મનુષ્યના અપર્યાસા, ૪૮ ભેદ તિર્યંચના અને ૧૫ કર્મભૂમિના અપર્યાસા ને પર્યાસા મળી ૩૦ એમ સર્વે ૧૭૯ ભેદ જાણવા તેઉ વાયુ તિર્યંચના ૪૮ ભેદમાં જાય તિર્યંચ પચેદ્રિયના દંડકમાથી સન્ની તિર્યંચ પચેદ્રિય પાંચસો સત્યાવીસ ભેદમાં જાય તે ૫૬૩માથી નવમા દેવલોકથી તે સર્વાર્થસિદ્ધ સુધી ૧૮ જાતના દેવોના અપર્યાસા ને પર્યાસા એ ૩૬ ભેદ વર્જવા

અસંન્ની તિર્યંચ પચેદ્રિય, ત્રણસો પચાણું ભેદમાં જાય તે ૧૫ કર્મભૂમિ, ૫૬ અંતરદ્વીપાના મનુષ્ય, ૧૦ ભવનપતિ, ૧૫ પરમાધામી, ૧૬ વાણુવ્યંતર, ૧૦ જંભકા, અને પહેલી નરક મળી ૧૨૩ના અપર્યાસા ને પર્યાસા મળી ૨૪૬ થયા તેમાં વળી ૪૮ ભેદ તિર્યંચના તથા ૧૦૧ ક્ષેત્રના સમુર્છિમ મનુષ્યના અપર્યાસા ભેળવતાં ત્રણસો પંચાણું જાણવા

મનુષ્યના દંડકમાથી પદર કર્મભૂમીના મનુષ્ય પાંચસો ત્રેસઠ ભેદમા જાય. ૫ દેવકુરૂ ૫ ઉત્તરકુરૂ એ ૧૦ એકસો અઠ્યાવીસ ભેદમા જાય તે ૧૦ ભવનપતિ ૧૫ પરમાધામી ૧૬ વાણવ્યંતર ૧૦ જભકા ૧૦ જ્યોતિષિ પેલુ બીજુ દેવલોક અને પેલાકિલ્વીષિ એ ૬૪ જાતના દેવતાના અપર્યાસા ને પર્યાસા મળી ૧૨૮ ભેદ જાણવા.

૫ હરિવાસ, ૫ રમ્યકવાસ, એ ૧૦ના નીકળ્યા એકસો છવીસ ભેદમાં જાય તે ૧૨૮માંથી પહેલા કિલ્વીષિના બે ભેદ વર્જવા શેષ

૧૨૬ ભેદ જાણવા, ૫ હેમવય ૫ ઐરણ્યવયવાળા ૧૨૪ ભેદમા જાય તે ૧૨૬માથી બીજુ દેવલોક વર્જવું શેષ ૧૨૪ ભેદ જાણવાં.

છપ્પન અંતર દ્વીપાવાળા ૧૦ ભવનપતિ, ૧૫ પરમાધામી, ૧૬ વાણવ્યંતર, ૧૦ જભક, એ ૫૧ જાતના દેવતાના અપર્યાપ્તા ને પર્યાપ્તા મળી ૧૦૨ ભેદમા જાય. સમુર્છિમ મનુષ્ય પૃથ્વીવત્ ૧૭૯ ભેદમા જાય છે

મનુષ્યણી ૫૬૧ ભેદમાં જાય તે ૫૬૩ માથી સાતમી નરકના બે ભેદ વર્જવા. તિર્યંચણી ૫૨૫ ભેદમા જાય તે સન્ની તિર્યંચના ૫૨૭ ભેદમાથી સાતમી નરકના બે ભેદ વર્જવા.

જલચર ૫૨૭ ભેદમાં જાય. ઉરપર ૫૨૩ ભેદમાં જાય તે છઠી તથા સાતમી નરકના ભેદ વર્જવા. સ્થળચર ૫૨૧ ભેદમાં જાય તે ૫૨૩માથી પાચમી નરકના બે ભેદ વર્જવા, ખેચર ૫૧૯ ભેદમા જાય તે ૫૨૧માથી ચોથી નરકના બેબે ભેદ વર્જવા. ભૂજપરિ ૫૧૭ ભેદમા જાય તે ૫૧૯માંથી ત્રીજી નરકના બે ભેદ વર્જવા.

(૨) દંડકમાં ૫૬૩માંથી આગતિ કેટલા ભેદવાળા ક્યા ક્યા દંડકમાં ઉપજે – નરકના દંડકમા સમુચ્ચયે તથા પહેલી નરકમાં પચીસ ભેદવાળા આવે. તે ૧૫ કર્મભૂમિ, ૫ સન્ની તિર્યંચ અને ૫ અસન્ની તિર્યંચ એ ૨૫ ના પર્યાપ્તા બીજી નરકમા ૨૦ ભેદવાળા આવે તે પૂર્વે કહેલા ૨૫માંથી ૫ અસન્નીતિર્યંચના પર્યાપ્તા વર્જ્યા. ત્રીજી નરકે ૧૯ ભેદના આવે તે પૂર્વોક્ત ૨૦માંથી ભૂજપરિ વર્જયા. ચોથી નરકે ૧૮ ભેદના આવે તે પૂર્વોક્ત ૧૯માંથી ખેચર વર્જયા. પાંચમી નરકે ૧૭ ભેદના આવે તે પૂર્વોક્ત ૧૮માથી સ્થળચર વર્જયા. છઠી નરકે ૧૬ ભેદના આવે તે પૂર્વોક્ત ૧૭માંથી ઉરપર વર્જયા. સાતમી નરકે છઠીવત્ ૧૬ ભેદના આવે પણ સ્ત્રી વર્જવી સ્ત્રી છઠી સુધી જાય પણ સાતમીએ ન જાય.

દશ ભવનપતિ અને વાણવ્યંતર એ, ૧૧ દંડકમા એકસો અગીઆર ભેદના આવે તે ૧૦૧ ક્ષેત્રના સન્ની મનુષ્ય, પાંચ સન્ની

તિર્યંચ, પાચ અસન્નીી તિર્યંચ, એમ ૧૧૧ ના પર્યાસા, જ્યોતિષીના એક દડક અને વૈમાનિકના દડકમા ઓઘે તથા પહેલા દેવલોકમાં પચાસ ભેદવાલા આવે તે ૧૫ કર્મભૂમિ, ૩૦ અકર્મભૂમિ ને ૫ સન્નીી તિર્યંચ એમ ૫૦ ના પર્યાસા. બીજા દેવલોકમા ૪૦ ભેદના આવે તે પૂર્વોકત ૫૦માથી ૫ હેમવય, ૫ એરણ્વય એ ૧૦ના પર્યાપ્તા વર્જ્યા.

પહેલા કિલ્વીષિમાં ૩૦ ભેદના આવે તે પૂર્વોકત ૪૦માથી ૫ હરિવાસ, ૫ રમ્યકવાસ એ ૧૦ના પર્યાસા વર્જ્યા ત્રીજા દેવલોકથી આઠમા દેવલોક સુધી છ દેવલોક, નવ લોકાતિક, બે કિલ્વીષિ એટલામાં ૨૦ ભેદના આવે તે પૂર્વોકત ૩૦માંથી ૫ દેવકુરૂ, ૫ ઉત્તર કુરૂ એ ૧૦ ના પર્યાસા વર્જ્યા, નવમા દેવલોકથી તે સર્વાર્થસિદ્ધ સુધીમા ૧૫ ભેદના આવે તે ૧૫ કર્મભૂમિના પર્યાસા લેવા.

" પૃથ્વી, પાણી, વનસ્પતિ એ ૩માં ૨૪૩ ભેદના આવે તે ૧૭૯ જાવાના લેવા ને તેમા ભવનપતિથી માડીને પહેલા કિલ્વીષિ સુધી ૬૪ જાતના દેવતાના પર્યાસા ભેળવતા ૨૪૩ ભેદ જાણુવા. ઉપરતા દેવતા ચ્યવીને બાદરમા જાય, સૂક્ષ્મમા ન જાય, કારણુ કે સૂક્ષ્મનાં અપર્યાસાસા તેજુ લેશ્યા નથી તેઉ, વાયુમા તથા ત્રણ વિગલેંદ્રિયમાં ૧૭૯ ભેદના આવે તે ૧૭૯ ભેદમા જાય તે લેવાં એ **૧૭૯ ની લટ** કહેવાય છે.

તિર્યંચના દડકમા સન્નીી તિર્યંચમા ૨૬૭ ભેદવાલા આવે તે ૯૯ જાતના દેવતામાથી નવમા દેવલોકથી સર્વાર્થસિદ્ધ સુધી ૧૮ વર્જતા શેષ ૮૧ જાતના દેવતા અને ૭ નરક એ ૮૮ ના પર્યાસામા ૧૭૯ની લટ મેળવતા ૨૬૭ ભેદ જાણુવા, અસન્નીી તિર્યંચમા ૧૭૯ની લટવાળા આવે એટલે ૧૭૯ ભેદવાળા આવે

મનુષ્યના દડકમા ૫૬૨ કર્મભૂમિના મનુષ્યમાં ૨૭૬ ભેદના આવે તે ૧૭૯ની લટમાથી તેઉ વાયુના આઠ વર્જવા શેષ ૧૭૧

તેમાં ૯૯ જાતના દેવતા અને પહેલી ૭ નરક એમ ૧૦૫ ના પર્યાપ્તા મેળવતા ૨૭૬ ભેદ જાણવા.

ત્રીસ અકર્મભૂમિમા ૨૦ ભેદના આવે તે ૧૫ કર્મભૂમિ ને ૫ સન્નીતિર્યંચ એ ૨૦ના પર્યાપ્તા લેવા. છપ્પન અંતરદ્વીપમાં ૨૫ ભેદવાળા આવે તે ઉપરના ૨૦ સાથે ૫ અસન્ની તિર્યંચના પર્યાપ્તા ઉમેરતા ૨૫ ભેદ જાણવા. સમુર્છિમ મનુષ્યમાં ૧૭૧ ભેદના આવે તે ૧૭૯ની લટમાથી તેઉ વાયુના આઠ વર્જ્યા

(૩) તીર્થંકર આદિ બોલમા આગતિ અને ગતિ. તીર્થંકર દેવમાં આગત ૩૮ ભેદની તે ૧૨ દેવલોક, ૯ લોકાંતિક, ૯ ગ્રૈવેયક, ૫ અનુત્તરવિમાન ને ૩ નરકપહેલી. એ ૩૮ ના પર્યાપ્તાની. ગત મોક્ષની.

ચક્રવર્તિમા આગત ૮૨ ભેદની. તે ૯૯ જાતના દેવતા માંથી, ૧૫ પરમાધામી, ૩ કિલ્વીષિ એ ૧૮ વર્જ્યા શેષ ૮૧ જાતના દેવતાને પહેલી નરક એ ૮૨ ભેદના પર્યાપ્તાની ગત ૧૪ ભેદની તે ૭ નરકના અપર્યાપ્તા ને પર્યાપ્તા એ ૧૪ ની લેવી. પણ દીક્ષા લીએ તો વૈમાનિકમા કે મોક્ષ જાય. બળદેવમાં આગત ૮૩ ભેદની તે ચક્રવર્તિના ૮૨ પૂર્વે કહ્યા તેને એક બીજી નરક વધી એમ ૮૩ની. ગત ૭૦ ભેદની તે ૧૨ દેવલોક, ૯ લોકાંતિક, ૯ ગ્રૈવેયક ને ૫ અનુત્તરવિમાન એ ૩૫ ના પર્યાપ્તા ને અપર્યાપ્તા એમ ૭૦ની અને મોક્ષ પણ જાય.

વાસુદેવમાં આગત ૩૨ ભેદની તે ૧૨ દેવલોક, ૯ લોકાંતિક ૯ ગ્રૈવેયક એ ૩૦ને પહેલી બે નરક એમ ૩૨ના પર્યાપ્તાની અને ગતિ ૧૪ બોલની તે ૭ નરકના પર્યાપ્તા અપર્યાપ્તા.

કેવળીમાં આગત ૧૦૮ ભેદની તે ૯૯ ભેદ દેવતામાંથી, ૧૫ પરમાધામીને ૩ કિલ્વીષિ એ ૧૮ વર્જ્યા શેષ ૮૧ રહ્યા ને ૧૫

કર્મભૂમિ ૫ સંજ્ઞાતિર્યંચ એમ ૧૦૧ ને ૪ નરક પહેલીને બાદર પૃથ્વી, પાણી, વનસ્પતિ એમ ૧૦૮ના પર્યાપ્તાની **ગત** મોક્ષની.

**સાધુમાં આગત** ૨૭૫ ભેદની તે ૧૭૯ની લટમાંથી તેઉ વાયુના આઠ વર્જતા શેષ ૧૭૧ તેમા ૯૯ જાતના દેવતા અને પહેલી પાંચ નરક ભેળવતાં ૨૭૫ની **ગત** બળદેવની જેમ ૭૦ ભેદની. અને મોક્ષની.

**શ્રાવકમાં આગત** ૨૭૬ ભેદની તે પૂર્વે ૨૭૫ કહ્યા તેમાં છઠ્ઠી નરક વધી એ ૨૭૬ની **ગત** ૪૨ ભેદની ને ૧૨ દેવલોક, નવ લોકાંતિક. એ ૨૧ના અપર્યાપ્તા, તે પર્યાપ્તાની. **સમ્યક્ત્વ દૃષ્ટિમાં આગત** ૩૬૩ ભેદની તે ૯૯ જાતના દેવતાના પર્યાપ્તા, ૧૦૧ સમુર્છિમના અપર્યાપ્તા, ૧૦૧ સંજ્ઞી મનુષ્યના પર્યાપ્તા, ૧૫ કર્મભૂમિના અપર્યાપ્તા, ૭ નરકના પર્યાપ્તા અને ૪૮ તિર્યંચમાંથી તેઉ વાયુના આઠ વર્જ્યા શેષ ૪૦ રહ્યા તે એ સર્વ થઈને ૩૬૩ ની **ગત** ૨૨૨ની તે ૮૧ જાતિના દેવતા તે ૯૯માંથી ૧૫ પરમાધામીને ૩ કિલ્વીષિ એ ૧૮ ભેદ વર્જ્યા તે, ને ૧૫ કર્મભૂમિ, ૫ સન્ની તિર્યંચને ૬ નરક એમ ૧૦૭ના અપર્યાપ્તા ને પર્યાપ્તા અને ચઉદ અને ૩ વિગલેંદ્રિયના અપર્યાપ્તા અને ૫ અસન્ની તિર્યંચના અપર્યાપ્તા એમ ૨૨૨ની.

**મિથ્યાત્વીમાં આગત** ૩૭૧ ભેદની તે પૂર્વેની સમકિત આશ્રી ૩૬૩ કહ્યા તેમા તેઉ વાયુના ૮ વધ્યા **ગત** ૫૫૩ ભેદની તે ૫૬૩માથી ૫ અનુત્તર વિમાનના અપર્યાપ્તા ને પર્યાપ્તા એ ૧૦ વર્જ્યા શેષ ૫૫૩ની.

**સ્ત્રી વેદ પુરુષવેદ** એ બેમા ૩૭૧ ભેદની આગત તે મિથ્યાત્વીની પેઠે. **ગત** પુરુષની ૫૬૩ની સ્ત્રી વેદની ૫૬૧ની, તે સાતમી નરકના બે ભેદ વર્જ્યા. **નપુંસક વેદમાં આગત** ૨૮૫ ભેદની તે ૯૯ જાતના દેવતાના પર્યાપ્તા, ૧૭૯ની લટ ૭ નરકના પર્યાપ્તા એ ૨૮૫ની મહર્દ્ધિક દેવ ચ્યવીને જન્મ નપુંસક ન થાય

પણ કૃત નપુંસક વેદ સમજવા ( જેમકે ગાંગેય અણગાર ) અને ૫૬૩ ભેદની, નારકી દેવતા જે અંતિમા ભવ ત્યાં પર્યાપ્તા થઈને જ મરે છે અપર્યાપ્તા મરે નહિ. માટે નારકી દેવતાની અંતિમા અપર્યાપ્તાના ભેદ ગણવા નહિ.

૪ ઉત્પન્ન ચ્યવન—**કતિસંચયા** એટલે એક સમયમાં બેથી માંડીને સંખ્યાતા ઉપજે તે ૧૯ દંડકમાં છે, પાંચ સ્થાવર વર્જવા.

**અકતિસંચયા** એટલે એક સમયમાં અસંખ્યાતા ઉપજે તે વનસ્પતિ વર્જિને ૨૩ દંડકમાં અસંખ્યાતા ઉપજે ફક્ત મનુષ્યના દંડકે સંજ્ઞી મનુષ્યમાં અકતિ સંચયા નથી કેમકે સંજ્ઞી મનુષ્ય ઓગણત્રીસ આંક સંખ્યાતા છે અર્થાત્ કતિસંચયા છે પણ સમુચ્છિમ મનુષ્યમાં કતિસંચયા, અકતિ સંચયા અને અવક્તવ્ય એ ત્રણે લાભે. વનસ્પતિમાં અસંખ્યતાને સ્થાનકે અસંખ્યાતા અને અનંતાને સ્થાનકે અનંતા ઉપજે એકેક સમયે સમયે અવક્તવ્ય એટલે એક સમયે એક ઉપજે તે પાંચ સ્થાવર વર્જિને શેષ ૧૯ દંડકમાં છે પાંચમા વર્ગ મૂળને છઠા વર્ગ મૂળથી ગુણીએ ને જેટલો અંક આવે તેટલે અંકે ગર્ભજ મનુષ્ય હોય અથવા બગડાના અંકને છન્નું વખત ગુણવાથી જે અંક આવે તેટલે અંકે ગર્ભજ મનુષ્ય હોય એ ઉત્કૃષ્ટ આશ્રી જાણવું ગર્ભજ મનુષ્યના ૨૯ અંકમાં યોનિમાં મરનારાનો સમાવેશ થાય છે કારણ કે ૨૯ અંક જેટલા મનુષ્યને રહેવા માટે પૂરતી જગ્યા અઢીદ્વીપમાં નથી. યોનિમાં મરનારા એકથી નવ લાખ ઉત્પન્ન થઈને મરે છે

ઉત્પન્ન ચ્યવન—ચોવીસે દંડકમાં પાંચ સ્થાવર વર્જિને શેષ ૧૯ દંડકમાં જઘન્ય એક બે ત્રણ ઉપજે અને ચ્યવે. પાંચ સ્થાવરમાં એક બે ત્રણ ઉપજતા તથા ચ્યવતા નથી. પણ પૃથ્વીઆદિ, ચાર સ્થાવરમાં અસંખ્યાતા અને વનસ્પતિમાં અનંતા ઉપજે અને ચ્યવે છે માટે જઘન્ય ઉપજવા ચ્યવવામાં ન લીધા.

વનસ્પતિ વર્જિને ૨૩ દંડકમાં ઉત્કૃષ્ટા સંખ્યાતાને ઠામે

સખ્યાતા અને અસખ્યાતા, ને ઠામે અસખ્યાતા ઉપજે ચ્યવે, અને વનસ્પતિમા સખ્યાતાને ઠામે સખ્યાતા, અસખ્યાતાને ઠામે અસંખ્યાતા અને અનંતાને ઠામે અનતા ઉપજે તથા ચ્યવે છે

## (૫) ઉવવાય દ્વાર.

**કયા દંડકમાં કેટલા દડકના ઉપજે** :– નારકીનો ૧, દેવતાના ૧૩ એ ૧૪ દંડકમાં બે દડકના આવીને ઉપજે તે મનુષ્ય અને તિયચ પચેન્દ્રિય એ બે દડકના ઉપજે. પૃથ્વી પાણી વનસ્પતિ એ ૩ દડકમા ૨૩ દડકના આવી ઉપજે તે એક નરકમો વર્જવો.

તેઉ વાયુ તથા ત્રણ વિગલેદ્રિય અને અસજ્ઞી તિર્યચ પચેન્દ્રિયમા દશ દડકના આવી ઉપજે તે ૫ સ્થાવર, ૩ વિગલેદ્રિય, અને તિર્યચ પચેદ્રિય તથા મનુષ્ય એ ૧૦ના ઉપજે સજ્ઞી તિર્યચપચેદ્રિયમા ૨૪ દડકના ઉપજે

ગર્ભજ મનુષ્યમા તેઉ વાયુ વર્જીને શેષ ૨૨ દડકના ઉપજે સમુર્છિમ મનુષ્યમા આઠ દડકના ઉપજે તે પૃથ્વી, પાણી, વનસ્પતિ, ૩ વિગલેદ્રિય, તિર્યચ પચેદ્રિય અને મનુષ્ય એ ૮ દડકના ઉપજે. યુગલીઆમા મનુષ્ય તથા તિર્યચ પચેદ્રિય એ બે દડકના ઉપજે

**(૬) ચવણ ચ્યવીને કેટલા દડકમાં જાય** – નરકના દડકમા છઠી નરક સુધીના ચ્યવીને બે દડકમા જાય તે સજ્ઞી મનુષ્ય તિર્યચમા અને સાતમી નરકના એક સજ્ઞી તિર્યચના દડકમા જાય દસ ભવનપતિ વાણવ્યતર જ્યોતિષિ અને વૈમાનિકના દડકે બીજા દેવલોક સુધીના ચ્યવીને બાદર પૃથ્વી, પાણી, વનસ્પતિ, સજ્ઞી મનુષ્યને સજ્ઞી તિર્યચ પચેદ્રિય એ પાચ દડકમા જાય

ત્રીજાથી આઠમા દેવલોક સુધીના ચ્યવીને મનુષ્ય તથા તિર્યચ એ બે દડકમા જાય નવમા દેવલોકથી તે સર્વાર્થસિદ્ધ સુધીના

પંદર કર્મભૂમિના ગર્ભજ મનુષ્યના દંડકમા જાય અને એમા મોક્ષ મનુષ્યના દંડકના જ ઉપજે

પૃથ્વી, પાણી, વનસ્પતિ, ૩ વિકલેંદ્રિય અને સમુર્છિમ મનુષ્ય એટલા આવીને દસ દંડકમા જાય તે ૫ સ્થાવર, ત્રણ વિકલેંદ્રિય, મનુષ્ય ને તિર્યંચ એ દસમાં જાય. તેઉ વાયુ આવીને નવ દંડકમા જાય તે ઉપર કહેલા દસ દંડકમાથી મનુષ્યનો વર્જવો.

સન્નીતિર્યંચ પંચેદ્રિય અને સન્ની મનુષ્ય આવીને ૨૪ દંડકમા જાય. અસન્ની તિર્યંચ પંચેદ્રિય આવીને જ્યોતિષિ ને વૈમાનીક એ બે વર્જિ શેષ ૨૨ દંડકમા જાય. ત્રીસ અકર્મભૂમી વાળા દેવતાના તેર દંડકમા જાય. છપ્પન અતરદ્વીપાવાળા દસ ભવનપતિ ને વાણવ્યતર એ ૧૧ દંડકમાં જાય.

(૬૩) સન્ના દ્વાર

(૧) ચાર સન્ના – સન્ના એટલે અભિલાષ અથવા જ્ઞાન, બે પ્રકારની સન્ના (૧) જ્ઞાન સન્ના અને (૨) અનુભવ સન્ના. જ્ઞાન સન્ના તે (૧) મતિજ્ઞાન (૨) શ્રુતજ્ઞાન, (૩) અવધિજ્ઞાન, (૪) મનપર્યવ જ્ઞાન, (૫) કેવળજ્ઞાન. તેમાં કેવળજ્ઞાન રૂપસન્ના ક્ષાયિક અને મતિ આદિક સર્વસન્ના ક્ષાયોપશમિક છે

અનુભવ સન્ના તે પોતાના કરેલા શાતા વેદનીયાદિ કર્મોથી ઉત્પન્ન થાય છે તે. જેમકે આ વસ્તુ મારે આહાર યોગ્ય છે, આ વસ્તુથી મારૂં પોષણ થશે ઇત્યાદિક. એકેંદ્રિયાદિકને પણ અવ્યક્તરૂપ સન્ના છે અનુભવ સન્ના ચાર પ્રકારની છે—(૧) આહાર સન્ના, (૨) ભય સન્ના (૩) મૈથુન સન્ના, (૪) પરિગ્રહ સન્ના.

ચોવીસ દંડકમાં ચારે સન્ના છે તેમાં નરકના દંડકમા ભય સન્ના ઘણી છે. તિર્યંચના દંડકમા આહાર સન્ના ઘણી છે મનુષ્યમા મૈથુન સન્ના ઘણી છે, દેવતાના દંડકમા પરિગ્રહ સન્ના ઘણી છે

આહાર સંજ્ઞા વેદનીયકર્મના ઉદયથી, શેષ ત્રણ સંજ્ઞા મોહનીય કર્મના ઉદયથી છે

દસ સંજ્ઞા – **દસ પ્રકારની સંજ્ઞા :–** (૧) આહાર સંજ્ઞા, (૨) ભય સંજ્ઞા, (૩) મૈથુન સંજ્ઞા, (૪) પરિગ્રહ સંજ્ઞા, (૫) ક્રોધ સંજ્ઞા, (૬) માન સંજ્ઞા, (૭) માયા સંજ્ઞા, (૮) લોભ સંજ્ઞા, (૯) ઓઘસંજ્ઞા, (૧૦) લોક સંજ્ઞા

બીજા ગ્રંથોમાં વળી (૧) સુખ, (૨) દુઃખ, (૩) મોહ, (૪) વિતિગિચ્છા, (૫) શોક અને (૬) ધર્મ એ છ પ્રકારની પણ સંજ્ઞા કહેલી છે. એ સંજ્ઞાઓ તે પૂર્વોક્ત દસ સંજ્ઞાઓમાં અંતર્ગત છે.

નરકાદિક ચોવીસે દંડકે સર્વ જીવોને ઉપર કહેલી દસે સંજ્ઞાઓ હોય છે. પૃથ્વીકાયાદિક જીવોને મન નથી તોપણ આ કહેલી સંજ્ઞાઓ તો સર્વ જીવોને હોય જેમ વનસ્પતિકાય જીવો જળાદિકના આહાર વડે જીવે છે અને આવા પ્રકારની વસ્તુઓ મળે તો સારૂં, આ વસ્તુથી મારૂં શરીર પુષ્ટ થશે એવો અવક્તવ્ય શબ્દાર્થોલ્લેખ તે આહાર સંજ્ઞા જાણવી

લજામણી વિગેરે કેટલીએક વનસ્પતિ મનુષ્યના હાથનો સ્પર્શ થવાથી સંકોચાઇ જાય છે એ ભયસંજ્ઞા જાણવી તીલક, ચંપકાદિવૃક્ષોને સ્ત્રીનો સ્પર્શ થવાથી પ્રફુલ્લિત થાય છે અથવા તાડી વૃક્ષની પાસે તાડવૃક્ષ હોય તો જ તાડી ફળે છે, ફળવાળી થાય છે એ મૈથુનસંજ્ઞાના લક્ષણ જાણવા

**બીલ્વ** પલાસાદિવૃક્ષો **નિધાન** ધનના ઉપર ઉગે છે અથવા પોતાના મૂળીઆ વડે નિધાનને વીંટે છે. નિધાનની આસપાસ વિંટળાય છે એ પરિગ્રહ સંજ્ઞાનુ લક્ષણ જાણવું. કોકનદ વૃક્ષને મનુષ્યાદિકનો પગ લાગવાથી હુંકારા કરે છે એ ક્રોધ સંજ્ઞાનુ લક્ષણ જાણવું હું છતા આ લોકો દુઃખી કેમ થાય છે એવા અહંકારથી

રૂદ્દવીવેલ રૂદન કરે છે કારણ કે તેથી સુવર્ણ સિદ્ધિ થાય છે, એ માન સંજ્ઞાનું લક્ષણ છે

વેલડીઓ પોતાના ફળને પાદડા વડે ઢાંકે છે એ માયા સંજ્ઞાના લક્ષણ છે અતી તીવ્ર લોભના ઉદયે જીવ ધન ઉપર વૃક્ષ થાય છે અથવા કોઇ મોટો ફણીધર નાગ થઈ ધનની રક્ષા કરે છે એ લોભ સંજ્ઞાના ભાવ જાણવા સૂર્ય વિકાસી કમળ સૂર્યના ઉદય વખત પ્રફુલ્તિ થાય છે એમ માનવું તે લોક સંજ્ઞા

વેલડીઓ માર્ગ વજી વૃક્ષને વીટળાય એ ઓઘ સંજ્ઞા તથા કીડીઓ મેઘી ભય થાલે છે આકડ એકદમ નાસે છે આ ભવમા હજી મરણ નથી આવ્યુ તો પણ હુ મરી જઇશ એ જીવને ભય લાગે છે એ સર્વ પૂર્વોક્ત સંજ્ઞાના ભાવ જાણવા. જીવ ભવોભવથી આહારાદિક કૃત્યવડે ટેવાયેલો છે માટે અજાણપણે અસંજ્ઞીપણે અથવા તો સંજ્ઞીપણે પણ ઉપર કહેલી સર્વ સંજ્ઞા સહિત જીવ હોય છે.

(૬૪) યોનિ દ્વાર

વ્યાખ્યા— જીવો, તૈજસ કાર્મણ શરીરથી ઔદારિકાદિ ભવધારણીય દેહ યોગ્ય પુદ્ગળોની સાથે જોડાય તે ઉત્પતિ સ્થાન યોનિ કહેવાય છે

યોનિના ત્રણ પ્રકાર (૧) શીત યોનિ, (૨) ઉષ્ણ યોનિ, (૩) શીતોષ્ણ મિશ્ર યોનિ. નારકીના દંડકમા શીત અને ઉષ્ણ બે યોનિ છે દેવતાના તેર દંડકમાં એક મિશ્ર યોનિ છે તેઉમા એક ઉષ્ણ યોનિ છે ચાર સ્થાવર, ત્રણ વિગલેંદ્રિય, મનુષ્ય અને તિર્યંચ પંચેંદ્રિયમાં ત્રણે યોનિ છે ગર્ભજ મનુષ્ય અને ગર્ભજ તિર્યંચને શીતોષ્ણ યોનિ હોય છે અને સમુર્છિમને ત્રણે યોનિ હોય છે

(૨) યોનિના બીજી રીતે ત્રણ પ્રકાર (૧) સચિત, (૨) અચિત (૩) સચિત અચિત મિશ્ર નરકનો ૧, દેવતાના ૧૩ એ

૧૪ દડકવાળાની એક અચિત યોનિ છે શેષ ૧૦ દંડકવાલાની ત્રણે યોનિ છે ગર્ભજ મનુષ્ય અને ગર્ભજ તિર્યચની મિશ્ર યોનિ છે. સમુચ્છિમમા ત્રણે યોનિ છે

(૩) **યોનિના ત્રીજા ત્રણ પ્રકાર** (૧) સવુડા (સંવૃતા) (૨) વિયડા (વિવૃતા) (૩) સવુડા વિયડા (સવૃતા વિવૃતા) સવુડા એટલે ઢાકેલી વિયડા એટલે ઉઘાડી. સવુડા વિયડા એટલે ઢાકી ઉઘાડી ૧ નારકીના, ૧૩ દેવતાના અને ૫ સ્થાવરના એ ૧૯ દંડકવાળાની એક સંવુડાયોનિ છે ત્રણ વિગલેંદ્રિયની તથા સમુચ્છિમ તિર્યચ પચેન્દ્રિય અને સમુચ્છિમ મનુષ્ય એટલાની એક વિયુડા યોનિ છે ગર્ભજ તિર્યંચ અને ગર્ભજ મનુષ્યની એક સવુડા વિયડા યોની છે

(૪) **યોનિના ત્રણ પ્રકાર** – (૧) કૂર્મોન્નત યોનિ, (૨) શખાવર્ત યોનિ, (૩) વશીપત્રા યોનિ. **કૂર્મોન્નત** એટલે કાચબાની પીઠના જેવી ઉપસેલી **શખાવર્ત** એટલે શખના આવર્ત્તનને આકારે. **વશીપત્રા** એટલે વશવૃક્ષના પાદડાના આકારે

તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ, બલદેવ એ ચાર ઉત્તમ પુરુષની માતાની યોનિ (જનનેદ્રિય) કૂર્મોન્નત હોય શ્રી રત્નની શખાવર્ત યોનિ છે એ યોનિમા જીવો ઉપજે પણ નીપજે નહિ એટલે જન્મે નહિ બાકીની મનુષ્યણિયો અને તિર્યંચણીઓની યોનિનો આકાર વાસના પત્રના જેવો હોય છે અર્થાત્ વશીપત્રા યોનિ છે દેવાગનાઓની યોનિનો આકાર વશીપત્રા જેવો છે પણ એ યોનિમા કોઈ જીવ ઉપજતો નથી, કારણ કે દેવાગનાઓની યોનિઓ અચેત છે

મનુષ્યના દડકમા ત્રણે યોનિયો છે, દેવતાના ૧૩ અને તિર્યચનો ૧ એ ૧૪ દડકવાળાની સ્રીઓની યોનિ વશીપત્રા હોય છે, શેષ ૯ દડકમા સ્રીવેદ ન હોવાથી આવા પ્રકારની યોનિ નથી

(૫) **ચોરાશી લાખ યોનિ** – ૧ ઉત્પતિ સ્થાન અસંખ્ય છે પણ સમાન વર્ણ, ગધ, રસ, સ્પર્શ અને સસ્થાનવાળી અનેક

યોનિઓને એક યોનિરૂપ ગણતા ૮૪ લાખ યોનિ થાય છે ૧ નારકીનો, ૧૩ દેવતાના અને ૧ તિર્યંચ પંચેંદ્રિયનો એ ૧૫ દંડકવાળા જીવોની ચાર ચાર લાખ યોનિ છે પૃથ્વી પાણી તેઉ વાયુ એ ચાર દંડકવાળા જીવોની સાત સાત લાખ યોનિ છે વનસ્પતિના દંડકવાળાને ૨૪ લાખ યોનિ છે તેમા દસ લાખ પ્રત્યેક વનસ્પતિની છે અને સાધારણ વનસ્પતિની ચૌદ લાખ યોનિ છે એટલે વનસ્પતિની ૨૪ લાખ યોનિ છે

બેઇંદ્રિય તેઇંદ્રિય અને ચઉરિંદ્રિય એ ૩ દંડકવાળાની બે બે લાખ યોનિ છે મનુષ્યના દંડકવાળાની ચૌદ લાખ યોનિ છે. સામાન્ય રીતે જે જે જીવના ઉત્પતિસ્થાનક વર્ણ, ગંધ, રસ અને સ્પર્શમાં સરખા હોય તે સર્વે એક જાતની યોનિમા ગણાય. જેમ ગોબરમા એટલે છાણમાં જુદા જુદા કીડા, કરમીયા, વીંછી વિગેરે ઘણા જીવ ઉપજે છે તે સર્વના જુદા જુદા કુળ, છે પણ યોનિ તો એકજ ગણાય. કારણ કે એકવર્ણ એકગંધ, એકરસ એક સ્પર્શ ને એક સ્થાન લાભે.

પૃથ્વીકાયના મૂળ જીવાયોનિ સાડ ત્રણસે છે તેને બે વર્ણે ગુણવાથી સાતસો થાય. તેને પાચ વર્ણે ગુણવાથી સાડાત્રણ હજાર થાય. તેને પાચ રસે ગુણવાથી સાડા સત્તર હજાર થાય. તેને પાંચ સંસ્થાને ગુણવાથી સાડી સત્યાસી હજાર થાય. તને આઠ સ્પર્શે ગુણવાથી સાત લાખ પૂરા થાય.

એમ અપ તેઉ વાયુની મૂળ યોનિ પૃથ્વીવત્ ૩૫૦ છે પ્રત્યેક વનસ્પતિની મૂળ ૫૦૦ યોનિ છે સાધારણ વનસ્પતિ અને મનુષ્ય એ બન્નેની મૂળ યોનિ ૭૦૦ છે ત્રણ વિગલેંદ્રિયની મૂળ યોનિ સો સો છે તિર્યંચ પંચેંદ્રિય નારકી અને દેવતાઓ એટલાઓની મૂળ યોનિયો બસે બસે છે. તે સર્વેને પૃથ્વીની જેમ ગણવાથી તેટલા તેટલા લાખ યોનિયો થાય છે એ રીતે ગણતાં સર્વ સંસારી જીવોની ચોરાસી લાખ યોનિ છે

## (૬૫) કુળ કોડી દ્વાર

સર્વે જીવોની કુળ ક્રોડી એક ક્રોડી ને સાડી સતાણું લાખ છે. નારકીના ૨૫ લાખ કુળ ક્રોડી છે દેવતાના તેર દંડકે ઓઘે ૨૬ લાખ કુળ ક્રોડી છે પૃથ્વીના ૧૨ લાખ કુળ છે અપ, વાયુ ને બેઇંદ્રિય એ ૩ના સાત સાત લાખ કુળ છે તેઉના ત્રણ લાખ કુળ છે વનસ્પતિના ૨૮ લાખ કુળ છે તેઇંદ્રિયના ૮ લાખ કુળ છે. ચઉરિંદ્રિયના નવ લાખ કુળ છે મનુષ્યના ૧૨ લાખ કુળ છે.

તિર્યંચના દંડકે જળચરના સાડાબાર લાખ કુલ છે. સ્થળચરના ૧૦ લાખ કુળ છે. ઉરપરના ૧૦ લાખ કુળ છે. ભૂચરના ૯ લાખ કુળ છે. ખેચરના ૧૨ લાખ કુળ છે એવી રીતે તિર્યંચના દડકમા સર્વે થઇને સાડાત્રેપન લાખ કુળ છે એમ સર્વેમલીને એક ક્રોડી સાડીસતાણુ લાખ કુળ ક્રોડી છે પૂષ્પનો ભૃગ કાષ્ટનો ભૃગ ગોબરના ભૃગ એવી રીતે કુળ જુદા જુદા જાણુવા

## (૬૬) સ્થાનક દ્વાર

પ્રથમ નરકનાં સ્થાનકોની વિવિક્ષા કરવાને માટે સાતે નર્કના ગોત્રના અર્થ કહે છે રત્નપ્રભા પૃથ્વીના ત્રણુ કાંડ–વળિયા છે તેમા પહેલો સોળ હજાર જોજન કઠણુ રત્નમય કાડ છે બીજો ચોરાસી હજાર જોજનનો પક–કાદવ–બહુલકાડ અને એશી હજાર જોજનનો જળ બહુલ કાડ છે

પહેલે કાડે રત્ન ઘણા છે માટે તેનુ નામ રત્નપ્રભા બીજી નરક પૃથ્વીને વિષે કાકરા ઘણા હોવાથી તેનું નામ શર્કરાપ્રભા. ત્રીજી નરક પૃથ્વીને વિષે વેલુ (રેતી) ઘણી હોવાથી તેનુ નામ વાલુકાપ્રભા ચોથી નરક પૃથ્વીને વિષે કાદવ ઘણો હોવાથી તેનું નામ પકપ્રભા. પાચમી નરક પૃથ્વીને વિષે ધુમાડો ઘણો હોવાથી તેનુ નામ ધુમપ્રભા છઠ્ઠી નરક પૃથ્વીને વિષે અધકાર ઘણો હોવાથી

તેનું નામ તમપ્રભા અને સાતમી નરક પૃથ્વીને વિષે ઘણો ઘણો અંધકાર હોવાથી તેનું નામ તમઃતમા પ્રભા છે એમ સાતે નરક પૃથ્વીના ગુણ નિષ્પન્ન ગોત્ર જાણવા

પ્રથમની રત્નપ્રભા પૃથ્વી એક લાખ એંસી હજાર જોજનના પીંડવાળીછે લાંબી પહોળી અસંખ્યાત જોજનની છે અને ત્રણગણી ઝાઝેરી પરિધિવાળી ઝાલરના આકારે છે પરિધિને ફરતા ઉપરને છેડે વલયાકારે છ જોજન સુધી ઘનોદધિ, સાડાચાર જોજન સુધી ઘનવાત અને દોઢ જોજન સુધી તનવાત છે પછી અલોક છે

તે નરક પૃથ્વીને નીચે ૨૦ હજાર જોજનનો ઘનોદધિ છે તેની નીચે ઘનોદધિથી અસંખ્યાત ગુણો ઘનવાતનો પિંડ છે તેની નીચે ઘનવાતના પિંડથી અસંખ્યાત ગુણો તન વાત છે અને તેની નીચે તનવાતથી અસંખ્યાત ગુણો આકાશ છે આ બધા ઘનોદધિ, ઘનવા તનવા અને આકાશ ઉપર નરકની સામે જતાં પાતળા પ તા જાય છે

તે નરક રત્નપ્રભા પૃથ્વી એક લાખ એંશી હજાર જોજનની જે જાડી કહી છે તેમાંથી ઉપર નીચે હજાર હજાર જોજન કાઢીએ ત્યારે બાકીની એક લાખ અઠોતેર હજાર જોજન કઈક પોલાણવાળો પૃથ્વી પિંડ છે તેને વિષે તેર પ્રતર માલ પાથડા છે તે નીચે મુજબ છે—(૧) સીમંતેક, (૨) રોરૂએક, (૩) ભ્રાંત, (૪) ઉદ્ભ્રાંત, (૫) સંભ્રાંત, (૬) અસંભ્રાંત (૭) વિભ્રાંત, (૮) તપ્ત, (૯) શીત, (૧૦) વક્રાંત, (૧૧) અવક્રાંત, (૧૨) વિક્રાંત, (૧૩) રોરૂક

તે દરેક પ્રતર ત્રણ હજાર જોજનના ઉંચા (જાડા) અસંખ્યાત જોજન લાંબા પહોળા અને અગીઆર હજાર) પાથડો ત્યાસી જોજન ઉપર એક જોજનના ત્રીજા ભાગ જેટલા અંતરે અંતરે એક બીજાથી નીચે નીચે છે

તેમા ત્રીશલાખ નરકાવાસા છે તે બે પ્રકારના છે (૧) પુષ્પાવિકીર્ણ એટલે છુટા ફૂલની પેઠે જ્યાં ત્યાં રહેલા છે તે

ઓગણત્રીસ લાખ પંચાણું હજાર પાંચસો સડસઠ છે. (૨) શ્રેણી બધ ચાર હજાર ચારસો તેત્રીસ છે એમ બન્ને મલી ત્રીસ લાખ નરકવાસા છે.

પહેલા સીમત પ્રતરના મધ્ય ભાગમાં સીમત નામનો ઇંદ્રક મુખ્ય નરકવાસો પીસ્તાલીસ લાખ જોજન લાંબો પહોળો છે અને બાકીના સર્વે નરકાવાસા (માં ૨૪ લાખમાં એક ઓછો) સખ્યાતા તથા છ લાખ અસખ્યાતા જોજન લાંબા પહોળા છે. તેમાં-નારકીના જીવો રહે છે.

પહેલી નરકની નીચે બીજી શરકરાપ્રભા નરક પૃથ્વી એક લાખ છત્રીસ હજાર જોજન જાડી, અસંખ્યાતા હજાર જોજન વિસ્તારવાળી અને વિસ્તારથી ત્રણ ગણી ઝાઝેરી પરિધિવાળી ઝાલરના આકારે છે. પરિધિ ને ફરતા વલયાકારે $6\frac{1}{3}$ જોજનનો ઘનોદધિ; પોણાપાંચ ($4\frac{3}{4}$) જોજન સુધી ઘનવાત અને દોઢ જોજન ઉપરાંત ૧/૧૨ જોજન સુધી તનવાત છે ને તે પછી અલોક છે.

તે નરક પૃથ્વી નીચે વીસ હજાર જોજન ઘનોદધિનો પિંડ છે તેની નીચે ઘનવાત, તનવાત અને આકાશ અનુક્રમે નીચે નીચે એક બીજાથી અસખ્યાત અસખ્યાત જોજન પૂર્વોકત રીતે રહેલાં છે. તેની નીચે ત્રીજી નરક છે તે શર્કરાપ્રભા નરક પૃથ્વીનો એક લાખ બત્રીસ હજાર જોજનનો પીડ છે તેમાંથી ઉપર તથા નીચેથી એકેક હજાર જોજન દળ કાઢીએ ત્યારે બાકીની એક લાખ ત્રીસહજાર જોજન પૃથ્વી રહી તેમા અગીઆર પ્રતર છે તે નીચે મુજબ છે–(૧) સ્તનિક, (૨) સ્તનક, (૩) મણુક, (૪) ચણુક, (૫) ઘટ્ટ, (૬) સઘટ્ટ, (૭) જીભ, (૮) અજીભ, (૯) લોલ, (૧૦) લોલાવત, (૧૧) ઘણુલોલુક

તે દરેક પ્રતર ત્રણ હજાર જોજન ઉચા (જાડા), અસખ્યાત જોજન લાંબા પહોળા અને નવહજાર સાતસો જોજનના અંતરે

અંતરે એક બીજાથી નીચે નીચે છે. તેમા પચ્ચીસ લાખ નરકાવાસા છે તે બે પ્રકારના છે (૧) પુષ્પાવકીર્ણ, ચોવીસ લાખ સત્તાણું હજાર ત્રણસો ને પાંચ છે (૨) શ્રેણીબંધ. બે હજાર છસો પંચાણુ છે એમ બને મળીને પચીસ લાખ નરકાવાસા છે. તે સર્વ નરકાવાસામા કેટલાક સખ્યાતા અને કેટલાક અસખ્યાતા જોજન લાંબા પહોળા છે તેમા નારકીના જીવો રહે છે

ત્રીજી વાલુકાપ્રભા નરક પૃથ્વી એકલાખ અઠાવીસહજાર જોજનની જાડી, અસખ્યાતા જોજનની વિસ્તારવાળી અને વિસ્તારથી ત્રણગણી ઝાઝેરી પરિધિવાળી ઝાલરના આકારે છે. પરિધિને ફરતા વલયાકારે ૬-૩ જોજન સુધી ઘનોદધિ પાચ જોજન સુધી ઘનવાત અને દોઢ જોજન ઉપરાંત ૧/૬ જોજન સુધી તનવાત છે ને તે પછી અલોક આવે છે

તે નરક પૃથ્વીની નીચે વીસહજાર જોજનનો ઘનોદધિનો પિંડ છે તેની નીચે ઘનવાત, તનવાત અને આકાશ અનુક્રમે નીચે નીચે એક બીજાથી અસખ્યાત અસખ્યાત જોજનના પૂર્વોક્ત રીતે રહેલા છે અને તેની નીચે ચોથી નરક પૃથ્વી છે વાલુકાપ્રભા નરક પૃથ્વી એકલાખ અઠાવીસ હજાર જોજન જાડી છે. તેમાં ઉપરથી તથા નીચેથી એકેક હજાર જોજનનો દળ કાઢીએ ત્યારે બાકીની એક લાખ છવીસહજાર જોજનની પોલાણવાળી પૃથ્વી રહી તેમા નવ પ્રતર છે તેનાં નામ (૧) તપ્ત (૨) તપિત, (૩) તપન, (૪) તાપન, (૫) નિદાઘ, (૬) પ્રજ્વાલસ, (૭) પ્રજ્વલિત (૮) સજ્વલિત, (૯) સપ્રજ્વલિત.

તે દરેક પ્રતર ત્રણ હજાર જોજન ઉચા (જાડાં) અસખ્યાત જોજન લાંબા પહોળા અને બાર હજાર નવસો પચાતેર જોજનના અતરે અતરે એક બીજાથી નીચે નીચે છે તેમાં પદર લાખ નરકાવાસા છે તે બે પ્રકારના છે (૧) પુષ્પાવકીર્ણ તે ચઉદ

લાખ અઠાણુ હજાર પાંચસો ને પંદર છે અને (૨) શ્રેણીબંધ એક હજાર ચારસો ને પંચાશી છે. એમ બંને મલી ૫દર લાખ નરકાવાસા છે તે સર્વ નરકાવાસામાં કેટલાએક સંખ્યાતા તથા કેટલાએક અસખ્યાતા જોજન લાંબા પહોળા છે. તેમાં નારકીના જીવો રહે છે.

ચોથી ૫કપ્રભા નરક પૃથ્વી એક લાખ વીસહજાર જોજન જાડી, અસખ્યાતા જોજનનો વિસ્તારવાળી અને વિસ્તારથી ત્રણગણી ઝાઝેરી પરિધિવાળી ઝાલરના આકારે છે પરધિને ફરતા વલયાકારે સાત જોજન સુધી ઘનોદધિ સવા પાંચ જોજન ઘનવાત અને પોણુબે જોજન સુધી તનવાત છે ને તે પછી અલોક આવે છે.

તે નરક પૃથ્વીની નીચે વીસહજાર જોજન ઘનોદધિનો પિંડ છે તેની નીચે ઘનવાત, તનવાત અને આકાશના અનુક્રમે નીચે નીચે એક બીજાથી અસખ્યાત અસખ્યાત જોજનના પૂર્વોકત રીતે રહેલાં છે અને તેની નીચે પાચમી નરક પૃથ્વી છે પંકપ્રભા નરક પૃથ્વી એક લાખ વીસહજાર જોજન જાડી છે તેમાથી ઉપર તથા નીચેથી એકેક હજાર જોજન દળ કાઢીએ ત્યારે બાકીની એક લાખ અઢાર હજાર જોજન પૃથ્વી રહી. તેમા સાત પ્રતર છે તેનાં નામ. (૧) આર, (૨) તાર, (૩) માર, (૪) વર્ચ, (૫) તમ, (૬) ખાડખડ, (૭) ખડખડ

તે દરેક પ્રતર ત્રણ હજાર જોજન ઉંચા, (જાડા) અસંખ્યાત હજાર જોજન લાબા પહોળા અને સોળ હજાર એકસો છાસઠ જોજન ઉપરાત એક યોજનના છ ભાગ કરીએ એવા ચાર ભાગના અતરે અતરે એક બીજાથી નીચે નીચે છે

તેમા દસ લાખ નરકાવાસા છે તે બે પ્રકારના છે (૧) પૃષ્પાવકીર્ણ. તે નવ લાખ નવાણુ હજાર બસો ત્રાણું છે અને (૨) શ્રેણી બંધ

નોધ – પહેલી છ નરકના ૮૩૯૯૯૯૫ નરકાવાસા છે તેમાંથી પાંચમો ભાગ ૧૬૭૯૯૯૯ નરકાવાસા અસખ્યાત જોજન લાબા પહોળા છે. બાકીના ૮૩૯૯૯૯૫ સંખ્યાતા જોજનના લાબા પહોળા છે.

સાતસોજે સાત છે, એમ બન્ને મળી દસ લાખ નરકાવાસા છે તે સર્વ નરકાવાસામા કેટલાએક સંખ્યાતા અને કેટલાએક અસંખ્યાતા જોજન લાંબા પહોળા છે તેમા નારકીના જીવો રહે છે

પાંચમી ધુમપ્રભા નરક પૃથ્વી એકલાખ અઢાર હજાર જોજન જાડી, અસંખ્યાતા હજાર જોજન લાબી પહોળી અને વિસ્તારથી ત્રણગુણી ઝાઝેરી પરિધિવાળી ઝાલરના આકારે છે. પરિધિને ફરતા વલયાકારે છ જોજન સુધીનો ઘનોદધિ સાડાપાંચ જોજન સુધી ઘનવાત અને પોણા બે જોજન ઉપરાંત ૧/૧૨ જોજન એટલે ૧૬ તનવાત છે ને તે પછી અલોક છે

તે નરક પૃથ્વીની નીચે વીસ હજાર જોજન ઘનોદધિનો પીંડ છે તેની નીચે ઘનવાત, તનવાત અને આકાશ અનુક્રમે નીચે નીચે એક બીજાથી અસંખ્યાત અસંખ્યાત જોજનના પૂર્વોક્ત રીતે રહેલા છે અને તેની નીચે છઠ્ઠી નરક પૃથ્વી છે. હવે, તે ધૂમપ્રભા નરક પૃથ્વી જે એક લાખ અઢાર હજાર જોજનની જાડી કહી છે તેમાંથી ઉપર તથા નીચેથી એકેક હજાર જોજન દળ કાઢીએ ત્યારે બાકીના એક લાખ સોળ હજાર જોજનની પોલાણવાળી પૃથ્વી રહી તેને વિષે પાંચ પ્રતર છે તેના નામ (૧) ખાત, (૨) તમસ, (૩) ઝસ, (૪) અંધ, (૫) તિમિસ્ર તે દરેક પ્રતર ત્રણ હજાર જોજન ઉંચા, અસંખ્યાત જોજન લાંબા પહોળા અને પચીસ હજાર બસો પચાસ જોજનના અંતરે અંતરે એક બીજાથી નીચે નીચે છે

તેમા ત્રણ લાખ નરકાવાસા છે તે બે પ્રકારના છે. (૧) પુષ્પાવકીર્ણ તે બે લાખ નવાણું હજાર સાતસો પાત્રીસ અને (૨) બીજી બસો પાસઠ છે. એમ બન્ને મળી ત્રણ લાખ નરકાવાસા છે તે સર્વ નરકાવાસામા કેટલાએક સંખ્યાતા અને કેટલાએક અસંખ્યાતા જોજનના લાંબા પહોળા છે તેમાં નારકીના જીવો રહે છે

છઠ્ઠી તમપ્રભા નરક પૃથ્વી એકલાખ સોળહજાર જોજનની જાડી અસંખ્યાતા જોજનની લાંબી પહોળી અને વિસ્તારથી ત્રણગણી

ઝાઝેરી પરિધિએ કરીને સહિત ઝાલરના આકારે છે પરિધિમાં ફરતાં વલયાકારે ૭૬ જોજન ઘનોદધિ, પોણા છ જોજન ઘનવાત અને ૧૧/૧૨ જોજન (૧।।-૧/૬ જોજન) સુધી તનવાત છે ને તે પછી અલોક છે તે નરક પૃથ્વીની નીચે વીસહજાર જોજન ઘનોદધિનો પીંડ છે તેની નીચે ઘનવાત તનવાત અને આકાશ અનુક્રમે નીચે નીચે એક બીજાથી અસખ્યાત અસખ્યાત જોજનના પૂર્વોકત રીતે રહેલા છે ને તેની નીચે સાતમી નરક પૃથ્વી છે

તે તમપ્રભા નરક પૃથ્વી એકલાખ સોળહજાર જોજનની જાડી કહી છે તેમાથી ઉપર તથા નીચેથી એકેક હજાર જોજન દળ કાઢીએ ત્યારે બાકીની એકલાખ ચૌદહજાર જોજનની પોલારવાળી પૃથ્વી રહી તેમા ત્રણ પ્રતર છે તેના નામ (૧) વાહી, (૨) વાદલ, (૩) મેલર્ક, તે દરેક ત્રણહજાર જોજન ઉચા, અસખ્યાત જોજન લાબા પહોળા અને બાવન હજાર પાચસો જોજનના અતરે એક બીજાથી નીચે નીચે છે

તેમાં નવાણુ હજાર નવસો પચાણુ નરકાવાસા છે તે બે પ્રકારના છે (૧) પુષ્પાવકીર્ણ તે નવાણુ હજાર નવસો બત્રીસ છે અને (૨) શ્રેણીબધ ત્રેસઠ છે એમ બન્ને મલીને નવાણુ હજાર નવસો પચાણુ નરકાવાસા છે તે સર્વ નરકાવાસામાં કેટલાક સખ્યાતા અને કેટલાક અસખ્યાતા જોજનના લાબા પહોળા છે. તે સર્વમા નારકીના જીવો રહે છે

સાતમી તમ તમપ્રભા નરક પૃથ્વી એક લાખ આઠ હજાર જોજનની જાડી અસખ્યાતા હજાર જોજનની વિસ્તાવાળી અને વિસ્તારથી ત્રણગણી ઝાઝેરી પરિધિએ કરીને સહિત ઝાલરને આકારે છે પરિધિના ફરતા વલયાકારે આઠ જોજન સુધી ઘનોદધિ, છ જોજન સુધી ઘનવાત અને બે જોજન સુધી તનવાત છે ને તે પછી અલોક આવે છે

તે નરક પૃથ્વીની નીચે વીસહજાર જોજન ઘનોદધિનો પીંડ

છે. તેની નીચે ઘનવાત તનવાત અને આકાશ અનુક્રમે નીચે નીચે એક બીજાથી અસંખ્યાત અસંખ્યાત જોજનના પૂર્વોક્ત રીતે રહેલા છે ને તેની નીચે અલોક છે તે તમઃ તમપ્રભા નરક પૃથ્વી જે એકલાખ આઠહજાર જોજનની જાડી કહી છે તેમાથી સાઠીબાવનહજાર જોજન ઉપર મૂકીએ અને સાઠી બાવન હજાર જોજન નીચે મૂકીએ તેની વચમાં એક પ્રતર છે તેનુ નામ અપઈઠાણે. તે પ્રતર ત્રણહજાર જોજન ઉંચો અસંખ્યાત જોજન લાંબો પહોળો છે અને તેમા એક જ પ્રતર હોવાથી આંતર નથી.

તે નરક પૃથ્વીમા પાંચ નરકાવાસા છે તે મેલી બંધ છે તેમા પાંચ નરકાવાસામા મધ્યનો અપઈઠાણે એકલાખ જોજન લાંબો પહોળો છે અને બાકીના ચારે નરકાવાસા અસંખ્યાત અસંખ્યાત જોજન લાંબા પહોળા છે તેમા નારકીના જીવો રહે છે

ઉપર કહ્યા પ્રમાણે સાતે નરકમાં સીમંત પ્રતરથી અપઈઠાણા પ્રતર સુધી સર્વે મળીને ઓગણપચાસ પ્રતરો છે તેમા પહેલા સીમંત નામના પ્રતરમાં સીમંત નામનો નરકાવાસો જે પિસ્તાલીસ લાખ જોજનનો છે તેને ફરતા ચાર દિશાએ ઓગણપચાસ ઓગણપચાસ તથા ચાર વિદિશાએ અડતાલીસ અડતાલીસ નરકાવાસા છે. તે મેલી બંધ છે. તેમાંથી તેની નીચેના બીજા પ્રતર વગેરે સર્વ પ્રતરોમાં દિશા તથા તથા વિદિશાએ થઈને આઠ આઠ નરકાવાસા ઓછા ઓછા મેલી બંધ છે છેવટ સર્વથી નીચલા અપઈઠાણા નામના નરકાવાસાની ચાર દીશાએ એકેકો નરકાવાસો છે, ત્યાં વિદિશામાં નથી.

સર્વ મેલી બંધ નરકાવાસા નવ હજાર છસોને ત્રેપન છે અને પુષ્પાવકીર્ણ નરકાવાસા વ્યાસીલાખ નેવુંહજાર ત્રણસો સુડતાલીસ છે તે બન્ને મળીને ચોરાસીલાખ નરકાવાસા થયા તેમા પહેલો સીમંતો તથા છેલ્લો અપઈઠાણો મૂકીને બાકીના સર્વ નરકાવાસા સંખ્યાતા અસંખ્યાતા જોજનના લાંબા પહોળાં ઉપર કહ્યા પ્રમાણે છે

તેનુ કાંઈક પ્રમાણ સમજાવવાને માટે શાસ્ત્રકારો કહે છે કે કોઈક દેવતા ત્રણવાર ચપટી વગાડતા જેટલો વખત લાગે તેટલા વખતમાં આ જંબૂદ્વીપને એકવીસવાર પ્રદક્ષિણા દીએ એવી શીઘ્ર-ગતિએ સાડા આઠ-આઠ લાખ જોજનનુ પગલું ભરતો નરકાવાસામાં ચાલે તો પણ કોઈકનો એક માસે અને કોઈકનો છ માસે સંખ્યાતા જોજનના નરકાવાસાનો પાર પામે. પણ અસંખ્યાતા જોજનના નરકા-વાસાનો પાર પામે નહિ. એવા મોટા તે નરકાવાસા છે.

સંખ્યાતા અને અસંખ્યાતા જોજનના નરકાવાસામા અનુક્રમે સંખ્યાતા અને અસંખ્યાતા નારકીઓ રહે છે. શ્રેણીબંધ નરકાવાસા વાટલા ત્રિખૂણા અને ચોખૂણા આકારે છે અને પુષ્પાવકીર્ણ વિવિધ આકારના છે.

રત્નપ્રભા શર્કરાપ્રભા અને વાલુકાપ્રભામાંના સર્વે તથા પંક-પ્રભામાંના ઘણા અને ધુમપ્રભામાંના થોડા નરકાવાસાની ભૂમિકા લાલચોળ ખેરના અંગારાથી પણ અતિ ઉષ્ણ છે અને થોડા પંક-પ્રભામાંના, ઘણાં ધુમપ્રભામાંના અને તમપ્રભા તથા તમ:તમ પ્રભા-માંના સર્વે નરકાવાસા જામેલા પાણી (બરફ)થી પણ અતિ શીતલ ભૂમિવાળા છે."

ઉષ્ણ ભૂમિમાં રહેલા નારકીઓને ઉષ્ણવેદના અને શીત ભૂમિમા રહેલા નારકીઓને અતિ શીત વેદના છે જેમ પીત્તજ્વર (તાપ)વાલો માણસ આચ્છાદન વિના ઉનાળાના દિવસમા મધ્યાન્હ-કાળે ચારેબાજુએ અગ્નિની વચમા રહેલો હોય અને ત્યા તેને ઉષ્ણવેદના થાય તેનાથી અનંતગુણી ઉષ્ણવેદના ઉષ્ણભૂમિના નરકા-વાસામા રહેલા નારકીઓને હોય છે અને અતિ દુર્બલ વૃદ્ધ માણસ કાંઈ પણ આચ્છાદન વિના શિયાળાની રાત્રે ઉંચેથી બરફ પડતો હોય, ચારે બાજુથી શીત વાયુ વાતો હોય અને હીમાચલના ઠંડા પ્રદેશમા બરફ ઉપર રહેલો હોય તો ત્યા તેને જેટલી શીત વેદના

થાય તેથી અનંતગુણી શીતવેદના શીત ભૂમિના નરકાવાસામાં રહેલા નારકીઓને હોય છે નરકાવાસા ક્ષેત્રોના વર્ણ ગંધ રસ અને સ્પર્શ અતિ ભયંકર બિહામણા અને અતિ દુઃખદાયી છે.

## (૨) દસ ભવનપતિ નિકાયના ભુવનો

રત્નપ્રભા પૃથ્વીનો પીંડ એક લાખ એંસી હજાર યોજનનો જાડો છે તેમાંથી એક હજાર યોજન ઉપર અને એક હજાર યોજન નીચે મૂકીએ બાકી એક લાખ અઠોતેર હજાર યોજન પિંડ રહ્યો તેમાં પાથડા વચ્ચે વચલા ૧૦ આંતરામાં દસ જાતિના ભુવનપતિનીકાયના દેવોના ભુવનો છે.

મેરુ પર્વતના જે આઠ રુચક પ્રદેશ છે ત્યાંથી અર્ધોઅર્ધ બે ભાગ કરીએ એક દક્ષિણદિશાનું અર્ધ અને બીજું ઉત્તર દિશાનું અર્ધ એવા બે ભાગે ભુવનપતિના ભુવનોની શ્રેણીઓ છે તેમાં દક્ષિણ દિશાની શ્રેણીમા અસુરકુમારના ચોત્રીસલાખ, ભુવન છે, નાગકુમારના ૪૪ લાખ ભુવન છે, સુવર્ણકુમારના ૩૮ લાખ, વિદ્યુતકુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિશિકુમાર, સ્તનિતકુમાર, એ દરેકના ચાલીસ ચાલીસ લાખ અને પવનકુમારના પચાસ લાખ ભુવનો છે. એ સર્વે મળી દક્ષિણ દિશાની શ્રેણીમાં ચારક્રોડ ને છ લાખ ભુવન છે.

ઉત્તર દિશાની શ્રેણીમા અસુરકુમારના ૩૦ લાખ, બીજાનાં ૪૦ લાખ, ત્રીજાના ૩૪ લાખ, ચોથા, પાંચમાં છઠ્ઠા, સાતમા, આઠમા અને દસમાં એ દરેકના છત્રીસ છત્રીસ લાખ અને નવમાનાં ૪૬ લાખ ભુવનો છે એ સર્વ મળી ઉત્તર દિશાની શ્રેણીમા ત્રણ ક્રોડ છાસઠ લાખ ભુવન છે.

એમ બન્ને શ્રેણીના મળીને કુલ સાત ક્રોડ બહોતેર લાખ ભુવનપતિના ભુવનો છે એ ભુવનો નાનામાં નાના જંબુદ્વીપ જેવડા મોટા છે મધ્યમ સંખ્યાતા યોજનના અને મોટામા મોટા અસંખ્યાત

જોજન લાંબા પહોળા, બહારથી વાટલા, અંદરથી ચોખૂણા અને ભૂમિતળીએ કમળની કર્ણીકાને આકારે, ઘણા સુંદર, સાનુકુલ વર્ણ ગંધ, રસ અને સ્પર્શે કરીને સહિત છે

સંખ્યાતા જોજનવાલા ભુવનમાં સંખ્યાતા અને અસંખ્યાતા જોજનવાળા ભુવનમાં અસંખ્યાતા દેવો રહે છે

**(૩) વ્યંતરના નગરો** :– રત્નપ્રભા પૃથ્વી ઉપર મૂકેલો જે એક હજાર જોજનનો જાડો પૃથ્વીપીંડ તેમાંથી એકસો જોજન ઉપર અને એકસો જોજન નીચે મૂકીને વચલો આઠસો જોજન જાડો, અસંખ્યાત જોજન લાંબો પહોળો પૃથ્વીપીંડ છે તેમાં આઠ જાતિના વ્યંતર દેવોના ઉત્તર તથા દક્ષિણ શ્રેણીએ અસંખ્યાતા નગરો છે.

તે નાનામા નાના ભરતક્ષેત્ર જેવડા, મધ્યમ મહાવિદેહ ક્ષેત્ર જેવડા અને મોટામાં મોટા જંબુદ્વીપ જેવડા લાખ જોજન જેવડા છે, તે સર્વે નગરો બહારથી વાટલા, અંદરથી ચોખૂણા અને ભૂમિતળીએ કમળની કર્ણીકાને આકારે અતિ સુંદર, મનોહર, સાનુકુળ, વર્ણ ગંધ, રસ અને સ્પર્શે કરીને યુક્ત છે તેમા વ્યંતરના દેવો રહે છે

**(૪) વાણવ્યંતરના દેવોના નગરો**.–વળી રત્નપ્રભા પૃથ્વીમાં ઉપર મૂકેલો જે એકસો જોજનનો જાડો પૃથ્વીપીંડ તેમાથી દસ જોજન ઉપર અને દસ જોજન નીચે મૂકીને વચલો એસી જોજનનો જાડો અસંખ્યાત જોજનનો લાંબો પહોળો પૃથ્વીપીંડ છે તેમા આઠ જાતિના વાણવ્યંતર દેવના ઉત્તર તથા દક્ષિણ શ્રેણીએ અસંખ્યાતા નગરો છે. તે નાનમા નાના ભરતક્ષેત્ર જેવડા, મધ્યમ મહાવિદેહ જેવડા અને મોટામા મોટા જંબુદ્વીપ જેવડા લાખ જોજનના છે –

**(૫) તિર્છાલોક** :– ઉપર કહ્યા પ્રમાણે વ્યંતરના તથા વાણવ્યંતરના અસંખ્યાતા નગરો છે તે સમુદ્રોની નીચે નથી પણ દ્વીપોની નીચે પૃથ્વીના પિંડની પોલારમા છે અનંતાનંત આકાશ પ્રદેશના મધ્યભાગમા કટીએ હાથ રાખી પગ પસારી ઉભેલા પુરુષના આકારે,

અકૃત્રિમ, નિશ્ચળ અને પંચાસ્તિકાયના સમુદાયયુક્ત ચૌદ રાજ પ્રમાણ લોક છે એ ચૌદ રાજલોકના મધ્યમા એક રાજ લાંબો પહોળો અને મેરૂસમીપે સમભૂતલા પૃથ્વીથી નવસો જોજન નીચા ને નવસો જોજન ઉંચો તિર્છોલોક છે.

તિર્છાલોકમા પચ્ચીસ કોડાકોડી ઉદ્ધારપલ્યોપમના જેટલા સમય થાય તેટલા દ્વીપ અને સમુદ્રો છે અર્થાત અસંખ્યાતા દ્વીપ અને સમુદ્રો છે તેમા ત્રણ વિકલેંદ્રિય અને તિર્યંચ પંચેંદ્રિયો રહે છે. માટે એ ચાર દંડકવાળાના સ્થાનકો અસંખ્યાતા છે.

(૬) અઢીદ્વીપ અને મનુષ્ય ક્ષેત્ર. જંબુદ્વીપ :– તે સર્વદ્વીપ સમુદ્રની અભ્યંતરમા લાખ જોજનનો લાંબો પહોળો થાળીના આકારે ગોળ આ પ્રથમ જંબુદ્વીપ છે તેમા ૧ ભરત, ૧ ઇરવત, ૧ મહાવિદેહ એ ૩ કર્મભૂમિના ક્ષેત્રો છે અને ૧ હેમવય, ૧ એરણ્યવય, ૧ હરિવાસ, ૧ રમ્યકૂવાસ, ૧ દેવકુરૂ ૧ ઉત્તરકુરૂ, એ અકર્મભૂમિના ક્ષેત્રો છે એમ નવ ક્ષેત્રો જંબુદ્વીપમાં છે

તેને ફરતો ચુડીને આકારે બે લાખ જોજનનો લવણ સમુદ્ર છે તેમાં છપન્ન અંતર દ્વીપો છે તે ભરતક્ષેત્રના ચુલહિમવંત પર્વત અને ઐરવત ક્ષેત્રના શિખરીપર્વત એ બને પર્વતના પૂર્વ પશ્ચિમને છેડે બબે દાઢાઓ નીકળી છે તે એકેકી દાઢા ચોરાસીસે ચોરાસીસે જોજનની જાજેરી લાંબી છે તે એકેકી દાઢા ઉપર સાત સાત અંતરદ્વીપો છે એમ આઠ દાઢાઓ ઉપર થઇને છપન્ન અંતરદ્વીપો છે.

તે લવણસમુદ્રને ફરતો ચાર લાખ જોજનનો ધાતકીખંડ નામાદ્વીપ છે તેમા ૨ ભરત, ૨ ઇરવત, ૨ મહાવિદેહ એમ ૬ ક્ષેત્ર કર્મભૂમિના છે અને ૨ હેમવય, ૨ એરણ્યવય, ૨ હરિવાસ, ૨ રમ્યકવાસ, ૨ દેવકુરૂ, ૨ ઉત્તરકુરૂ એમ ૧૨ ક્ષેત્રો અકર્મભૂમિના છે.

તે ધાતકીખંડને ફરતો આઠ લાખ જોજનનો કાળોદધિસમુદ્ર છે. તેને ફરતો આઠ લાખ જોજનનો અર્દ્ધપુષ્કરનામા દ્વીપ છે તેમાં

ધાતકીખંડના જેટલા જ કર્મભૂમિ તથા અકર્મભૂમિના ક્ષેત્રો છે. એમ સર્વે મળીને ૧૦૧ ક્ષેત્ર છે. અર્થાત્ મનુષ્યના સંખ્યાતા એટલે એકસોને એકવીસ ક્ષેત્ર છે.

તે કાલોદધિ સમુદ્રને ફરતો પુષ્કરદ્વીપ ને તેને ફરતો પુષ્કરવર સમુદ્ર વિગેરે એક બીજાથી બમણા બમણાં વિસ્તારે ચુડીના આકારે અને પ્રશસ્ત વસ્તુના નામે અસંખ્યાતા દ્વીપને અસંખ્યાતા સમુદ્રો છે. સર્વથી છેલ્લો સ્વયંભુરમણ નામે સમુદ્ર છે તે અર્ધરાજથી કાંઇક ઝાઝેરો વિસ્તારે છે.

(૭) જ્યોતિષી – જંબુદ્વીપમા બે ચંદ્ર ને બે સૂર્ય, લવણ સમુદ્રમાં ચાર ચંદ્ર ને ચાર સૂર્ય, ધાતકીખંડમા બાર ચંદ્ર ને બાર સૂર્ય, કાલોદધિ સમુદ્રમાં બેતાલીસ ચંદ્ર ને બેતાલીસ સૂર્ય. અને પૂષ્કરાર્ધમા ૭૨ ચંદ્ર ને ૭૨ સૂર્ય છે એ બધા મળી એકસો બત્રીસ ચંદ્રને ૧૩૨ સૂર્ય તથા ગ્રહાદિક જ્યોતિષિઓના વિમાનો આ મનુષ્ય ક્ષેત્રમા છે, તે સર્વે ચર છે.

મનુષ્ય ક્ષેત્રની બહાર અસંખ્યાતા દ્વીપ તથા સમુદ્રોમાં અસંખ્યાતા જ્યોતિષિના વિમાનો છે તે સર્વે સ્થિર છે. દરેક ચંદ્રને અઠયાસી ગ્રહ, અઠાવીસ નક્ષત્ર અને છાસઠ હજાર નવસે પચોતેર ક્રોડા ક્રોડી તારાનો પરિવાર છે. પૃથ્વીના સમભૂતળ થકી ઉંચે સાતસો નેવું જોજને તારાના વિમાન છે, ત્યાથી ૧૦ જોજન ઉપર સૂર્યનુ વિમાન છે, ત્યાંથી ૮૦ જોજન પર ચંદ્રમાનુ વિમાન છે, ત્યાંથી ઉપર ૪ જોજને નક્ષત્રના વિમાન છે, ત્યાથી ૪ જોજન પર બુધનુ વિમાન છે, ત્યાથી ૩ જોજન પર શુક્રનુ વિમાન છે, ત્યાથી ૩ જોજન પર બૃહસ્પતિનુ વિમાન છે ત્યાથી ૩ જોજન પર મંગલનુ વિમાન છે, ત્યાથી ૩ જોજન પર સર્વથી ઉપર શનિનુ વિમાન છે. એવી રીતે ૧૧૦ જોજન જાડપણે અને સમભૂતળથી નવસો જોજન ઉંચે જ્યોતિષ ચક્ર છે.

તે વિમાનો મેરૂપર્વતથી અગીઆરસે એકવીસ જોજન ચારે તરફ દૂર છે, અને અગીઆરસે ને અગીઆર જોજન અલોકથી દૂર અંદરની બાજુમાં એટલે લોકમાં છે એટલે અલોકની અબાધાએ જ્યોતિષ ચક્ર છે મનુષ્ય ક્ષેત્રમાંના ચંદ્રમાના વિમાન એક જોજનના એકસઠ ભાગ કરીએ એવડા, છપ્પન ભાગના લાંબા પહોળા ને અઠાવીસ ભાગના ઉંચા છે

સૂર્યના વિમાન એકસઠીયા ૪૮ ભાગના લાંબા પહોળા ને ૨૪ ભાગના ઉંચા છે. ગ્રહના ૨ ગાઉના લાંબા પહોળા ને એક ગાઉના ઉંચા છે નક્ષત્રના ૧ ગાઉના લાંબા પહોળા ને અર્ધગાઉના ઉંચા છે અને તારાઓના પાંચસો ધનુષ્યથી એક હજાર ધનુષ્ય સુધીના લાંબા પહોળા ને ૨૫૦ થી ૫૦૦ ધનુષ્યના ઉંચા છે.

મનુષ્ય ક્ષેત્રની બહારના જ્યોતિષિના વિમાનોનુ પ્રમાણ મનુષ્ય ક્ષેત્રના વિમાનોથી અર્ધો અર્ધ છે એટલે મનુષ્ય ક્ષેત્રમા રહેલ ચંદ્રનુ વિમાન એકસઠિયા ૫૬ ભાગનુ છે તો મનુષ્ય ક્ષેત્રની બહારનુ ચંદ્રનુ વિમાન એકસઠિયા ૨૮ ભાગનુ છે એમ પાંચે જ્યોતિષિઓના વિમાનોની લંબાઇ પહોળાઇ અને ઉંચાઇનુ પ્રમાણ અર્ધોઅર્ધ છે.

ચંદ્ર તથા સૂર્યના વિમાન વાહક દેવો સોળ સોળ હજાર છે ગ્રહના વિમાન વાહક દેવો આઠ હજાર છે નક્ષત્રના ચાર હજાર છે અને તારાના બે હજાર દેવો છે ચંદ્ર સૂર્ય ગ્રહ, નક્ષત્ર અને તારાની ચાલવાની ગતિ અનુક્રમે એક બીજાથી શીઘ્રશીઘ્રતર છે

જ્યોતિષિના વિમાનનુ માહોમાંહે અંતર વ્યાઘાતે ઉત્કૃષ્ટ બાર હજાર બસે બહેતાલીસ જોજનનુ અને જઘન્ય (૧)

૧ દશ હજાર યોજનનો મેરૂને બે પડખે મેરૂને ૧૧૨૧ યોજન છોડીને વિમાનો ચાલે છે માટે ૧૨૨૪૨ યોજન અંતર થાય.

બસો ને છાસઠ જોજનનુ છે નિર્વ્યાઘાતે એટલે વ્યાઘાત ન હોય ત્યારે, ઉત્કૃષ્ટ બે ગાઉનુ અને જઘન્યથી પાચસે ધનુષ્ય, એક તારાથી બીજા તારાની વચ્ચે અંતર છે.

સૂર્ય ઉચો સો જોજન, નીચો અઢારસો જોજન, અને તિર્છો સુડતાલીસ હજાર બસો ત્રેસઠ જોજન અને સાઠીયા એકવીસ ભાગ તપે છે, એટલે ઉપર કહ્યા પ્રમાણે સૂર્યનુ તાપ ક્ષેત્ર છે. લવણ સમુદ્રે જ્યોતિષિના વિમાનો છે તે ઉદક સ્ફટિક રત્નના અને બીજા સર્વ જ્યોતિષિના વિમાનો સ્ફટિક રત્નનાં છે. તે સર્વ વિમાનો **અર્ધકવીઠા** અર્ધ કોઠ ફલના આકારે મનોહર દેદીપ્યમાન પ્રકાશ વાલા અને અતિસુંદર જ્યોતિષિઓના વિમાનો છે તેમજ અસંખ્યાતા દ્વીપમાં જ્યોતિષિના અસંખ્યાતા દ્વીપો તથા રાજધાનીઓ છે તેમા અસંખ્યાતા જ્યોતિષિ દેવો રહે છે.

(૮) **વૈમાનિક દેવોના વિમાન**—વૈમાનિક દેવોના વિમાનો જ્યોતિષિના વિમાનોથી અસંખ્યાત કોડા કોડી જોજને અથવા આઠમા રાજલોકના છેડે ઘનોદધિના આધારે (૧) સૌધર્મ દેવલોક દક્ષિણ દિશાએ અને બીજુ ઇશાન દેવલોક ઉત્તર દિશાએ છે તે બન્ને દેવલોકના ભેગા મળી વલયાકારે તેર પ્રતર છે તેરે પ્રતરની વચ્ચે અર્ધોઅર્ધ બે ખંડ કરીએ ૧ દક્ષિણ દિશિખંડ અને બીજો ઉત્તર દિશીખંડ દક્ષિણના ખંડનો અધિપતિ સૌધર્મેંદ્ર અને ઉત્તરના ખંડનો અધિપતિ ઇશાનેંદ્ર છે. સૌધર્મના ૩૨ લાખ વિમાન છે તેમાં ૪૯૪ ત્રિખૂણા, ૪૮૬ ચોખૂણા, ૭૨૭ વાટલા અને એકત્રીસલાખ ૯૮ હજાર બસો ત્રાણુ વિવિધ આકારના પુષ્પાવકીર્ણ વિમાનો છે.

૨ નિષધ અને નીલવંત પર્વત ચારસો યોજનના ઉંચા છે તેના ઉપર પાચસો પાચસો યોજનના શિખર છે તે શિખરો ઉપર અઢીસો યોજન પહોળા છે તેની બે બાજુએ આઠ આઠ યોજન છોડીને વિમાનો ચાલે છે માટે જઘન્ય અંતર બસો છાસઠ યોજન થાય છે.

તથા ઇશાનેંદ્રના ૨૮ લાખ વિમાન છે તેમા ૪૯૪ ત્રિખૂણા, ૪૮૬ ચોખૂણા, ૨૩૮ વાટલા અને ૨૭ લાખ ૯૮ હજાર સાતસો બ્યાસી વિવિધ આકારના છે પુષ્પાવકીર્ણ વિમાનો છે તે બન્ને દેવલોકના સર્વ વિમાનના ભોયતળીઆનો પૃથ્વીપિંઠ સત્તાવીસસો જોજનનો જાડો છે ને તે વિમાનો પાચસો જોજનના ઉંચા છે કેટલા એક સખ્યાતા ને કેટલાએક અસખ્યાતા જોજનના લાંબા પહોળા છે અને કાળા નીલા રાતા પીળા ને ધોળા એમ પચ વર્ણના છે.

તે વિમાનોની ઉપર અસખ્યાત જોજને અથવા નવમા રાજ લોકના છેઠે ઘનવાતના આધારે ત્રીજો સનત્કુમાર દેવલોક દક્ષિણ દિશાએ અને ચોથો માહેન્દ્ર દેવલોક ઉત્તર દિશાએ છે તે બન્ને દેવલોકના ભેગા મળી વલયાકારે બાર પ્રતર છે તેમાં પણ પૂર્વોક્ત રીતે દક્ષિણખંડનો અધિપતિ સનત્કુમારેન્દ્ર અને ઉત્તરખંડનો અધિપતિ માહેન્દ્ર છે

સનત્કુમારેંદ્રના ૧૨ લાખ વિમાન છે તેમા ૩૫૬, ત્રિખૂણા, ૩૪૮, ચોખૂણા, ૫૨૨ વાટલા અને ૧૧ લાખ ૯૮ હજાર સાતસો ચુમોતેર વિવિધ આકારનાં પુષ્પાવકીર્ણ વિમાન છે તથા માહેંદ્રના ૮ લાખ વિમાન છે તેમા ૩૫૬ ત્રિખૂણા, ૩૪૮ ચોખૂણા, ૧૭૦ વાટલા અને ૭ લાખ ૯૯ હજાર એકસો છવીસ વિવિધ પ્રકારના પુષ્પાવકીર્ણ વિમાન છે

તે બન્ને દેવલોકના સર્વ વિમાનના ભોંયતળીયાનો પૃથ્વી પીઠ છવીસસો જોજનનો જાડો છે ને તે સર્વ વિમાનો છસો જોજનના ઉંચા છે કેટલાએક સખ્યાતા અને કેટલાએક અસખ્યાતા જોજનના લાંબા પહોળા છે અને કાળા વર્ણ સિવાય ચાર વર્ણના છે

ત્રીજા ચોથા દેવલોક ઉપર અસખ્યાતા જોજને અથવા દશમાં રાજલોકના ઘનવાતને આધારે પાચમો બ્રહ્મ દેવલોક છે તેમાં છ પ્રતરને ૪ લાખ વિમાન છે તેમા ૨૮૪ ત્રિખૂણા, ૨૭૬ ચોખૂણા,

૨૭૪ વાટલા અને ૩ લાખ ૯૯ હજાર એકસો છાંસઠ વિવિધ આકારના પુષ્પાવકીર્ણ વિમાન છે

તેનું ભોયતળીઉં પચીસો જોજન જાડું છે ને તે વિમાનો સાતસો જોજન ઉંચા છે કેટલાએક સંખ્યાતા ને કેટલાએક અસંખ્યાતા જોજન લાંબા પહોળા છે અને કાળા ને નીલા વર્ણ સિવાય ત્રણ વર્ણના છે. પાંચમા દેવલોકના ઉપર અસંખ્યાતા જોજને અથવા દસમાં રાજલોકના છેડે ઘનોદધિ ને ઘનવાતના આધારે છઠોલાતક દેવલોક છે. તે દેવલોકમા પાંચ પ્રતર ને પચાસહજાર વિમાનો છે તેમાં ૨૦૦ ત્રિખૂણા, ૧૯૨ ચોખૂણા, ૧૯૩ વાટલા અને ૪૯ હજાર ચારસો પંદર વિવિધ આકારના પુષ્પાવકીર્ણ વિમાન છે. વિમાનના ભોયતળીઆનુ જાડપણું તથા ઉંચાઇ અને વર્ણ પાચમાં દેવલોકની જેમ જાણવા અને તે વિમાનો કેટલાએક સંખ્યાતા અને કેટલાએક અસખ્યાતા જોજનના લાબા પહોળા છે.

છઠા દેવલોકના ઉપર અસંખ્યાતા જોજને અથવા અગીયારમાં રાજલોકમાં ઘનોદધિ અને ઘનવાતના આધારે સાતસો મહાશુક્ર દેવલોક છે તેમા ચાર પ્રતરને ૪૦ હજાર વિમાનો છે તેમાં ૧૩૬ ત્રિખૂણા. ૧૩૨ ચોખૂણા, ૧૨૮ વાટલા અને ૩૯ હજાર છસો ને ચાર વિવિધ આકારના પુષ્પાવકીર્ણ વિમાન છે. તેના ભોંયતળીયાનો પૃથ્વી પીડ ચોવીસસો જોજન જાડો છે ને આઠસો જોજન ઉચા છે. કેટલાએક સખ્યાતા ને કેટલાએક અસંખ્યાતા જોજન લાંબા પહોળા છે અને પીળા તથા ધોળા એ બે વર્ણવાળા છે.

સાતમા દેવલોકના ઉપર અસખ્યાત જોજને અથવા અગીઆરમા રાજલોકના છેડે ઘનોદધિ અને ઘનવાતના આધારે આઠમો સહસ્રાર દેવલોક છે તેમા ૪ પ્રતર ને છ હજાર વિમાનો છે, તેમાં ૧૧૬ ત્રિખૂણા, ૧૦૮ ચોખૂણા, ૧૦૮ વાટલા અને ૫ હજાર છસો અડસઠ વિવિધ આકારના પુષ્પાવકીર્ણ વિમાન છે. તે વિમાનના

ભોમતળીઆનું અડપણ, ઊંચાઈ લંબાઈ પહોળાઈ અને વર્ણ એ સર્વે સાતમા દેવલોકની પેઠે જાણવા.

આઠમા દેવલોકના ઉપર અસંખ્યાત જોજને અથવા બારમાં રાજલોકમાં આકાશના આધારે નવમો આણત અને દશમો પ્રાણત એ બે દેવલોક એકઅેક છે અને તે બન્ને દેવલોકનો ૧ ઈંદ્ર છે તે બન્ને દેવલોકમા થઈને ૪ પ્રતરને ચારસો વિમાનો છે, તેમા ૬૨ ત્રિખુણા, ૮૮ ચોખુણા, ૮૮ વાટલા અને ૧૩૨ વિવિધ પ્રકારના પુષ્પાવકીર્ણ વિમાન છે.

તે વિમાનના ભોંયતળીઆનો પૃથ્વીપીંડ ત્રેવીસસો જોજન જાડો છે, ને તે વિમાનો નવસો જોજન ઉંચા છે તેમાના કેટલાએક સંખ્યાતા ને કેટલાએક અસંખ્યાતા જોજનના લાંબા પહોળા છે અને ધોળા વર્ણના છે નવમા દસમા દેવલોકના ઉપર અસંખ્યાતા જોજને અથવા બારમાં રાજલોકના છેડે આકાશને આધારે ૧૧મો આરણને ૧૨મો અચ્યુત દેવલોક એકઅેક છે તે બન્ને દેવલોકનો એક ઈંદ્ર છે તે બન્ને દેવલોકમા થઈને ૪ પ્રતર ને ત્રણસો વિમાનો છે, તેમાં ૭૨ ત્રિખુણા, ૬૮ ચોખુણા, ૬૪ વાટલા અને ૯૬ વિવિધ પ્રકારના પુષ્પાવકીર્ણ વિમાન છે તે વિમાનના ભોંયતળીઆનું જાડપણુ ઉંચાઈ લાંબા પહોળાં ને વર્ણ એ સર્વે નવમા દસમાં દેવલોકની પેઠે જાણવા.

૧૧મા અને ૧૨મા દેવલોકના ઉપર અસંખ્યાતા જોજને અથવા તેરમા રાજલોકમાં આકાશના આધારે નવગ્રૈવેયક છે તે ઠેરનો એકેકો પ્રતર હોવાથી નવગ્રૈવેયકના નવ પ્રતર છે તે નવ પ્રતરોમાં પ્રથમ નીચેની ત્રીકે ત્રણ પ્રતરે ૧૧૧ વિમાન છે તેમા ૪૦ ત્રિખુણા, ૩૬ ચોખુણા અને ૩૫ વાટલા વિમાન છે. એ હેઠલી ત્રીકમા પુષ્પાવકીર્ણ વિમાન નથી.

તેના ઉપર અસંખ્યાત જોજને બીજી મધ્યની ત્રીકે ૧૦૭

વિમાન છે તેમાં ૨૮ ત્રિખૂણાં, ૨૪ ચોખૂણાં, ૨૩ વાટલા અને ૩૨ પુષ્પાવકીર્ણું વિમાન છે તેના ઉપર અસખ્યાત જોજને અથવા તેરમા રાજલોકને છેડે ઉપરનુ ત્રીજું ત્રીક છે તેના ૧૦૦ વિમાન છે તેમા ૧૬ ત્રિખૂણા, ૧૨ ચોખૂણા, ૧૧ વાટલા અને ૬૧ પુષ્પાવકીર્ણ વિમાન છે એમ નવગ્રૈવેયકના સર્વે મળી ૩૧૮ વિમાન છે. તેનાં ભોંયતળીઆનો પૃથ્વી પીડ બાવીસો જોજનનો જાડો છે, તે વિમાનો એક હજાર જોજન ઉચા, કેટલાએક સખ્યાતા ને કેટલાએક અસખ્યાતા જોજન લાબા પહોળા છે ને તે ફક્ત ધોળા વર્ણના જ છે.

નવગ્રૈવેયકની ઉપર અસખ્યાતા જોજન અથવા ચૌદમા રાજલોકના છેડે આકાશના આધારે પાચ અનુત્તર વિમાન છે. તેનો એક પ્રતર ને પાચ વિમાન છે તેમાં વચલું સર્વાર્થસિદ્ધ વિમાન લાખ જોજનનુ લાંબું પહોળુ ને વાટલુ છે તેની ચારે દિશાએ અનુક્રમે વિજય વિજયત, જયત ને અપરાજીત એમ ચાર વિમાન છે. તે ત્રિખૂણા છે

તે વિમાનના ભોયતળીઆનો પૃથ્વી પીંડ એકવીસસો જોજન જાડો છે વિમાન ૧૧સો જોજન ઉચા છે અસખ્યાત જોજન લાબા પહોળા અને ફક્ત ધોળા વર્ણના જ છે. તે પાંચ અનુત્તર વિમાનની ઉપર બાર જોજને ૪૫ લાખ જોજનની લાબી પહોળી છત્રાકારે મધ્યભાગે આઠ જોજનની જાડી છેડે માખીની પાંખ જેવી પાતલી એક ક્રોડ ૪૨ લાખ ૩૦ હજાર ૨૪૯ જોજન ઝાઝેરી પરિધિ અને પાણીના કણીયા, મચકુડનું ફુલ, રૂપાનો પટ ને મોતીના હારથી પણ અધિક ઉજળી એવી સિદ્ધશિલા છે તે સિદ્ધશિલાની ઉપર એક જોજનને છેડે લોકનો અત છે ત્યા એક ગાઉનો છઠ્ઠો ભાગ એટલે ત્રણસો તેત્રીસ ધનુષ્યની ઉપર બત્રીસ આગલમા સર્વ સિદ્ધના અનતા જીવો રહ્યા છે

૧૨ દેવલોક નવગ્રૈવેયક અને પાચ અનુત્તર વિમાનના સર્વે-
૨ મલીને ૮૪ લાખ ૯૭ હજાર ને ત્રેવીસ વિમાનો છે. તે વિમાનો

અત્યંત સુગંધીમય માખણનાં જેવો મૃદુસ્પર્શ, નિત્ય ઉદ્યોતવંત, મનોહર છે તથા શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ, ઋદ્ધિ, ગતિ, લાવણ્ય, કાંતિ, સ્થિતિ એ દશ વાના મનોજ્ઞ છે જેમાં એવા અતિ સુંદર વિમાનોને વિષે અસંખ્યાત દેવો રહે છે પૃથ્વી પ્રમુખ પાંચ સ્થાવરો ચઉદે રાજલોકમાં ભરેલા છે માટે એ પાંચ દંડકવાળાના રહેવાના અસંખ્યાતા સ્થાનકો છે

## (૬૭) વિરહ દ્વાર

વિરહકાળ એટલે એક જીવ ઉત્પન્ન થયા પછી બીજા જીવો કેટલા કાળને અંતરે ઉત્પન્ન થાય અથવા ચ્યવે એમ દરેક દંડકમાં કહેવું તેનું નામ વિરહ કાળ જાણવું નારકી આદિક ચોવીસ દંડકમાંથી પાંચ સ્થાવર વર્જિને શેષ ૧૯ દંડકમાં ઉપજવા તથા ચ્યવવાનો જઘન્ય વિરહ એક સમયનો છે પાંચ સ્થાવરમાં વિરહ પડતો નથી માટે અવિરહિયા કહેલ છે

નારકીના દંડકે પ્રાય સમય સમય પ્રત્યે જીવ ઉપજે છે અને ચ્યવે છે પરંતુ ક્યારેક અંતર પડે તો જઘન્ય ૧ સમયનું અને ઉત્કૃષ્ટ બાર મુહૂર્તનું જાણવું સાતે નરકમાં કોઈ જીવ ઉત્પન્ન થાય તો વધારેમાં વધારે બાર મુહૂર્ત સુધી ન ઉપજે માટે સામાન્યે સાતે નરક આશ્રી બાર મુહૂર્તનો વિરહ જાણવો.

જુદી જુદી નરકની અપેક્ષાએ પહેલી નરકમાં ઉત્કૃષ્ટો ૨૪ મુહૂર્તનો, બીજી નરકે સાત દિવસનો, ત્રીજી નરકે ઉત્કૃષ્ટો ૧૫ દિવસનો, ચોથી નરકે ઉ૦ એકમાસનો, પાંચમી નરકે ઉ૦ બે માસનો, છઠ્ઠી નરકે ઉ૦ ચાર માસનો, સાતમી નરકે ૭ માસનો, ચ્યવવાનો વિરહકાળ એટલે અંતર ઉત્કૃષ્ટ જાણવો. અહીં જેનો જેટલો વિરહ કાળ કહ્યો છે તેટલા કાળથી ઉપરાંત કાળમાં અવશ્ય એ નરકોને વિષે કોઈ પણ જીવ ઉત્પન્ન થાય એમ કહ્યું છે.

દશ ભુવનપતિના દંડકે જીવ નિરતર ઉપજે છે અને ચ્યવે છે, પરંતુ કદી ઉત્કૃષ્ટ વિરહ પડે તો ૨૪ મુહૂર્તનો, તેમજ વ્યંતર જ્યોતિષી અને વૈમાનિકના દંડકે અને પેલા બીજા દેવલોકને વિષે પ્રત્યેક ઉપજવા તથા ચ્યવવાનો વિરહ ઉ૦ ૨૪ મુહૂર્તનો છે, ત્યાર-પછી નિશ્ચય બીજો કોઇ જીવ દેવતાપણે ઉપજે અથવા ચ્યવે.

ત્રીજા દેવલોકે ૯ દિવસ ને ૨૦ મુહૂર્તનો ચોથે દેવલોકે ઉ૦ ૧૨ દિવસ ને ૧૦ મુહૂર્તનો પાચમે દેવલોકે ઉ૦ સાડીબાવીસ દિવસનો છઠે દેવલોકે ઉ૦ ૪૫ દિવસનો સાતમે દેવલોકે ઉ૦ ૮૦ દિવસનો આઠમે દેવલોકે ઉ૦ સો દિવસનો નવમા તથા દસમા દેવલોકમા પ્રત્યેકે ઉ૦ સખ્યાતા માસનો અગિયારમે બારમે દેવલોકે ઉ૦ સખ્યાતા વર્ષનો પેલીત્રીકે ઉ૦ સંખ્યાતા સોવર્ષનો તે જ્યાંલગે હજાર વર્ષ ન થાય ત્યા સુધી, બીજી ત્રીકે ઉ૦ સખ્યાતા હજાર વરસનો તે જ્યા સુધી લાખ વર્ષ ન થાય ત્યા સુધી ત્રીજી ત્રીકે ઉ૦ સખ્યાતા લાખ વરસનો તે જ્યા સુધી ક્રોડ વરસ ન થાય ત્યાં સુધી વિજયાદિક ચાર અનુત્તર વિમાને ઉ૦ પલ્યોપમના અસંખ્યા-તમા ભાગ જેટલો અને સર્વાર્થસિદ્ધ મહા વિમાનને વિષે ઉ૦ પલ્યોપમના સખ્યાતમા ભાગ જેટલો ઉપજવા તથા ચ્યવવાનો વિરહ-કાળ જાણવો.

પૃથ્વીકાયાદિ પાચે એકેન્દ્રિયના દડકે પ્રત્યેક સમયે જીવ ઉત્પન્ન થાય છે અને ચ્યવે છે માટે તે એકેન્દ્રિયને વિષે જઘન્ય ઉત્કૃષ્ટ વિરહકાળ નથી અર્થાત્ અવિરહીયા છે અને ત્રણ વિગલેન્દ્રિયનો ઉ૦ અતર્મુહૂર્તનો ઉત્પાત અને ચ્યવનનો વિરહ જાણવો ગર્ભજ તિર્યચ પચેન્દ્રિયને વિષે ઉ૦ બાર મુહૂર્તનો અને સમુર્છિમ તિર્યચ પચેન્દ્રિયને વિષે ઉ૦ અતર્મુહૂર્તનો ઉપજવા તથા ચ્યવવાનો વિરહ જાણવો

ગર્ભજ મનુષ્યને વિષે ઉ૦ બારમુહૂર્તનો અને સમુર્છિમ મનુષ્યને વિષે ઉ૦ ચોવીસમુહૂર્તનો ઉપજવા તથા ચ્યવવાનો વિરહ

જાણવો. સમુચ્ચયે ચાર ગતિનો ઉપજવા તથા ચ્યવવાનો વિરહકાળ જઘન્ય ૧ સમયનો, ઉત્કૃષ્ટ બાર મુહૂર્તનો. સર્વ ઇંદ્રસ્થાનકે ઉપજવાનો વિરહ જ૦ ૧ સમયનો, ઉ૦ છ માસનો. મોક્ષમા નિરંતર જીવ ઉપજે છે પણ કયારેક વિરહ પડે તો જ૦ ૧ સમયનો ને ઉ૦ છ માસનો તથા સિદ્ધગતિથી સિદ્ધના જીવોને ચ્યવવું નથી માટે એને ચ્યવન વિરહકાળ હોય નહી

## (૬૮) શુન્યકાળાદિ દ્વાર

૧ શુન્યકાળ, ૨ અશુન્યકાળ, ૩ મિશ્રકાળ, ૧ શુન્યકાળ એટલે પુચ્છા સમયે જેટલા જીવ જે દંડકમા છે તેમાથી ચ્યવીને તે બધા જીવો નીકળી જાય એમાંનો એક પણ જીવ તે દંડકમાં રહે નહિ તે આશ્રી એને શૂન્યકાળ કહે છે તે શૂન્યકાળ વનસ્પતિ વર્જિને શેષ ૨૩ દંડકમા છે વનસ્પતિમા શૂન્યકાળ નથી. ૨ અશુન્યકાળ એટલે પુચ્છા સમયે જે દંડકમા જેટલા જીવ ઉપન્યા તેમાંનો એક પણ ચ્યવ્યો નથી તેમજ નવો ઉપન્યો નથી અર્થાત્ તેટલા જ જીવો હજી તે જ દંડકમાં છે તે આશ્રી તેને અશુન્યકાળ કહે છે તે અશુન્યકાળ ચોવીસે દંડકમાં છે

૩ મિશ્રકાળ એટલે પુચ્છા સમયે જે દંડકમા જેટલા જીવ ઉપન્યા તેમાથી થોડાએક જીવો તે દંડકમાથી નિકળી ગયા છે અને થોડાએક હજી તે દંડકમા છે એટલે નથી નીકળી ગયા તે આશ્રી તેને મિશ્રકાળ કહે છે તે મિશ્રકાળ ચોવીસે દંડકમા છે એટલે વનસ્પતિ વર્જિને શેષ ૨૩ દંડકમા ત્રણેકાળ છે અને વનસ્પતિના દંડકમાં શૂન્યકાળ વર્જિને બાકીના બે કાળ છે

## (૬૯) અવગાહના દ્વાર

(૧) વ્યાખ્યા—અવગાહના પદાર્થ જેટલા આકાશ પ્રદેશોમા સમાય તેટલા આકાશ પ્રદેશો તે પદાર્થની અવગાહના રૂપ છે અથવા પદાર્થની ઉંચાઇ લંબાઇ, પહોળાઇ અને જાડાઇનું જે માપ તે

અવગાહના કહેવાય (૨) અંગુલનુ સ્વરૂપ–અવગાહનાનુ સ્વરૂપ જાણવા માટે પ્રથમ ત્રણ પ્રકારના અગુલનુ સ્વરૂપ કહે છે જીવોના શરીરાદિકના માપ જે અગુલથી માપીએ તે અગુલ ત્રણ પ્રકારના છે. (૧) આત્માગુલ, (૨) ઉત્સેધાગુલ અને (૩) પ્રમાણાગુલ. (૧) આત્માંગુલ–જે કાળે જે ક્ષેત્રે જેટલુ મનુષ્યનુ અગુલ હોય તે અગુલ પ્રમાણને આત્માઅગુલ કહે છે આત્માગુલે નગર, ગામ, કુવા, તળાવ, વાવ, ગઢ, પોળ, કોઠા, વહાણ, રથ અને ગાડાદિક મપાય છે જેમકે ઋષભદેવ પ્રભુના વખતમા ઋષભદેવના અગુલ પ્રમાણે માપીને લોકો ઘર, હાટ, કુવા, પ્રમુખ કરતા હતા અને શ્રી મહાવીર સ્વામીના વખતમા મહાવીર સ્વામીના અગુલ પ્રમાણે માપીને ઘર હાટ પ્રમુખ લોકો કરતા હતા એ પ્રમાણે આત્મ–અગુલનુ સ્વરૂપ જાણવુ

(૨) ઉત્સેધ અગુલનુ સ્વરૂપ માટે જુઓ–અનતા સૂક્ષ્મ પરમાણુએ એક વ્યવહાર પરમાણુ થાય તે વ્યવહાર પરમાણુ મદિરને વિષે છિદ્રાદિકથી આવતા સૂર્યના કિરણોમા જે ઉડતા રજના કણ દેખાય છે તેના અનતમા ભાગ જેટલો ઝીણો હોય છે અનતા વ્યવહાર પરમાણુનો એક ઉષ્ણ શ્રેણીયો પરમાણુ થાય, આઠ ઉષ્ણ શ્રેણીયા પરમાણુનો એક શીત શ્રેણીયો પરમાણુ થાય આઠ શિત શ્રેણીયા પરમાણુએ એક ઉર્ધ્વ રેણુ થાય આઠ ઉર્ધ્વ રેણુએ એક ત્રસરેણુ થાય તે ત્રસરેણુ બેઇંદ્રિયાદિક ત્રસજીવોને ચાલતા જે રજ ઉડે છે તેના એક કણ બરાબર જાણવી

આઠ ત્રસરેણુએ એક રથરેણુ થાય તે રથરેણુ રથાદિક ચાલતા જે રજ ઉડે છે તેમાના એક કણ જેવડી જાણવી આઠ રથ રેણુએ દેવ–ઉતર કુરૂક્ષેત્રના યુગલિયા મનુષ્યનો એક વાલાગ્ર કુરૂ ક્ષેત્રના આઠ વાલાગ્રે હરિવર્ષ તથા રમ્યક્ વર્ષના યુગલિયાનો એક વાલાગ્ર હરિવર્ષ રમ્યક્ વર્ષના આઠવાલાગ્રે હેમવય એરણવય ક્ષેત્રના યુગલિયા મનુષ્યનો એક વાલાગ્ર, હેમવય એરણવયના આઠ વાલાગ્રે મહાવિદેહના મનુષ્યનો એક વાલાગ્ર, મહાવિદેહના આઠ વાલાગ્રે ભરત ઇરવત ક્ષેત્રના મનુષ્યનો એક વાલાગ્ર જાણવો

આઠ વાલાગ્રે એક લિખ. આઠ લિખે એક જુ. આઠ જુએ એક જવમધ્ય અને આઠ જવમધ્યે એક ઉત્સેધાંગુલ થાય. એવા છ ઉત્સેધાંગુલે એક પગ. બે પગે એક વેંત. બે વેંતે અથવા ચોવીસ અંગુલે એક હાથ. ચાર હાથે એક ધનુષ્ય. બે હજાર ધનુષ્યે એક ગાઉ, અને ચાર ગાઉએ એક જોજન થાય.

ઉત્સેધાંગુલે દેવતાદિક સર્વ દંડકના સંસારી જીવોની અવગાહનાનું પ્રમાણ (માપ) કહ્યું છે. એક હજાર ઉત્સેધાંગુલે કરીને એક પ્રમાણ અંગુલ થાય. તત્ત્વં તુ કેવલીગમ્યં, અને એક પ્રમાણ અંગુલના ઉત્સેધાંગુલ હજાર થાય. ૨૪ પ્રમાણાંગુલે એક હાથ. ચાર હાથે એક ધનુષ્ય. બે હજાર ધનુષ્યે એક ગાઉ અને એવા ચાર ગાઉએ એક જોજન થાય.

શાશ્વતા પર્વતો, દ્વીપો, સમુદ્રો નદીઓ, દ્રહો, પૃથ્વી, લોક, અલોક, નરકાવાસા, વિમાનો, રાજધાનીઓ વિગેરે શાશ્વતિ વસ્તુઓની લંબાઈ, પહોળાઈ તથા પરિધિ વિગેરેના માપ પ્રમાણાંગુલે કહ્યા છે.

(૩) જઘન્ય અવગાહના – ચોવીસે દંડકના જીવોના ભવધારણીય શરીરની જઘન્ય અવગાહના અંગુલને અસંખ્યાતમે ભાગે છે તે પણ ઉત્સેધાંગુલનો અસંખ્યાતમો ભાગ લેવો. આગળ દ્વારમાં ઉત્કૃષ્ટ અવગાહનાનો સ્વરૂપ કહેશે તેનું માપ ઉત્સેધાંગુલે લેવું એમ ઉત્તર વૈક્રિયમાં પણ જાણવું.

(૪) ઉત્કૃષ્ટ અવગાહના – ઔદારિક શરીરની ઉત્કૃષ્ટી ભવધારણીય અવગાહના હજાર જોજનની ઝાઝેરી, કમળના ઊજને

નોંધ– ઉત્સેધાંગુલથી પ્રમાણાંગુલ ચારસોગણું લાંબુ હોય છે અને અઢીગણું પહોળું હોય છે તે કારણ લંબાઈથી ગણતાં ચારસોગણું હોય છે અને પહોળાઈ સહિત ગણીએ તો હજારગણું થાય છે

ન્યાયે જાણવી વૈક્રિય શરીરની ઉ૦ પાંચસો ધનુષ્યની, આહારક શરીરની જઘન્ય મુંડાહાથની ને ઉત્કૃષ્ટી એક હાથની, તૈજસ અને કાર્મણ શરીરની ઉ૦ પોતપોતાના શરીર પ્રમાણે અથવા ચૌદ રાજલોક પ્રમાણે કેવળી સમુદ્દઘાતની અપેક્ષાએ સમજવી.

નારકીના દંડકમા ૧લી નરકે ઉત્કૃષ્ટ પોણા આઠ ધનુષ્ય ને છ અંગુલની, ૨જી નરકે ઉ૦ સાડા પંદર ધનુષ્ય ને ૧૨ અંગુલની, ૩જી નરકે સવાએકત્રીસ ધનુષ્યની ચોથી નરકે ઉ૦ સાઢા બાસઠ ધનુષ્યની , પમી નરકે ઉ૦ ૧૨૫ ધનુષ્યની, છઠી નરકે ઉ૦ ૨૫૦ (બસો પચાસ) ધનુષ્યની સાતમી નરકે ઉ૦ ૫૦૦ ધનુષ્યની.

પહેલી નરકના પહેલા પ્રતરે નારકીની ઉ૦ દેહમાન ૩ હાથનું છે. બીજે પ્રતરે ૫ હાથ ને સાડા આઠ અંગુલનુ એમ દરેક પ્રતરે બે હાથ સાડા આઠ અંગુલ વધારતા છેલ્લા તેરમાં પ્રતરમાં પોણા આઠ ધનુષ્ય ને છ અંગુલનુ ઉ૦ દેહમાન જાણવું.

બીજી નરકના પહેલે પ્રતરે ઉ૦ દેહમાન પોણાઆઠ ધનુષ્ય ને છ અંગુલનુ જાણવું બીજા પ્રતરે સાડા આઠ ધનુષ્ય ને નવ અંગુલનુ એમ દરેક પ્રતરે ત્રણ હાથ ને ત્રણ અંગુલ વધારતાં છેલ્લા ૧૧મા પ્રતરમાં ઉ૦ દેહમાન સાડા પંદર ધનુષ્ય ને બાર અંગુલનું જાણવુ ત્રીજી નરકના પહેલા પ્રતરે ઉ૦ સાડા પંદર ધનુષ્ય ને બાર અંગુલનુ દેહમાન. બીજા પ્રતરે ઉ૦ સાડાસત્તર ધનુષ્ય ને સાડાસાત અંગુલનુ એમ દરેક પ્રતરે ૭ હાથ ને સાડાઓગણીસ અંગુલ વધારતા છેલ્લા નવમા પ્રતરે સવાએકત્રીસ ધનુષ્યનુ ઉ૦ દેહમાન છે.

ચોથી નરકના પહેલા પ્રતરે સવાએકત્રીસ ધનુષ્યની ઉ૦ અવગાહના છે અને બીજા દરેક પ્રતરે પાંચ ધનુષ્ય ને ૨૦ અંગુલની વૃદ્ધિ કરતાં છેલા ૭મા પ્રતરે સાડાબાસઠ ધનુષ્યનુ ઉ૦ દેહમાન છે

પાંચમી નરકના પહેલા પ્રતરે ઉ૦ સાડાબાસઠ ધનુષ્યનુ દેહમાન છે અને બીજા દરેક પ્રતરે ૧૫ ધનુષ્યને અઢીહાથની વૃદ્ધિ

કરતા છેલ્લા પાંચમાં પ્રતરે ઉ૦ ૧૨૫ ધનુષ્યનું દેહમાન છે છઠ્ઠી નરકના પહેલા પ્રતરે ઉ૦ ૧૨૫ ધનુષ્યનું દેહમાન છે, બીજા કરે પ્રતરે સાડાબાસઠ ધનુષ્યની વૃદ્ધિ કરતા છેલ્લા ત્રીજા પ્રતરે ઉ૦ ૨૫૦ ધનુષ્યનું દેહમાન છે સાતમી નરકે એક જ પ્રતર છે તેમાં ઉ૦ પાંચસો ધનુષ્યનું દેહમાન છે

ભવનપતિના ૧૦, વ્યંતરનો એક, જ્યોતિષીનો એક, વૈમાનિકનો એક, તેમા પણ પહેલે બીજે દેવલોકે એટલા સ્થાનકના દેવ દેવીઓનું ઉ૦ દેહમાન ૭ હાથનું છે ત્રીજે ચોથે દેવલોકે ૬ હાથનું છે પાંચમે છઠ્ઠે દેવલોકે પાંચ હાથનું સાતમે આઠમે દેવલોકે ૪ હાથનું નવમાંથી બારમા સુધીના ચાર દેવલોકમા ૩ હાથનું છે. નવગ્રૈવેયકમા બે હાથનું છે ચાર અનુત્તર વિમાનમા એક હાથનું છે. દેહમાન છે અને સર્વાર્થસિદ્ધમાં મુઠા હાથનું દેહમાન છે

ચાર સ્થાવર અને નિગોદનું ઉ૦ દેહમાન અંગુલને અસંખ્યાતમે ભાગે છે પ્રત્યેક વનસ્પતિનું ઉ૦ દેહમાન હજાર જોજન ઝાઝેરું જાણવું. બેઇંદ્રિયનું ઉ૦ દેહમાન ૧૨ જોજનનું, તેઇંદ્રિયનું ૩ ગાઉનું, ચૌરિંદ્રિયનું ૪ ગાઉનું તિર્યંચના દંડકમા જળચર સમુચ્છિંમ અને ગર્ભજ તથા ઉરપર સર્પગર્ભજની ઉ૦ અવગાહના હજાર જોજનની છે ભૂજપરિ સર્પ ગર્ભજની ઉ૦ પૃથક્ત્વ એટલે બે થી નવ ગાઉની, સ્થળચર ચોપદ ગર્ભજની ૬ ગાઉની. ગર્ભજ ખેચરની પૃથક્ત્વ ધનુષ્યની. સમુચ્છિંમ ઉરપરિ સર્પની પૃથક્ત્વ જોજનની. સમુચ્છિંમ સ્થળચર ચોપદની પૃથક્ત્વ ગાઉની. સમુચ્છિંમ ભુજપરિ સર્પને ખેચરની પૃથક્ત્વ ધનુષ્યની છે

મનુષ્યના દંડકે સમુચ્છિંમ મનુષ્યનું ઉ૦ દેહમાન પણ અંગુલને અસંખ્યાતમે ભાગે જાણવું, ગર્ભજ મનુષ્યની ઉ૦ અવગાહના ૩ ગાઉની છે તે ક્ષેત્ર તથા કાળની અપેક્ષાએ લેવી.

દેવકુરુ ઉત્તરકુરુમાં ૩ ગાઉની, હરિવાસ રમ્યક્વાસમા બે

બે ગાઉની, હેમવય એરણ્યવયમા એક ગાઉની, ૫૬ અંતરદ્વીપામાં ૮૦૦ ધનુષ્યની, ૫ મહાવીદેહમા ૫૦૦ ધનુષ્યની

૫ ભરત ૫ ઇરવતમા કાળઆશ્રી પહેલે આરે બેસતા ૩ ગાઉની, ઉતરતા બે ગાઉની, બીજે આરે બેસતા બે ગાઉની, ઉતરતાં એક ગાઉની, ત્રીજે આરે બેસતા ૧ ગાઉની, ઉતરતા ૫૦૦ ધનુષ્યની, ચોથે આરે બેસતા ૫૦૦ ધનુષ્યની, ઉતરતા ૭ હાથની, પાચમે આરે બેસતાં ૭ હાથની, ઉતરતા ૧ હાથની, છઠે આરે બેસતા ૧ હાથની, ઉતરતા મુંડા હાથની એમ ચડતા અવળા-સવળી જાણવી.

સૂક્ષ્મ ને સાધારણ નામ કર્મના ઉદયે કરીને અનંતા જીવોએ ગ્રહણ કરેલ એક શરીર તે સૂક્ષ્મ નિગોદ સૂક્ષ્મ સાધારણ વનસ્પતિ-કાયનુ શરીર કહેવાય એ શરીર સર્વ જીવોના શરીરથી અતિ સૂક્ષ્મ અગુલના અસખ્યાતમા ભાગ જેટલુ છે, સૂક્ષ્મ નિગોદિઓના શરી-રથી અસખ્યાતગણું મોટુ સૂક્ષ્મ વાયુકાયનુ શરીર જાણવું, એટલે અસખ્યાતા સૂક્ષ્મ નિગોદના શરીરે એક સૂક્ષ્મ વાયુકાયનુ શરીર હોય.

તેથી અસખ્યાતગણુ મોટુ સૂક્ષ્મ તેઉકાયનુ, તેથી અસખ્યાત ગણું મોટુ અપકાયનુ, તેથી અસખ્યાતગણુ સૂક્ષ્મ પૃથ્વીકાયનુ શરીર છે, તેથી અસ બાદર વાઉકાયનુ, તેથી અ૦ બાદર તેઉકાયનુ શ૦ તેથી મોટુ અ૦ બાદર અપકાયનુ શ૦ તેથી અ૦ એક બાદર પૃથ્વી-કાયનુ શ૦ તેથી પણ અ૦ એક બાદર નિગોદ, સાધારણ વનસ્પતિ કાયનુ શરીર કહેલ છે.

એ પ્રમાણે પાચ સૂક્ષ્મ ને પાચ બાદર એ દસેના શરીર એકબીજાથી અનુક્રમે અસખ્યાતગણા મોટા મોટા કહ્યા છે પરંતુ દસેના શરીરમાનુ મોટામા મોટુ શરીર પણ અગુલના અસખ્યાતમા ભાગ જેટલુ જાણવુ. કારણ કે અગુલના અસખ્યાતમા ભાગના પણ અસખ્યાત ભેદ કહ્યા છે

પૃથ્વ્યાદિ પાચે સૂક્ષ્મ એકેદ્રિય જીવોના શરીર એવા સૂક્ષ્મ

છે કે એક શરીર તો દેખાય જ નહીં પણ અસંખ્યાતા કે અનંતા સૂક્ષ્મ જીવોના શરીરોનો પીંડ એકઠો હોય તો પણ તે દેખાતા નથી, અને પ્રત્યેક વનસ્પતિકાય સિવાય પૃથ્વ્યાદિ પાંચે બાદર એકેંદ્રિય જીવોના શરીર પણ એવા ઝીણા છે કે તે અસંખ્યાતા જીવોના શરીરના પીંડ એકઠા હોય તો જ દેખાય છે

શાસ્ત્રો કહે છે કે એક પથ્થર કે મીઠાના કકડાને કોઈ અતિ બલવાન પુરુષ ઘણી વખત વાટીને સૂક્ષ્મ ચૂર્ણ કરે તો પણ તેમાં રહેલા કેટલાએક જીવના શરીરોને કીલામણા થાય કેટલાએક જીવના શરીરને કીલામણા પણ ન થાય. કેટલાએક મરે ને કેટલાએક મરે પણ નહિ અને કેટલાએકને તો માલમ પણ પડે નહિ જેમકે ૧૨ જોજન લાંબી ને ૯ જોજન પહોળી નગરીને વિષે ઘણા લોકો વસે છે તેમા કોઇના ઘરે ચોર ખાતર પાડે લુંટે કે મારે તેની ખબર નગરીના લોકોમા કોઇને પડે ને કોઇને ન પડે તેમ અહી પણ જાણી લેવું

**જઘન્ય ઉત્તર વૈક્રિય અવગાહના** – જે જે દંડકના જીવોને વૈક્રિય શરીર અથવા વૈક્રિયલબ્ધિ ઉપન્ન થએલ હોય તે જીવો નાનામાં નાના રૂપો બનાવે તો અંગુલને સંખ્યાતમે ભાગે કરી શકે ને મોટામા મોટા લાખ જોજન ઝાઝેરા મોટા કરી શકે તેને ઉત્તર વૈક્રિય શરીર કહે છે

ઉત્તર વૈક્રિયશરીર નારકી તથા દેવોને તો હમેશાં છે કેમકે નારકી તથા દેવોને ભવધારણીય વૈક્રિય શરીર છે માટે એઓમાં સ્વાભાવિક રીતે ઉત્તરવૈક્રિય શરીર કરવાની શક્તિ છે અને મનુષ્ય તથા તિર્યંચપંચેન્દ્રિયના દંડકમાં સંખ્યાતા વર્ષની આયુષ્યની સ્થિતિવાળા ગર્ભજ મનુષ્ય અને તિર્યંચપંચેદ્રિયમા પણ જેને વૈક્રિય લબ્ધિ ઉત્પન્ન થઇ હોય તેઓ જ ઉત્તરવૈક્રિય શરીર કરી શકે છે બાકીના બીજા કરી શકતા નથી

બાદર વાયુકાય પર્યાપ્તામા પણ જેને વૈક્રિયશરીર હોય છે તે જ ઉત્તરવૈક્રિય કરી શકે છે બીજા નથી કરી શકતા નારકીનો ૧, દેવતાના ૧૩, તિર્યંચપચેદ્રિયનો ૧, મનુષ્યનો ૧ એ ૧૬ દંડકવાળા ઉત્તર વૈક્રિય કરે તો જઘન્ય અંગુલના સંખ્યાતમાં ભાગ સુધીની અવગાહના કરે, અને વાયુકાય જઘન્ય અગુલને અસંખ્યાતમે ભાગે અવગાહના કરી શકે. કેમકે વાયરાની ભવધારણીય અવગાહના અંગુલને અસખ્યાતમે ભાગે છે માટે સખ્યાતમે ભાગે ન કરી શકે.

(૬) **ઉત્કૃષ્ટ ઉત્તર વૈક્રિય અવગાહના**-નરકના દંડકમાં જે જે નરકે તથા જે જે પ્રતરે જેટલી જેટલી ઉત્કૃષ્ટ ભવધારણીય અવગાહના છે તેનાથી બમણી ઉત્તર વૈક્રિય શરીરની અવગાહના કરી શકે.

જેમકે પહેલી નરકને પહેલે પ્રતરે ભવધારણીય અવગાહના ત્રણ હાથની છે. તો તે પ્રતરવાલા ઉત્તરવૈક્રિય અવગાહના છ હાથની કરી શકે પણ વધારે ન કરી શકે. એમ નરકના દડકમા સાતે નરકે દરેક પ્રતરે ભવધારણીયથી બમણી ઉત્તરવૈક્રિય અવગાહના જાણવી. એટલે નરકના દંડકમા ઉત્તરવૈક્રિયની ઉત્કૃષ્ટ અવગાહના હજાર ધનુષ્યની જાણવી

- દેવતાના ૧૩ દડકમા ઉત્તર વૈક્રિય શરીરની ઉત્કૃષ્ટ અવગાહના લાખ જોજનની જાણવી મનુષ્યના દડકમા લાખ જોજન ઝાઝેરી જાણવી. તિર્યંચના દડકમા નવસો જોજનની જાણવી વાયરાની ઉત્કૃષ્ટ પણ અગુલને અસખ્યાતમે ભાગે જાણવી શેષ દડક ૭માં જઘન્ય અને ઉત્કૃષ્ટ ઉત્તર વૈક્રિય અવગાહના નથી કેમકે તેઓને વૈક્રિયશરીર અથવા વૈક્રિય લબ્ધિ નથી

(૭) **ઉત્તર વૈક્રિય સ્થિતિ** જે જે દડકવાળા ઉત્તર વૈક્રિય શરીર કરી શકે છે તેને દડકવાળાનુ ઉત્તર વૈક્રિય શરીર, ઉત્તર વૈક્રિયપણે જેટલો કાળ રહી શકે તેને ઉત્તર વૈક્રિય સ્થિતિ કહે છે. નારકી તથા વાયરાનુ ઉત્તર વૈક્રિય શરીર અતર્મુહૂર્ત સુધી રહે.

મનુષ્ય તથા તિર્યંચપંચેન્દ્રિયનું ઉત્તર વૈક્રિય શરીર ચાર મુહૂર્ત સુધી રહે. દેવતાનું ઉત્તર વૈક્રિય શરીર ઉત્કૃષ્ટ પંદર દિવસ પર્યંત રહે. શેષ દંડકમાં વિકુર્વણા સ્થિતિ નથી. આ સ્થિતિ પોતાના શરીર આશ્રીત સમજવી, અન્ય પ્રકારની વિક્રોવણા ઘણો વખત રહે, તત્ત્વ કેવળી ગમ્ય.

## (૭૮) સ્થિતિ (કાળ પ્રમાણ) દ્વાર

સ્થિતિ તે બે પ્રકારની છે—(૧) સંખ્યાતી, (૨) અસંખ્યાતી. **૧ સંખ્યાતી** (૧) એટલે જેનો ગણીત કરવાથી છેડો પામીયે તેને સંખ્યાતી સ્થિતિ કહે છે અથવા અંતરમુહૂર્તથી લઈને ઉત્કૃષ્ટ સંખ્યાતા વર્ષની જે સ્થિતિ તેને પણ સંખ્યાતી સ્થિતિ કહે છે

૨. **અસંખ્યાતી** એટલે જેનો ગણીત કરતા છેડો ન પામીયે પણ જ્ઞાની પુરુષો જેનો છેડો પામી શકે તેને અસંખ્યાતી સ્થિતિ કહે છે અર્થાત્ સંખ્યાથી જે અતિત તેને અસંખ્ય કહે છે અથવા પલ્યોપમ સાગરોપમના જે સ્થિતિ તેને પણ અસંખ્યાતી સ્થિતિ કહે છે હવે ચોવીસ દંડકમાથી જ્યોતિષિ અને વૈમાનિક એ બે દંડક વર્જિને શેષ ૨૨ દંડકમા સંખ્યાતી સ્થિતિ છે, અને પાચ સ્થાવર, ત્રણ વિકલેંદ્રિય એ આઠ દંડક વર્જીને શેષ ૧૬ દંડકમા અસંખ્યાતી સ્થિતિ છે આ સ્થિતિદ્વાર વર્તમાન ભવ આશ્રી જાણવો.

જે જીવોના આયુષ્ય અસંખ્યાતી સ્થિતિ એટલે પલ્યોપમ સાગરોપમના કહ્યા છે તે પલ્યોપમ અને સાગરોપમનું સ્વરૂપ જાણવા માટે પહેલા પલ્યનું સ્વરૂપ જાણવું જોઇએ—(૧) ઉદ્ધાર પલ્યોપમ, (૨) અદ્ધાપલ્યોપમ, (૩) ક્ષેત્રપલ્યોપમ, એવી રીતે ૩ પ્રકારના પલ્યોપમ છે. ને તે દરેકના બાદર અને સૂક્ષ્મ એમ બે ભેદ ગણતાં પલ્યોપમ છ પ્રકારના છે

(૧) ઉત્સેધાગુલના માપ પ્રમાણે એક જોજન પ્રમાણ એટલે ૪ ગાઉ લાંબો પહોળો ને ઉંડો એવો એક કુપાકાર પાલો કલ્પીએ ને તે પાલા મધ્યે કુરૂક્ષેત્રમા ઉત્પન્ન થએલા ૭ દિવસના યુગલિયાનો

એક વાલ ઉત્સેધાંગુલ પ્રમાણ લઈ તેના સાતવાર આઠ આઠ ખડ કરીએ ત્યારે એ એક અગુલ પ્રમાણ વાલના ૨૦ લાખ ૯૭ હજાર એકસોને બાવન ખડ થાય તેવા ખડો ઠાસીને એ પાલો ભરીયે તે એવી રીતે ઠાંસીને ભરીએ કે તેના ઉપર ચક્રવર્તિનુ કટક ચાલ્યુ જાય તો પણ તે લચકે નહિ. ગગાના પ્રવાહથી ભેદાય નહિ, અગ્નિથી બળે નહિ અને વાયુથી એક ખડ પણ ઉડે નહિ એવો ઠાંસીને ભરીએ

પછી એ પાલામાથી એકેકા સમયે એકેક ખડ કાઢતા જેટલે કાળે તે પાલો ખાલી થાય તેટલા કાલને (I) **બાદર ઉદ્ધાર પલ્યોપમ** કહે છે તે ઉદ્ધાર પલ્યોપમ સખ્યાતા સમય કાળ પ્રમાણ હોય છે કેમકે ખડ સખ્યાતા છે માટે કાળ પણ સખ્યાતો થાય એવા દસ ક્રોકાક્રોડી બાદર ઉદ્ધાર પલ્યોપમનો એક બાદર ઉદ્ધાર સાગરોપમ થાય એ પલ્યોપમ ને સાગરોપમ તો, સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ અને સૂક્ષ્મ ઉદ્ધાર સાગરોપમ સુખે કરી જાણી શકાય તે માટે પ્રરૂપણા માત્ર છે

પૂર્વે જે વાલાગ્ર ખડે કરી પાલો ભર્યો છે તે ખડોને જ્ઞાનીઓ બાદર વાલાગ્ર કહે છે તે એકેકા બાદર ખડના અસખ્યાતા અસખ્યાત સૂક્ષ્મ ખડ મનથી કલ્પીએ, એક ખડનો બીજો ખંડ ન કલ્પી શકાય એવા સૂક્ષ્મ ખડે કરી પૂર્વોક્ત રીતે પાલો ભરીયે તેમાથી સમયે સમયે એકેકો ખડ કાઢીએ એમ કાઢતા જેટલે કાળે તે પાલો ખાલી થાય તેટલા કાળને **સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ** કહે છે.

સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ અસખ્યાતા સમય કાળ પ્રમાણ છે દસક્રોડા ક્રોડી સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમે એક (II) **સૂક્ષ્મ ઉદ્ધાર સાગરોપમ** થાય એવા **અઢી સાગરોપમના જેટલા સમય થાય તેટલા દ્વીપ સમુદ્રો છે** દ્વીપસમુદ્રોની સખ્યાની ગણત્રી માટે આ પલ્યોપમની પ્રરૂપણા કરેલ છે માટે સાર્થક છે પણ કેવળ પરૂપણામાત્ર નથી

(૨) પૂર્વોક્ત યોજન પ્રમાણ પાલો બાદર વાલાગ્રે ભરીને તેમાંથી સો સો વર્ષે એકેક ખંડ કાઢતા જેટલે કાળે તે પાલો ખાલી થાય તેટલા કાલને (I) બાદર અદ્ધા પલ્યોપમ કહે છે એવા દશ કોડાકોડી પલ્યોપમે એક બાદર અદ્ધા સાગરોપમ થાય. પણ એનું પ્રયોજન નથી, કેવળ પ્રરૂપણા માત્ર છે

તે જ બાદર ખંડના પૂર્વોક્ત રીતે અસંખ્યાત સૂક્ષ્મ ખંડ કલ્પીને સો સો વર્ષે એકેક ખંડ કાઢતા પાલો જેટલે કાળે ખાલી થાય તેટલા કાળને (II) સૂક્ષ્મ અદ્ધાપલ્યોપમ કહે છે.

એ પલ્યોપમ અસંખ્યાતા ક્રોડ વર્ષે થાય એવા દસ ક્રોડ કોડી પલ્યોપમે એક સૂક્ષ્મ અદ્ધાસાગરોપમ થાય. એ સૂક્ષ્મ અદ્ધાપલ્યોપમને સાગરોપમે કરી દેવતા નારકી તિર્યંચ અને મનુષ્યના આયુષ્ય તથા સ્વકાયસ્થિતિ ભવસ્થિતિ અને કર્મસ્થિતિનું કાળમાન કહ્યુ છે અર્થાત્ એ પલ્યોપમનું પ્રયોજન છે પણ કેવળ પ્રરૂપણા માત્ર નથી.

(૩) પૂર્વોક્ત રીતે એક યોજન પ્રમાણ પલ્યને વિષે ભરેલા બાદર વાલાગ્રમાંથી એકેકા વાલાગ્રે સ્પર્શેલા જેટલા જેટલા આકાશ પ્રદેશ હોય તેટલા તેટલા સમયે એકેક વાલાગ્ર કાઢતાં જેટલે કાળે તે પાલો ખાલી થાય તેટલા કાળને (I) બાદર ક્ષેત્ર પલ્યોપમ કહે છે

તે પલ્યોપમ અસંખ્યાતી ઉત્સર્પિણી અને અવસર્પિણીએ થાય છે. પણ એ પલ્યોપમ કેવળ પ્રરૂપણા માત્ર છે તે જ બાદર વાલાગ્રખંડના પૂર્વોક્ત રીતે અસંખ્યાત સૂક્ષ્મખંડ કલ્પીએ ને કલ્પેલા સૂક્ષ્મ વાલાગ્રને સ્પર્શેલા પ્રદેશ તથા અણસ્પર્શ્યા એવા સમસ્ત આકાશ પ્રદેશને સમયે સમયે કાઢતાં જેટલા કાળે તે પાલો ખાલી થાય તેટલા કાળને (II) સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમ કહે છે.

સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમનું કાળમાન પૂર્વોક્ત બાદર ક્ષેત્રપલ્યોપમથી અસંખ્યાતગણું અસંખ્યાતી ઉત્સર્પિણી ને અવસર્પિણી પ્રમાણ કહેલ છે

એવા દસ ક્રોડાક્રોડી **સૂક્ષ્મ** પલ્યોપમે એક **સૂક્ષ્મ** ક્ષેત્ર સાગરોપમ થાય. એમ પાલ્યોપમ તથા સાગરોપમે કરી **ત્રસાદિક જીવો અને પુદ્ગળોનુ પરિમાણ** (માપ) કરવુ એમ કહ્યુ છે

ત્રણ પ્રકારના સૂક્ષ્મ પલ્યોપમ તથા સાગરોપમનુ પ્રયોજન શાસ્ત્રને વિષે છે અને ત્રણ પ્રકારના બાદર પલ્યોપમ કહ્યા તે તો ફકત સૂક્ષ્મ પલ્યોપમના સુખાવબોધ થવા માટે કહ્યાં છે તેનુ કાંઇ બીજું પ્રયોજન શાસ્ત્રને વિષે નથી

## (૭૧) ભવ સ્થિતિદ્વાર.

(૧) **જઘન્ય ભવ સ્થિતિ** નારકીનો ૧, ભવનપતિના ૧૦, વ્યંતરનો ૧ એ ૧૨ દડકવાળાની જઘન્ય ભવસ્થિતિ દસ દસ હજાર વર્ષની છે જ્યોતિષીના દડકમા જઘન્ય ભવ સ્થિતિ-ચદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર દેવદેવીની પા પલ્યની છે તારા દેવદેવીની પલ્યનો આઠમો ભાગ છે વૈમાનિકના દડકમા જઘન્ય સ્થિતિ એક પ્રલ્યની છે, તે પહેલા દેવલોક આશ્રી અને બીજે દેવલોકે જ૦ એકપલ્ય ઝાઝેરી સમજવી શેષ પૃથ્વ્યાદિક દસ દડકમા જઘન્ય ભવસ્થિતિ અતર્મુહૂર્તની છે

(૨) **ઉત્કૃષ્ટ ભવસ્થિતિ** નરકના દંડકમા ઉત્કૃષ્ટ ભવસ્થિતિ તેત્રીસ સાગરોપમની છે ૧લી નરકે ઉ૦ ૧ સાગરની, ૨ જી નરકે ૩ સાગરની, ૩જી નરકે ૭ સાગરની, ૪થી નરકે ૧૦ સાગરની, પમી નરકે ૧૭ સાગરની, ૬ઠી નરકે ૨૨ સાગરની, ૭મી નરકે ૩૩ સાગરની ઉ૦ સ્થિતિ છે પહેલી નરકની જે ઉ૦ સ્થિતિ છે તે બીજી નરકની જઘન્ય સ્થિતિ જાણવી. એમજ બીજી નરકની ઉ૦ સ્થિતિ છે તે ત્રીજી નરકની જ૦ સ્થિતિ જાણવી એમ દરેક નરકમા જાણવુ

અસુરકુમારમા દક્ષિણ દિશાના અસુરકુમારોની ઉ૦ ૧ સાગરની, તેની દેવીઓની ઉ૦ સાડાત્રણ પલ્યની ઉત્તર દિશાના અસુરકુમારની ઉ૦ ૧ સાગર ઝાઝેરી, તેની દેવીની સાડાચાર પલ્યની છે. દક્ષિણ

સેંની દેવીની અર્દ્ધપલ્યની, નક્ષત્રની અર્દ્ધપલ્યની. તેની દેવીની પા પલ્યની ઝાઝેરી. તારાની ઉ૦ પા પલ્યની તેની દેવીની ઉ૦ પલ્યની આઠમો ભાગ ઝાઝેરી છે.

વૈમાનીકના દંડકમા ઉ૦ ૩૩ સાગરની છે પહેલે દેવલોકે ૨ સાગરની, તેની પરિગ્રહીતાદેવીની ૭ પલ્યની અને અપરિગ્રહિતા દેવીની ૫૦ પલ્યની, બીજે દેવલોકે ઉ૦ બે સાગર ઝાઝેરી, તેની પરિગ્રહિતા દેવીની, નવપલ્યની ને અપરિગ્રહિતાની ૫૫ પલ્યની છે. (૩) જઘન્ય-ઉત્કૃષ્ટ ભવ સ્થિતિ ત્રીજે દેવલોકે જઘન્ય ૨ સાગર ઉ૦ સાત સાગર, ચોથે દેવલોકે જ૦ બે સાગર ઝાઝેરી ઉ૦ ૭ સાગર ઝાઝેરી, ૫ દેવલોકે ૭ સાગર ઉ૦ ૧૦ સાગર, છઠ્ઠે દેવલોકે જ૦ ૧૦ સાગર ઉ૦ ૧૪ સાગર, ૭ મે દેવલોકે ઉ૦ ૧૭ સાગર, ૮ મે દેવલોકે ઉ૦ ૧૮ સાગર, નવમે દેવલોકે ઉ૦ ૧૯ સાગર, ૧૦ મે દેવલોકે ઉ૦ ૨૦ સાગર, ૧૧મે દેવલોકે ઉ૦ ૨૧ સાગર, ૧૨મે દેવલોકે ઉ૦ ૨૨ સાગર, પ્રથમગ્રૈવેયકે ૨૩ સાગર, બીજીગ્રૈવેયકે ૨૪ સાગર, ૩જી ગ્રૈ૦ ૨૫ સાગર, ૪થી ગ્રૈ૦ ૨૬ સાગર, ૫મી ગ્રૈ૦ ૨૭ સાગર છઠ્ઠી ગ્રૈ૦ ૨૮ સાગર, ૭મી ગ્રૈ૦ ૨૯ સાગર, ૮મી ગ્રૈ૦ ૩૦ સાગર, ૯મી ગ્રૈ૦ ૩૧ સાગર, ચારઅનુત્તરે ૩૩ સાગર, સર્વાર્થસિદ્ધે જઘન્ય ઉત્કૃષ્ટી ૩૩ સાગર

૫ દેવલોકની જે ઉ૦ સ્થિતિ છે તે છઠ્ઠાની જઘન્ય જાણવી એવી રીતે નવ ગ્રૈવેયકની જે ઉ૦ છે તે ચાર અનુત્તરની જઘન્ય સ્થિતિ જાણવી

## (૭૨) કાયસ્થિતિ દ્વાર

(૧) કાયસ્થિતિ—'કાય' એટલે સમુહ પૃથ્વીના જીવોનો સમુહ તે પૃથ્વીકાય તેને વિષે ફરી ફરી મરણ પામીને તેની તે જ કાયમાં ઉત્પન્ન થાય તો તેની અપેક્ષાએ જે સ્થિતિકાળ માન તેનું નામ **કાર્યસ્થિતિ** કહે છે તેનાં બે ભેદ—જઘન્ય કાય સ્થિતિ અને ઉત્કૃષ્ટ કાય સ્થિતિ.

નારકીના ૧, દેવતાના ૧૩, એ ૧૪ દંડકમાં જઘન્ય ને ઉત્કૃષ્ટ કાયસ્થિતિ જઘન્ય ને ઉત્કૃષ્ટ ભવસ્થિતિ પ્રમાણે જાણવી. પૃથ્વી પાણી તેઉ વાયુ એ ૪ની જઘન્ય કાયસ્થિતિ અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ કાય સ્થિતિ અસંખ્યાતિ ઉત્સર્પિણી અવસર્પિણી કાળની અર્થાત્ પૃથ્વીનો જીવ પૃથ્વી પણે રહે તો, એટલે પોતાની કાયને મૂકે નહિ તો અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી કાળ સુધી રહે. એમ જ અપ્ તેઉ ને વાયુકાયમાં પણ જાણવું.

વનસ્પતિ (પ્રત્યેક અને સાધારણ બન્ને ભેગી મળીને લેવી) કાયસ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટી અનંતકાળ પ્રમાણ જાણવી. અર્થાત્ વનસ્પતિનો વનસ્પતિપણે જો રહે તો ઉ૦ અસંખ્યાત પુદ્ગલ પરાવર્તન સુધી રહે તે પછી અવશ્ય વનસ્પતિપણું છોડે અને નિગોદની ઉ૦ કાય સ્થિતિ અઢી પુદ્ગલ પરાવર્તન છે.

વિગલેન્દ્રિયની જ૦ અં૦ અને ઉ૦ સંખ્યાતા હજાર વર્ષ સુધીની જાણવી, પછી અવશ્ય વિગલેન્દ્રિયપણું છોડે. તિર્યંચ પંચેન્દ્રિય ને મનુષ્યની કાયસ્થિતિ જ૦ અં૦ ને ઉ૦ ૩ પલ્યને પ્રત્યેક પૂર્વ ક્રોડીની તે એમકે સંજ્ઞી મનુષ્ય તથા તિર્યંચ પંચેન્દ્રિય સાત ભવ તો લગોલગ પોતાની જાતિમાં પૂર્વક્રોડી આયુષ્યના કરે, અને આઠમો ભવ યુગલિયાનો ૩ પલ્યને આઉખે પોતપોતાના દંડકમાં કરે, અને નવમે ભવે દેવતા થાય એટલે અવશ્ય પણે પોતાનો દંડક છોડવો જ પડે. અર્થાત્ પોતપોતાના દંડકમાં ૩ પલ્યને ૭ પૂર્વક્રોડીથી અધિક ન રહે.

ત્રસકાયની કાયસ્થિતિ જ૦ અં૦ ઉ૦ બે હજાર સાગર ઝાઝેરો સંખ્યાતા વર્ષની છે, તે પછી અવશ્ય ત્રસપણું છોડીને સ્થાવર થાય, સંજ્ઞીની જ૦ કાયસ્થિતિ અં૦ ઉ૦ નવસો સાગરોપમની છે પછી અવશ્ય અસંજ્ઞી થાય. કાય સ્થિતિનું વિશેષ સ્વરૂપ જાણવાની ઇચ્છાવાળાએ પન્નવણાજીના ૧૮મા કાયસ્થિતિ પદથી જાણી લેવું.

(૯) કાયસ્થિતિનું અંતર તે જીવ જે કાયમાં આવ્યા જે

દંડકમાં હોય તે કાય વા તે દંડકમાંથી નીકળીને ફરીથી પાછો તે કાય અથવા તે દંડકમાં આવે તેની વચમા જેટલો કાળ જાય તેને અંતર કહે છે. તે અંતર બે પ્રકારનું છે–(૧) જઘન્ય અંતર અને (૨) ઉત્કૃષ્ટ અંતર.

નારકીનો જીવ નરકમાંથી તે ભવ સંબંધી આયુષ્ય પૂરું કરીને ફરીથી નરકમાં આવે તો જઘન્ય અંત૦ આવે અને ઉ૦ અનંતકાળે પણ આવે. અર્થાત્ નારકીમાં એક જીવ આશ્રી અંતર પડે તો જ૦ અંત૦ અને ઉ૦ અનંતાકાળનુ. એવી રીતે શેષ ૨૨ દંડકે જઘન્ય ઉત્કૃષ્ટ અંતર નારકીની જેમ જાણવું.

વનસ્પતિમાં જઘન્ય અંતર પડે તો અંતર્મુહૂર્તના અને ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળનું કેમકે વનસ્પતિ સિવાય બીજી કાયોની કાયસ્થિતિ અનંતકાળની નથી. પણ અસંખ્યાત કાળની કાયસ્થિતિ છે. માટે વનસ્પતિમાં ઉત્કૃષ્ટ અંતર અસંખ્યાતા કાળનું પડે

## (૭૩) જઘન્ય ઉત્કૃષ્ટ ભવદ્વાર.

જે દંડકમાં જીવ વર્તમાન ભવે છે તે વર્તમાન ભવ પૂરો કરી મરણ પામી તે દંડકમા અંતર રહિત ફરી ઉપજે એવી રીતે નિરંતર કેટલા ભવ કરે તે કહે છે: નારકીના દંડકમાં જ૦ ઉ૦ ૧ ભવ કરે કેમકે નારકી મરીને નારકી થાય નહિ. એમ જ દેવતાના ૧૩ દંડકમા નારકીની પેઠે જ જ૦ ઉ૦ ૧ ભવ કરે.

વનસ્પતિ વર્જીને ચાર સ્થાવરમાં જ૦ ૧–૨–૩ ભવ કરે અને ઉ૦ અસંખ્યાતા ભવ કરે વનસ્પતિમાં જ૦ ૧–૨–૩ ભવ કરે અને ઉ૦ અનંતાભવ કરે ત્રણ વિકલેન્દ્રિયમાં જ૦ ૧–૨–૩ ભવ કરે ઉ૦ સંખ્યાતાભવ કરે તિર્યંચપંચેન્દ્રિય તથા મનુષ્યમાં જ૦ ૧–૨–૩ ભવ કરે ઉ૦ ૮ ભવ કરે તેથી વધારે ન કરે.

(૩) **સોપક્રમી નીરૂપક્રમી** જેને વિષ, વિગેરેનો ઉપક્રમ લાગવાથી મરણ પામે તેને **સોપક્રમી** કહે છે. અને જેને કોઈ પણ પ્રકારનો ઉપક્રમ નથી લાગતો ને જે આયુ ક્ષયે સ્વભાવે મરણ પામે તેને **નિરૂપક્રમી** કહે છે.

ચોવીસ દંડકે નારકીનો ૧, દેવતાના ૧૩ એ ૧૪ દંડકમાં એક નિરૂપક્રમી છે શેષ દંડક દસમા સોપક્રમી અને નિરૂપક્રમી બન્ને છે અસંખ્યાતા વર્ષના આયુષ્યવાળા તિર્યંચો તથા મનુષ્યો અને તીર્થંકર, વાસુદેવ, બલદેવ, ચક્રવર્તિ તથા ચરમ શરીરી એટલા નિરૂપક્રમી જાણવા

## (૭૬) ગતિ આગતિ દ્વાર

(૧) ગતિ દ્વાર – ગતિ એટલે ગમન કરવું, પહેલીથી છઠ્ઠી નરક સુધીના નારકી મરીને મનુષ્યની અને તિર્યંચની એ બે ગતિમાં જાય સાતમી નરકના નારકી એક તિર્યંચની ગતિમા જાય

દશ ભુવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષિ અને વૈમાનિકના દંડકે આઠમા દેવલોક સુધીના દેવતા મરીને મનુષ્યની ને તિર્યંચની એ બે ગતિમાં જાય નવમા દેવલોકથી તે સર્વાર્થસિદ્ધ સુધીના એક મનુષ્યની ગતિમા જાય.

પૃથ્વી, પાણી, વનસ્પતિ અને ૩ વિગલેદ્રિય તથા સમુચ્છિમ મનુષ્ય (૧) મનુષ્યની (૨) તિર્યંચની એ બે ગતિમાં જાય. તેઉ વાયુ એક તિર્યંચની ગતિમાં જાય ગર્ભજ મનુષ્ય પાંચ ગતિમા જાય, સમુચ્છિમ ને ગર્ભજ તિર્યંચ પંચેદ્રિય ચારે ગતિમાં જાય જુગલિયા એક દેવગતિમાં જાય

(૨) આગતિ દ્વાર – આગતિ એટલે **આગમન**. કયા કયા દંડકને વિષે કેટલી કેટલી ગતિના જીવો આવી ઉપજે તે. નારકી,

વૈક્રિયનો મિશ્ર એ બે ઉમેરતા ૪૧ હોય ત્રણ વિગલેન્દ્રિયમાં ૪૦ હેતુ હોય તેમા ૩૯ તો પૃથ્વીના અને એક વ્યવહાર વચન ઉમેરતાં ૪૦ હોય તિર્યંચ પંચેંદ્રિયના દંડકમા ૫૫ હેતુ હોય તે ૫૭માંથી આહારક ૧ આહારકનો મિશ્ર એ બે વર્જવા મનુષ્યના દંડકમાં ૫૭ હેતુ હોય.

## ૭૯ કરણ દ્વાર

(૧) કરણ પંચાવન છે. તેનાં નામ દ્રવ્ય–પાંચ તે ૧ દ્રવ્ય ૨ ક્ષેત્ર, ૩ કાલ, ૪ ભાવ, ૫ ભવ, શરીર ૫, ઇંદ્રિય ૫, મન ચાર પ્રકારના ૪, વચન ચાર પ્રકારના ૪, કષાય ૪, લેશ્યા ૬, સમુદ્દઘાત ૭, સંજ્ઞા ૪, દૃષ્ટિ ૩, વેદ ૩, પ્રાણાતિપાતાદિ ૫ તેના નામ ૧ પ્રાણાતિપાત ૨ મૃષાવાદ ૩ અદત્તાદાન ૪ મૈથુન ૫ પરિગ્રહ એવં સર્વે મળીને ૫૫ કરણ જાણવા એ પંચાવન કરણમાંથી કયા કયા દંડકમાં કેટલા કેટલા કરણ હોય છે તે કહે છે.

નારકીના દંડકમાં ૪૫ કરણ છે તે દ્રવ્ય ૫ શરીર ૩ તે ૫માથી ઔદારીક ને આહારક એ બે શરીર વર્જવા, ઇંદ્રિય ૫, મન ૪, વચન ૪, કષાય ૪, લેશ્યા ૩ પહેલી, સમુદ્દઘાત ૪ પહેલી, સજ્ઞા ૪, દૃષ્ટિ ૩, વેદ ૧ નપુંસક, પ્રાણાતિપાતાદિ ૫ એ સર્વે મળીને ૪૫ જાણવા

ભવનપતિના ૧૦ વ્યંતરનો ૧ એ ૧૧ દંડકમાં ૪૮ કરણ છે તે દ્રવ્ય ૫, શરીર ૩ તે ૫માથી ઔદારીક ને આહારક એ બે શરીર વર્જવા, ઇંદ્રિય ૫, મન ૪, વચન ૪, કષાય ૪, લેશ્યા ૪ પહેલી, સમુદ્દઘાત ૫ પહેલી, સજ્ઞા ૪, દૃષ્ટિ ૩, વેદ ૨ તે નપુંસક વર્જવો, પ્રાણાતિપાતાદિ ૫ એ સર્વે મળીને ૪૮ જાણવા.

પૃથ્વી પાણી ને વનસ્પતિ એ ૩ દંડકમાં ૩૧ કરણ છે તે દ્રવ્ય ૫, શરીર ૩ તે વૈક્રિય ને આહારક એ બે વર્જવા, ઇંદ્રિય

૧ સ્પર્શેંદ્રિય, કષાય ૪ લેશ્યા ૪ પહેલી, સમુદ્ઘાત ત્રણ પહેલી, સજ્ઞા ૪, દષ્ટિ ૧ મિથ્યાત્વની, વેદ ૧ નપુંસક, પ્રાણાતિપાતાદિ ૫ એ સર્વે મળીને ૩૧ જાણવા.

તેઉના દડકમા ૩૦ કરણ છે તે પૃથ્વીના દડકમા કહેલા ૩૧માથી એક તેજોલેશ્યા વર્જવી. વાયુના દડકમા ૩૨ કરણ છે તે ૩૦ તો તેઉના ને તેમા એક વૈક્રિય શરીર ને બીજી વૈક્રિય સમુદ્ઘાત એ બે ઉમેરતા ૩૨ કરણ જાણવા. બેઇંદ્રિયમા ૩૩ કરણ છે તે દ્રવ્ય ૫, શરીર ૩, ઇંદ્રિય ૨ તે સ્પર્શેંદ્રિય રસેંદ્રિય, વચન ૧ તે વ્યવહાર વચન, કષાય ૪, લેશ્યા ત્રણ પહેલી, સમુદ્ઘાત ૩ પહેલી સજ્ઞા ૪, દષ્ટિ ૨ તે ૩માથી મિશ્ર દષ્ટિ વર્જવી, વેદ ૧ નપુંસક, પ્રાણાતિપાતાદિ ૫ એમ ૩૩ કરણ જાણવા.

તેઇંદ્રિયમાં ૩૪ તે એક ઘ્રાણેંદ્રિય વધી. ચૌરિંદ્રિયમા ૩૫ તે એક ચક્ષુઇંદ્રિય વધી. સમુર્છિમ તિર્યંચમા ૩૬ તે એક શ્રોતેંદ્રિય વધી. ગર્ભજ તિર્યંચમા ૫૨ કરણ છે તે ૫૫માથી આહારક શરીર આહારક અને કેવલી એ બે સમુદ્ઘાત એમ ૩ વર્જવા.

ગર્ભજ મનુષ્યમા ૫૫ કરણ છે સમુર્છિમ મનુષ્યમા ૩૪ કરણ છે તે અસંજ્ઞી તિર્યંચ ૫ચેંદ્રિયના ૩૬માથી ૧ વ્યવહાર વચન ને ૨ સમકિત દષ્ટિ એ બે વર્જવા શેષ ૩૪ કરણ જાણવા.

જ્યોતિષિના દડકમાં ૪૫ કરણ છે તે દ્રવ્ય ૫, શરીર ૩ ઇંદ્રિય ૫, મન ૪ વચન ૪, કષાય ૪, લેશ્યા ૧ તેજો, સમુદ્ઘાત ૫ પહેલી, સજ્ઞા ૪ દષ્ટિ ૩ વેદ ૨ તે નપુંસક વર્જવો, પ્રાણાતિપાતાદિ ૫ એ સર્વે મળીને ૪૫ કરણ જાણવા.

વૈમાનિકના દડકમાં ૪૭ તે ૪૫ જ્યોતિષિના લેવા ને તેમા ૧ પદ્મલેશ્યા ને ૨ શુક્લલેશ્યા એ બે મેળવતાં ૪૭ કરણ જાણવા પેહલા બીજા દેવલોકમા જ્યોતિષીની પેઠે ૪૫ કરણ જાણવા. ત્રીજાથી

બારમા દેવલોક સુધીમા ૪૪ કરણ છે તે પૂર્વોક્ત ૪૫માંથી સ્ત્રી-વેદ વર્જવો અને લેશ્યામાં તેજુ વર્જવી. ને તેને ઠેકાણે ૩ થી ૫માં સુધી પદ્મ લેવી અને છઠ્ઠાથી ૧૨મા સુધીમાં શુક્લ લેવી.

નવ ગ્રૈવેયકમાં ૪૧ કરણ છે તે ૪૪માંથી વૈક્રિય ને તૈજસ એ બે સમુદ્ઘાત તથા મિશ્રદૃષ્ટિ એ ૩ વર્જતાં શેષ ૪૧ જાણવા પાંચ અનુત્તર વિમાનમાં ૪૦ કરણ છે તે. ઉપરોક્ત ૪૧માંથી ૧ મિથ્યાદૃષ્ટિ વર્જવી શેષ ૪૦ કરણ જાણવા[1]

## (૮૦) નિર્વર્તિ દ્વાર

નિર્વર્તિ ૮૨ છે. તેનાં નામ કહે છે-કર્મ ૮, શરીર ૫, ઇંદ્રિય ૫, મન ૪, ભાષા ૪, કષાય ૪, વર્ણ ૫, ગંધ ૨, રસ ૫, સ્પર્શ ૮, સંઠાણ ૬, સંજ્ઞા ૪, લેશ્યા ૬ દૃષ્ટિ ૩, જ્ઞાન ૫, અજ્ઞાન ૩, યોગ ૩, ઉપયોગ ૨, એ સર્વે મલીને ૮૨ થઈ

નરકના દંડકમા ૭૦ નિર્વર્તિ છે, તે કર્મ ૮, શરીર ૩, ઇંદ્રિય ૫, મન ૪, ભાષા ૪, કષાય ૪, વર્ણ ૫, ગંધ ૨, રસ ૫, સ્પર્શ ૮, સંઠાણ ૧ હુંડ, સંજ્ઞા ૪, લેશ્યા ૩ પ્રથમ, દૃષ્ટિ ૩, જ્ઞાન ૩ પ્રથમ, અજ્ઞાન ૩, યોગ ૩, ઉપયોગ ૨, એ ૭૦ જાણવી

ભવનપતિના ૧૦, વ્યંતરનો ૧ એ ૧૧ દંડકમા ૭૧ નિર્વર્તિ છે તે નરકની ૭૦માથી હુંડસંઠાણ ને નપુંસક વેદ એ બે વર્જતા ૬૮ રહે તે ૬૮મા સમચઉરંસ સંઠાણ સ્ત્રીવેદ અને પુરુષવેદ એ ૩ ભેળવતા ૭૧ થાય

---

[1] વળી કરણ ત્રણ પ્રકારના છે – (૧) સારંભ=હિંસાદિ પાપ ચિંતવવુ (સંકલ્પ) (૨) સમારંભ=હિંસાદિ પાપ કરવા તૈયાર થવુ કે તેનો આદેશ આપવો (૩) આરંભ=હિંસાદિ પાપ કાયાથી કરવું. ચોવીસે દંડકમા એ ત્રણે કરણ છે

પૃથ્વી પાણી તે વનસ્પતિ એ ૩ દંડકમાં ૫૧ નિર્વંતિ છે તે કર્મ ૮, શરીર ૩, ઇંદ્રિય ૧ સ્પર્શેંદ્રિય, મન અને ભાષા નથી કષાય ૪, વર્ણ ૫ ગંધ ૨ રસ ૫ સ્પર્શ ૮, સંઠાણ હુંડ, સંજ્ઞા ૪, લેસ્યા ૪ પ્રથમ, દષ્ટિ ૧ મિથ્યાત્વ, જ્ઞાન નથી અજ્ઞાન ૨, તે વિભંગ જ્ઞાન વર્જવો યોગ ૧ કાયાનો, ઉપયોગ ૨ એમ ૫૧ જાણવી. તેઉમાં ૫૦ છે તે ઉપરોક્ત ૫૧માંથી તેજુલેશ્યા વર્જવી. વાયુમા ૫૧ છે તે ૫૦ તો તેઉની લેવી તેમા ૧ વૈક્રિય શરીર ઉમેરવાં ૫૧ થાય.

બેઇંદ્રિયમા ૫૬ નિર્વતિ છે તે કર્મ ૮, શરીર ૩, ઇંદ્રિય ૨ તે સ્પર્શેંદ્રિય ને રસેંદ્રિય, મન નથી, ભાષા ૧ વ્યવહાર, કષાય ૪, વર્ણ ૫, ગંધ ૨, રસ ૫, સ્પર્શ ૮, સંઠાણ ૧ હુંડ, સંજ્ઞા ૪, લેશ્યા ૩ પહેલી, દષ્ટિ ૨ તે મિશ્ર વર્જવી, જ્ઞાન ૨ પ્રથમ, અજ્ઞાન ૨ પ્રથમ, યોગ ૨ તે વચનનો કાયાનો, ઉપયોગ ૨ એમ ૫૬ જાણવી

તેઇંદ્રિયમાં ૫૭ તે એક ઘ્રાણેંદ્રિય વધી. ચૌરિંદ્રિયમા ૫૮ તે ચક્ષુઇંદ્રિય વધી. અસંજ્ઞી પંચેંદ્રિયમાં ૫૯ તે શ્રોતેંદ્રિય વધી. સંજ્ઞી તિર્યચ પંચેંદ્રિયમા ૭૯ નિર્વતિ છે તે ૮૨માંથી આહારક શરીર મનપર્યવજ્ઞાન કેવળજ્ઞાન એ ત્રણ વર્જવી.

ગર્ભજ મનુષ્યમા ૮૨ નિર્વતિ છે મનુષ્યણીમા ૮૧ તે ૮૨ માંથી આહારક શરીર વર્જવું સંમુર્છિમ મનુષ્યમા ૫૪ નિર્વતિ છે તે કર્મ ૮ શરીર ૩ ઇંદ્રિય ૫, મન નથી, ભાષા નથી, કષાય ૪, વર્ણ ૫, ગંધ ૨ રસ ૫, સ્પર્શ ૮, સંઠાણ ૧ હુંડ, સંજ્ઞા ૪ લેસ્યા ૩ પહેલી, દષ્ટિ ૧ મિથ્યાત્વ, જ્ઞાન નથી, અજ્ઞાન ૨ પહેલા, યોગ ૧ કાયાનો, ઉપયોગ ૨ એમ ૫૪ જાણવી.

જ્યોતિષિના દંડકમા ૬૮ નિર્વતિ છે તે કર્મ ૮, શરીર ૩ ઇંદ્રિય ૫, મન ૪ ભાષા ૪ કષાય ૪, વર્ણ ૫ ગંધ ૨ રસ ૫ સ્પર્શ ૮, સંઠાણ ૧ સમચઉરસ, સંજ્ઞા ૪ લેસ્યા ૧ તેજુ, દષ્ટિ ૩

જ્ઞાન ૩ પહેલા, અજ્ઞાન ૩, યોગ ૩ ઉપયોગ ૨ એમ ૬૮ જાણવી. વૈમાનિકના દંડકમાં ૭૦ નિર્વર્તિ છે તે ઉપરોકત ૬૮ માં ૧ પદ્મલેશ્યા ને શુકલલેશ્યા એ બે ભેળવતાં ૭૦ થાય પહેલે બીજે દેવલોકે જ્યોતિષિની જેમ ૬૮ નિર્વર્તિ છે ૩-૪-૫ એ ૩ દેવલોકમાં પણ ૬૮ નિર્વર્તિ છે તે તેજુલેશ્યાવર્જીને તેને ઠેકાણે પદ્મલેશ્યા કહેવી. છઠ્ઠાથી બારમા દેવલોક સુધી પણ ૬૮ નિર્વર્તિ છે. તે પદ્મલેશ્યાવર્જીને તેને ઠેકાણે શુકલ લેશ્યા કહેવી. નવગ્રૈવેયકમાં ૬૭ નિર્વર્તિ છે તે ઉપરોકત ૬૮માંથી ૧ મિશ્રદષ્ટિ વર્જવી. પાંચ અનુત્તર વિમાનમાં ૬૩ નિર્વર્તિ છે તે ઉપરોકત ૬૮માથી ૩ અજ્ઞાન ને ૨ દષ્ટિ તે મિથ્યાત્વને મિશ્ર એ પાંચ વર્જવી શેષ ૬૩ નિર્વર્તિ જાણવી.

## (૮૧) દંડ દ્વાર

દંડ પાચ પ્રકારના છે. (૧) અર્થદંડ, (૨) અનર્થદંડ, (૩) હિંસાદંડ, (૪) અકસ્માતદંડ, (૫) દૃષ્ટિવિપર્યાસદંડ **૧ અર્થદંડ તે** પોતાને કાર્યે દંડાય **૨. અનર્થદંડ** તે પોતાના સ્વાર્થ સિવાય ફોગટનો પરના કાર્યે દંડાય **૩ હિંસાદંડ** તે જીવઘાત કરવાથી દંડાય તે. **૪. અકસ્માત દંડ** તે જેને મારવા ધારેલ છે તેને મારતાં વચમાં બીજાને મરાય તે. **૫. દૃષ્ટિ વિપર્યાસદંડ** તે સમજ ફેરથી પોતાનાં મિત્રને શત્રુ જાણીને મારે તે. એ પાંચે દંડ ચોવીસે દંડકમાં છે પાંચ સ્થાવર ને ૩ વિગલેંદ્રિય એ ૮ દંડકમા પાચ દંડ પાછલા ભવ આશ્રી અથવા ઓઘ સંજ્ઞાએ લેવા, તત્ત્વ કેવળી ગમ્ય.

## (૮૨) ક્રિયા દ્વાર

ક્રિયા **क्रियंते कर्म उपार्ज्यंते आभिस्ताः क्रियाः** જેના થકી કર્મ ઉપાર્જન કરી શકાય છે તેને ક્રિયા કહે છે તે પાચ પ્રકારે છે–(૧) કાયિકી ક્રિયા, (૨) અધિકરણકિ ક્રિયા, (૩) પાઉસિયા ક્રિયા, (૪) પારિતાવણિયા ક્રિયા, (૫) પાણાઇવાઇયા ક્રિયા.

૧ કાયિકી તે કાય શરીરના વ્યાપારરૂપ જે, ક્રિયા તેને કાયિકી કહે છે ૨ ખડ્ગાદિક અધિકરણોથી ઉત્પન્ન થએલી જે વ્યાપાર એટલે ક્રિયા તે અધિકરણકિ, કહે છે ૩ મત્સર દ્વેષથી ઉત્પન્ન થએલ જે ક્રિયા તેને પ્રાદ્વેષિકી કહે છે. ૪ પરપ્રાણી ને પરિતાપના દુઃખ, પીડા ઉત્પન્ન કરવા રૂપી જે ક્રિયા તેને પારિતાપનિકી કહે છે. ૫ પરપ્રાણીના પ્રાણ હણવારૂપ જે ક્રિયા તેને પ્રાણાતિપાતકી કહે છે એ પાંચે ક્રિયાઓ ચોવીસે દંડકમાં છે.

## (૮૩) પરિગ્રહ દ્વાર

(૧) પરિગ્રહ એટલે મુર્છાભાવ, એટલે પદાર્થ ઉપર મૌહની ભાવ રાખવો તેને પરિગ્રહ કહે છે પરિગ્રહના ત્રણ પ્રકાર-(૧) કર્મ પરિગ્રહ, (૨) શરીર પરિગ્રહ, (૩) બાહ્ય ભંડોપગરણાદિ પરિગ્રહ એ ત્રણ પ્રકારના પરિગ્રહ પાંચ સ્થાવર ને નારકી એ છ દંડક વર્જીને શેષ ૧૮ દંડકમાં છે અને પાંચ સ્થાવર ને નારકી એ છ દંડકમાં બે જાતના પરિગ્રહ છે તે ૧ કર્મ પરિગ્રહ ૨ શરીર પરિગ્રહ એ બે પરિગ્રહ છે.

(૨) બીજા ત્રણ પ્રકારના પરિગ્રહ (૧) સચિત પરિગ્રહ, (૨) અચિત પરિગ્રહ અને (૩) મિશ્ર પરિગ્રહ. એ ૩ પ્રકારના પરિગ્રહ ચોવીસે દંડકમાં છે

## (૮૪) સમોસરણ દ્વાર

सम्य गे कीमावे नावसरण मेकत्र गमनं मेलापकः समवसरणम् અત્યંત પ્રકારે એકી ભાવ વડે એકત્ર થઇને અર્થાત એકત્ર મળવું તેને સમોસરણ કહે છે તે સમોસરણ ચાર પ્રકારના છે તેના નામ કહે છે ૧ ક્રિયાવાદી ૨ અક્રિયાવાદી ૩ અજ્ઞાનવાદી અને ૪ વિનયવાદી.

એ ચાર સમોસરણમા ક્રિયાવાદીનો એક સમોસરણ અપેક્ષા પૂર્વક સમકીતી છે બાકીના ત્રણ સમોસરણ મિથ્યાત્વી છે અર્થાત્ ૧ સમદષ્ટિ છે ને ત્રણ મિથ્યાદષ્ટિ છે અપેક્ષા– એકાંત ક્રિયાવાદ મિથ્યાત્વમા જાય પણ જ્ઞાન સાથે મળતા સમકીતી છે.

નરકનો ૧ દેવતાના ૧૩ તિર્યંચ પંચેદ્રિયનો ૧ મનુષ્યનો ૧ એ ૧૬ દંડકમાં ચારે સમોસરણ લાભે પાંચ સ્થાવર ત્રણ વિગલેંદ્રિય એ ૮ દંડકમાં ૧ અક્રિયાવાદી ને ૨ અજ્ઞાન વાદી એ બે સમોસરણ છે ક્રિયાવાદી મરીને ૧ મનુષ્ય ૨ દેવગતિ એ બે ગતિમાં જાય અને સમ્યક્ આરાધનાથી મોક્ષે પણ જાય અને બાકીના ત્રણ સમોસરણવાળા ચારે ગતિમા જાયે સમોસરણનુ વિશેષ સ્વરૂપ ભગવતી શતક ૩૦ ઉદ્દેશો ૮ થી જાણવુ

## (૮૫) સપ્રદેશી અપ્રદેશી દ્વાર

**સપ્રદેશી** એટલે જેને ઘણા સમય ઉત્પન્ન થયા પછી થયા હોય તેને સપ્રદેશી કહે છે અને **અપ્રદેશી** એટલે જેને એક સમય ઉપજવાને થયો હોય તેને અપ્રદેશી કહે છે નારકીઆદિ ચોવીસે દંડકમા સપ્રદેશી અપ્રદેશી બન્ને હોય છે ૧ આહાર ૨ ભવ્ય ૩ સંજ્ઞી ૪ લેશ્યા ૫ દષ્ટિ ૬ સયતિ ૭ કષાય ૮ જ્ઞાન ૯ અજ્ઞાન ૧૦ જોગ ૧૧ ઉપયોગ ૧૨ વેદ ૧૩ શરીર ૧૪ પર્યાય એ ૧૪ બોલમા પણ ચોવીસે દડક આશ્રી સપ્રદેશી અપ્રદેશી બન્ને ઉતારવા તેમજ એના ભાંગા વિગેરેનો વિશેષ સ્વરૂપ સપ્રદેશી અપ્રદેશી પદથી જાણી લેવો

## (૮૬) સોપચયાદિ દ્વાર

(૧) **સોપચયા** એટલે ઉપચય સહિત તે વધે પણ ઘટે નહીં તે સિદ્ધ ૨ **સાપચયા** એટલે અપચય સહિત તે ઘટે પણ વધે નહિ. તે ભવ્ય જીવ (૩) **સોપચયા સાપચયા** તે વધે પણ ખરા ને ઘટે પણ ખરા તે ઉપજવા ચ્યવવા આશ્રી, તે ૪ ગતિ ને

૨૪ દંડક આશ્રી સમજવું (૪) નિરુપચયા નિર અપચયા તેમાં વધે નહીં તે 'સિદ્ધ' જીવ તથા અભવ્ય જીવ આશ્રી અનુક્રમે ત્રણે ભાંગા સમુચ્ચે જીવમાં છે'

પાંચ સ્થાવર વર્જીને શેષ ૧૯ દંડકમાં (૧) સોપચયા તે ઉપજ્યા કરે તેનો કાળ આવલિકાનો અસંખ્યાતમો ભાગ છે, (૨) સાપચયા તે ચવ્યા કરે, અંતર ન પડે તેનો કાળ પણ આવલિકાનો અસંખ્યાતમો ભાગ છે (૩) સોપચયા સાપચયા તે સમે સમે ઉપજે ચવે પણ અંતર ન પડે. તેનો કાળ આવલિકાનો અસંખ્યાતમો ભાગ છે તે પછી અવશ્ય અંતર પડે અને પાંચ સ્થાવરમાં સમય સમય ઉપજે ને ચવે તે સર્વકાળે લાભે સ્થાવરમાં ઉપજવા ચવવાનો અંતર પડતો નથી. એટલે આ ત્રીજો ભાંગો ચોવીસે દંડકમાં છે

પાંચ સ્થાવર વર્જીને શેષ ૧૯ દંડકમાં નિરુપચયા તેનો કાળ જેટલો વિરહ તેટલો જ કહેવો. એટલે જે વખતે ઉપજવા ચવવાના બન્ને વિરહો સાથે પડે ત્યારે એ ભાંગો લાભે, પાંચ સ્થાવરમાં એ ભાંગો નથી કેમકે એમાં ઉપજવા તથા ચવવાનો એ બન્ને વિરહો પડતા નથી. અર્થાત્ પાંચ સ્થાવરમાં એક ત્રીજો ભાંગો છે શેષ ૧૯ દંડકમાં ચારે ભાંગા હોય છે

હાયમાન કાળ તે ૨૪ દંડકે આવલિકાનો અસંખ્યાતમો ભાગ વર્ધમાનનો કાળ ૨૪ દંડકમા આવલિકાનો અસંખ્યાતમો ભાગ, અવટ્ઠીયાનો કાળ જઘન્ય ૧ સમય ઉ૦ વિરહકાળથી બમણો જાણવો. પણ સિધ્ધમાં વિરહ તેટલો જ કહેવો. પાંચ સ્થાવરમાં વિરહ જ નથી માટે એમા અવસ્થિત કાળ છે

પ્રશ્ન :- (૧) સોપચયા કાળને વર્ધમાન કાળમાં શું ફેર?

(૨) હાયમાન કાળ ને સાપચયા કાળમા ફેર શું ? (૩) સોપચયા સાપચયા કાળ ને અવઠીયા કાળમા ફેર શું ?

ઉત્તર :– સોપચયા કાળ તે સમયે સમયે લગતા ઉપજે પણ અંતર ન પડે અને વર્દ્ધમાન કાળમાં ઉપજે ઘણાં ને ચ્યવે થોડા, એટલે વધતા રહે, તેને વર્દ્ધમાન કાળ કહીએ. સાપચયા કાળ તે સમયે સમયે ચ્યવે પણ અંતર ન પડે અને હાયમાન કાળ તે પહેલાં જેટલા હોય તેમાથી ઘટે, ચ્યવે અર્થાત્ ચ્યવે ઘણા ને ઉપજે થોડા, તેને હાયમાન કાળ કહીએ.

સોપચયા સાપચયા કાળ તે જે સમયે જેટલા ચ્યવે તે સમયે તેટલા જ અથવા વધારે ઘટાડે પણ ઉપજે, પણ એમા વધઘટ થવાનું પ્રયોજન નથી, એટલે જે સમયે ચ્યવે તે જ સમયે ઉપજે અને અવઠીયા કાળ તે ચ્યવવા અને ઉપજવાનો એ બન્ને વિરહ પડે ત્યારે જેટલા પહેલા હોય તેટલા જ રહે તથા જેટલા ચ્યવે તેટલા જ ઉપજે, પણ વધઘટ ન હોય, તેને અવઠીયા કાળ કહીએ.

અને જે વેળાએ ચ્યવવા તથા ઉપજવા એ બેનો વિરહકાળ હોય તેને નીરૂપચયા કહીએ પાચ સ્થાવરમાં હાયમાન વૃધમાન અવઠીયા એ ૩ કાળ આવલિકાને અસખ્યાતમે ભાગે કહ્યા તે કેમ ?

ઉત્તર–તેમા ચ્યવવા ઉપજવાનો વિરહકાળ તો નથી પણ લગતા ઘણા ઘણા ઉપજે અને થોડા થોડા ચ્યવે એટલે જ્યારે વધે ત્યારે વર્દ્ધમાન કાળ જાણવો પછી તો જરૂર ફેર પડે લગતા વધતા રહે તો આવ૦ અ૦ ભાગ સુધી વધે ૧ એમ જ હાયમાન કાળમાં લગતાં ઘણા ચ્યવે ને થોડા ઉપજે તે હાયમાન કાળ પણ આવ૦ અ૦ ભાગ સુધી રહે પછી જરૂર ફેર પડે ૨ અને જેટલા ઉપજે તેટલા ચ્યવે પણ વધ ઘટ ન હોય તે અવઠીયા કાળ પણ આવ૦ અ૦ ભાગ સુધી પછી જરૂર ફરક પડે.

કાપોત, તેજો, પદ્મ, શુકલ. ૧ ભવ્ય ૧ અભવ્ય. ૫ સમકિત– ઉપશમ, ક્ષયોપશમ, ક્ષાયક, -મિશ્ર, -સાસ્વાદન, ૧ મિથ્યાત્વ ૧ સન્ની ૧ અસન્ની ૧ આહારક ૧ અનાહારક કુલ ૬૨ માર્ગણા. કયાકયા દંડકમા કેટલી કેટલી માર્ગણા હોય નરકના દંડકમાં ૩૬ માર્ગણા હોય છે તે ૧ નરકની ગતિ ૨ પચેંદ્રિયની જાતિ ૩ ત્રશકાય ૬ જોગ ત્રણે ૭ નપુસક વેદ ૧૧ કષાય ચારે ૧૭ જ્ઞાન ૬ તે ૩ જ્ઞાન પહેલા ને ૩ અજ્ઞાન ૧૮ અસયમ ૨૧ દર્શન ૩ પહેલા ૨૪ લેશ્યા ૩ પહેલી ૨૫ ભવ્ય ૨૬ અભવ્ય ૩૧ સમકિત પાચ અને ૩૨ મિથ્યાત્વ ૩૩ સન્ની ૩૪ અસન્ની ૩૫ આહારક ૩૬ અણાહારક એમ ૩૬ જાણવી

ભવનપતિના ૧૦ વ્યતરનો ૧ એ ૧૧ દંડકમા ૩૭ માર્ગણા છે. તે ઉપરોકત ૩૬માથી નરકની ગતિ અને નપુસક વેદ અને ક્ષાયક સમકિત એ વર્જતા શેષ ૩૩ રહે તેમા ૧ દેવગતિ ૨ તેજોલેશ્યા ૩ સ્રીવેદ ૪ પુરુષવેદ એ ૪ માર્ગણા ઉમેરતા ૩૭ જાણવી જ્યોતિષિના દંડકમા ૩૩ માર્ગણા છે તે ઉપરોકત ૩૭માથી ૧ અસન્ની ને ૩ લેશ્યા તે કૃષ્ણાદિ પહેલી એ ૪ માર્ગણા વર્જવી શેષ ૩૩ જાણવી

વૈમાનિકના દંડકમા ૩૬ માર્ગણા છે તે ઉપરોકત ૩૩મા ક્ષાયક સમકિત અને ૧ પદ્મ ૨ શુકલ એ બે લેશ્યા કુલ ત્રણ ઉમેરતા ૩૬ જાણવી પહેલે બીજે દેવલોકે જ્યોતિષિની પેઠે ૩૩ અને ક્ષાયક સમકિત મળી ૩૪ માર્ગણા જાણવી ૩ થી તે ૧૨ દેવલોક સુધી ૩૩ માર્ગણા છે તે ઉપરોકત ૩૪માથી સ્રીવેદ વર્જવો અને ત્રીજે ચોથે ને પાચમે દેવલોકે લેશ્યામા તેજોને બદલે પદ્મ કહેવી ને છઠ્ઠાથી ૧૨મા દેવલોક સુધી પદ્મને બદલે શુકલ કહેવી. નવગ્રૈવેયકમા ૩૨ માર્ગણા છે તે ઉપરોકત ૩૩માથી એક મિશ્ર

સમકિત વર્જવો શેષ ૩૨ જાણવી. પાંચ અનુત્તર વિમાનમાં ૨૭ માર્ગણા છે તે ઉપરોક્ત ૩૨માંથી ૩ અજ્ઞાન ૪ સાસ્વાદન ૫ મિથ્યાત્વ વર્જી શેષ ૨૭ જાણવી.

પૃથ્વીના દંડકમાં ૨૩ માર્ગણા છે તે ૧ તિર્યંચની ગતિ ૨ એકેંદ્રિયની જાતિ ૩ પૃથ્વીકાય ૪ કાયયોગ ૫ નપુંસકવેદ ૯ કષાય ચારે ૧૧ પહેલા બે અજ્ઞાન ૧૨ અસંયમ ૧૩ અચક્ષુદર્શન ૧૭ પહેલી ૪ લેશ્યા ૧૮ ભવ્ય ૧૯ અભવ્ય ૨૦ મિથ્યાત્વ ૨૧ અસંજ્ઞી ૨૨ આહારક ૨૩ અણાહારક એમ ૨૩ જાણવી. અપ અને વનસ્પતિ એ બે દંડકમાં પણ ઉપરોક્ત ૨૩ માર્ગણા જાણવી પણ કાય માર્ગણામાં પોતપોતાની કાય લેવી તેઉ ને વાઉના દંડકમાં ૨૨ માર્ગણા છે તે ઉપરોક્ત ૨૩માંથી તેજુ લેશ્યા વર્જવી ને કાય માર્ગણામાં પોતપોતાની કાય લેવી.

બેઇંદ્રિય તેઇંદ્રિયમાં ૨૬ માર્ગણા છે તે ઉપરોક્ત તેઉની ૨૨ તેમાં પહેલા બે જ્ઞાન ને સાસ્વાદન સમકિત ને વચનયોગ એ ૪ ઉમેરતાં ૨૬ થઈ તેમાં ઇંદ્રિય માર્ગણામાં પોતપોતાની ઇંદ્રિય કહેવી ને કાય માર્ગણામાં ત્રસકાય કહેવી એટલે ૨૬ જાણવી. ચૌરિંદ્રિયમાં ૨૭ માર્ગણા છે તે ઉપરોક્ત ૨૬માં ચક્ષુદર્શન ઉમેરતાં ૨૭ જાણવી ને ઇંદ્રિય માર્ગણામાં પોતાની ઇંદ્રિય કહેવી.

તિર્યંચપંચેંદ્રિયના દંડકમાં ૪૨ માર્ગણા છે તે ૧ તિર્યંચની ગતિ ૨ પંચેંદ્રિયની જાતિ ૩ ત્રસકાય ૬ યોગ ત્રણે ૯ વેદ ત્રણે ૧૩ કષાય ચારે, ૧૬, ૩ જ્ઞાન પહેલા ને ૧૯ ત્રણ અજ્ઞાન ૨૦ દેશવિરતિ ૨૧ અસંયમ ૨૪ દર્શન ૩ પહેલા, ૩૦ લેશ્યા ૬ એ ૩૧ ભવ્ય ૩૨ અભવ્ય ૩૮ સમકિત પાંચ અને મિથ્યાત્વ, ૩૯ સંજ્ઞી ૪૦ અસંજ્ઞી ૪૧ આહારક ૪૨ અણાહારક એવ ૪૨ જાણવી.

મનુષ્યના દંડકમા ૫૦ માર્ગણા છે તે ૧ મનુષ્યની જાતિ, ૨ પંચેદ્રિયની જાતિ, ૩ ત્રસકાય, ૬ યોગ ત્રણ, ૯ વેદ ત્રણ, ૧૩ કષાય ૪, ૨૧ જ્ઞાન અજ્ઞાન આઠ, ૨૮ સયમ આદિ સાત ૩૨ દર્શન ચાર ૩૮ લેશ્યા ૬ ૩૯ ભવ્ય ૪૦ અભવ્ય ૪૬ સમકિત પાચ અને મિથ્યાત્વ, ૪૭ સજ્ઞી ૪૮ અસજ્ઞી ૪૯ આહારક ૫૦ અણાહારક એવં ૫૦ જાણવી

## (૮૮) અલ્પાબહુત્વ દ્વાર

હવે ૨૪ દડકનો અલ્પબહુત્વ કહે છે. ૧ સર્વથી થોડા મનુષ્ય ૨૪ બોલે છે. ૨ તેથી વૈમાનિક અસંખ્યાત ગણા ૨૮ બોલે છે ૩ તેથી ભવનપતિ અસંખ્યાત ગણા ૩૦ બોલે છે માટે. ૪ તેથી નારકી અસંખ્યાત ગણા ૩૧ બોલે છે માટે. ૫. તેથી વાણવ્યતર અસખ્યાત ગણા ૩૯મે બોલે છે માટે. ૬ તેથી જ્યોતિષિ સખ્યાતગણા છે ૪૧મે બોલે છે માટે ૭. તેથી તિર્યંચ પચેંદ્રિય વિશેષાહિયા ૪૪મે બોલે છે માટે ૮ તેથી ચોરિંદ્રિય વિશેષહિયા ૫૦મે બોલે છે, માટે ૯ તેથી તેઇંદ્રિય વિશેષાહિયા ૫૧મે બોલે છે માટે ૧૦. તેથી બેઇન્દ્રિય વિશેષાહિયા ૫૨મે બોલે છે માટે ૧૧ તેથી તેઉકાય અસખ્યાતગુણા ૬૮મે બોલે છે માટે ૧૨ તેથી પૃથ્વીકાય વિશષાહિયા ૬૯મે બોલે છે માટે. ૧૩ તેથી અપકાયયા વિશેષાહિયા ૭૦મે બોલે છે માટે ૧૪ તેથી વાઉકાયયા વિશેષાહિયા ૭૧ મે બોલે છે માટે ૧૫ તેથી વનસ્પતિકાયયા અનંતગણા ૮૯ બોલે છે માટે

## ૮૯ અથ શ્રી વાટે વહેતા જીવના ૩૧ બોલ કહે છે.

૧ વાટે વહેતા જીવમા મિશ્ર વર્જિને શેષ ૩ સમકિત[1]

[1] નોધ – વાટે વહેતા જીવમા ૧૧મે ગુણસ્થાને કાળ કરી સર્વાર્થસિદ્ધ વિમાને જનાર નેજ ઉપશમ સમકિતનો સભવ છે ત્યાં ઉપજી પછી ક્ષયોપશમ સમકિત પામે તત્ત્વ કેવળી ગમ્ય, બીજા વાટે વહેતા જીવને ઉપશમ સમકિત ન હોય.

અને મિથ્યાત્વ હોય. ૨ વાટે વહેતા જીવમા ૧ તૈજસ ૨ કાર્મણ એ બે શરીર હોય. ૩ વાટે વહેતા જીવમા ગુણઠાણાં ૧-૨-૪ એ ત્રણ હોય. ૪ વાટે વહેતા જીવમા ઉપયોગ ૧૦ હોય તે ૧ મનપર્યવજ્ઞાન ૨ ચક્ષુદર્શન એ બે વર્જ્યા.

૫ વાટે વહેતા જીવમા ફક્ત ભાવઇન્દ્રિય ૫ તે છદ્મસ્થ આશ્રી સમજવી, કેવળીને નથી. ૬ વાટે વહેતા જીવમાં જોગ ૧ કાર્મણનો, ૭ વાટે વહેતા જીવમા લેશ્યા ૬ તે સિદ્ધને નથી.

૮ વાટે વહેતા જીવમાં દષ્ટિ ૨ તે મિશ્ર વર્જવી. ૯ વાટે વહેતા જીવમા અજ્ઞાન ૩ હોય. ૧૦ વાટે વહેતા જીવમાં સમુદ્ઘાત બે પહેલી. ૧૧ વાટે વહેતા જીવમા જ્ઞાન ૪ તે મનપર્યવ જ્ઞાન વર્જ્યું

૧૨ વાટે વહેતા જીવમાં દર્શન ૩ તે ચક્ષુદર્શન વર્જ્યું ૧૩ વાટે વહેતા જીવમા સત્તામા વેદ ૩ હોય ને અવેદી પણ હોય ૧૪ વાટે વહેતા જીવમાં પર્યાપ્તિ ૬ માહેલી એકે નથી, ૧૫ વાટે વહેતા જીવમાં સ્થિતિ જઘન્ય ૧ સમયની ઉત્કૃષ્ટી ૪ સમયની, ૧૬ વાટે વહેતા જીવમા કષાય ૪ હોય, ૧૭ વાટે વહેતા જીવમાં ઇંદ્રિય સહિત તથા રહિત હોય, ૧૮ વાટે વહેતા જીવમા જીવના ભેદ ૭ હોય તે અપર્યાપ્તા લેવા.

૧૯ વાટે વહેતા જીવમાં સમકિતિ અને મિથ્યાત્વિ હોય, ૨૦ વાટે વહેતા જીવમા ૧ આયુષ્ય પ્રાણ હોય, ૨૧ વાટે વહેતા જીવમા સન્ની તથા અસન્ની હોય, ૨૨ વાટે વહેતા જીવમા ત્રસ તથા સ્થાવર હોય, ૨૩ વાટે વહેતા જીવમા આત્મા ૭ તે ચારિત્રાત્મા વર્જવો, ૨૪ વાટે વહેતા જીવમા સન્ના ૪ હોય ૨૫ વાટે વહેતા જીવમા ભાષામા 0 ૨૬ વાટે વહેતા જીવમા કરણું ૨૮ હોય.

૧ દ્રવ્ય ૫, શરીર તે જસ-કાર્મણ ૨ કષાય-૪ લેશ્યા ૬ સમુદ્ઘાત-૨ સન્ના ૪ દષ્ટિ ૨, વેદ ૩ એવં ૨૮

૨૭ વાટે વહેતા જીવમા હેતુ[૨] ૩૩ હોય, ૨૮ વાટે વહેતા જીવમા સૂક્ષ્મ તથા બાદર હોય, ૨૯ વાટે વહેતા જીવમાં અણાહારિક છે, ૩૦ વાટે વહેતા જીવમા ક્રિયા સહિત તથા રહિત હોય, ૩૧ વાટે વહેતા જીવમાં જોગ એક કાર્મણ કાયનો છે

૨ ૧ અનાભોગ મિથ્યાત્વ ૨૫ કષાય ૬ અવિરતિ (છકાયના વધરૂપ) ૧ કાર્મણકાય યોગ એવ ૩૩.

* * *

હવે શિઘ્ર બોધ થાવાને માટે ૨૫૨ દ્વાર યત્રથી કહે છે.

તેના કોઠા ૨૧૪મા પેઇજથી શરૂ થાય છે તે કોઠામા જે શબ્દો બાધેલા છે તેની પૂરી સમજણ આ કોઠાની વિગત પૂરી થાય છે ત્યા આપેલ છે.

| આંક | | ૭નં નો૧ ઉદ્દે | ૧૦ બ.પ. ના ૧૦ ઉદ્દે | પૂનો ઉ ૧૨ | પાનો ઉ ૧૩ | તેઉનો ઉ ૧૪ | વાઉનો ઉ ૧૫ ||
|---|---|---|---|---|---|---|---|
| ૧ | નામ દ્વાર | | | | | | |
| ૨ | સા. જીવ ભેદ ૧૪માંથી | ૩ | ૩ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૩ | વિ જીવ ભેદ ૫૬૩માંથી | ૧૪ | ૫૦ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૪ | અપ. આહા. અણાહા. દ્વા | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૫ | પર્યાપ્તા આહા અણાહા. | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૬ | આભોગ અણા. આ. દ્વા. | ૨ | ૨ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૭ | કેટલી દિશો આ. લીએ | ૬ | ૬ | ૩-૬ | ૬ | ૬ | ૩-૬ |
| ૮ | આહારેચ્છાનું અંતર | અ મુ | ૧સ. ઉ બેથી ૯ દિ | સમય ,, | સમય ,, | સમય ,, | સમય ,, |
| ૯ | સચિતાદિ આહાર ૩માંથી | ૧ | ૧ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૧૦ | ઓજાદિઆહાર ૩માંથી | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૧૧ | શ.દ્વાર બે કારણે(રાગ, દ્વેષ) | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૧૨ | શ. દ્વાર ૪ કારણ (૪ કષાય) | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૧૩ | શરીર પ્રાપ્તિ દ્વાર પાંચમાંથી કેટલા | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ |
| ૧૪ | શરીર પર્યાપ્તિ કાળ | અ | અ | અ | અ | અ | અ |
| ૧૫ | બાહ્ય શરીર ૩માંથી | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ |
| ૧૬ | અભ્યંતર શરીર બેમાંથી | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૧૭ | ઔદારીક બધેલગા દ્વાર | નથી | નથી | છે | છે | છે | છે |
| ૧૮ | ઔદારીક મુકેલગા દ્વાર | છે | છે | છે | છે | છે | છે |
| ૧૯ | વૈક્રિય બધેલગા દ્વાર | છે | છે | નથી | નથી | નથી | છે |
| ૨૦ | વૈક્રિય મુકેલગા દ્વાર | છે | છે | છે | છે | છે | છે |
| ૨૧ | આહારક બધેલગા દ્વાર | નથી | નથી | નથી | નથી | નથી | નથી |
| ૨૨ | આ મુકેલગા દ્વા (ભજના) | છે | છે | છે | છે | છે | છે |

| વ નો દં.૧૬ | બે.નો દં ૧૭ | તેઇદ્રિનો દંડક ૧૮ | ચૌ નો દં. ૧૯ | તિ.પ નો દંડક ૨૦ | મનુષ્યનો દંડક ૨૧ | વા.નો દં.૨૨ | જ્યો નો દં. ૨૩ | વૈ.નો દં. ૨૪ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | ૨ | ૨ | ૨ | ૪ | ૩ | ૩ | ૨ | ૨ |
| ૬ | ૨ | ૨ | ૨ | ૨૦ | ૩૦૩ | ૫૨ | ૨૦ | ૭૬ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૧ | ૧ | ૧ |
| ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ |
| સમય<br>,, | અં. | અ. | અ. | જ. અ<br>ઉ છઠ<br>ભકત | જ. અ.<br>ઉ અઠમ<br>ભકત | જ ૧<br>અ ઉ ૯<br>દિવસ | જ ઉ,<br>બેથી<br>૯દિ. | જ બે<br>થી ૯<br>દિ ઉ.<br>૩૩હ.વ. |
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૧ | ૧ | ૧ |
| ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૨ | ૨ | ૨ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૫ | ૩ | ૩ | ૩ |
| અ | અ: | અ | અ | અ | અં | અં | અ | અ. |
| ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૩ | ૧ | ૧ | ૧ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| છે | છે | છે | છે | છે | છે | નથી | નથી | નથી |
| છે | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| નથી | નથી | નથી | નથી | છે | છે | છે | છે | છે |
| છે | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| નથી | નથી | નથી | નથી | નથી | છે | નથી | નથી | નવી |
| છે | છે | છે | છે | છે | છે | છે | છે | છે |

| | ના. | ભ. | પૃ | પા. | તે | વા. |
|---|---|---|---|---|---|---|
| ૨૩ તેજસ બ પેલગા દ્વાર | છે | છે | છે | છે | છે | છે |
| ૨૪ તેજસ મુકેલગા દ્વાર | છે | છે | છે | છે | છે | છે |
| ૨૫ કાર્મણ બ પેલગા દ્વાર | છે | છે | છે | છે | છે | છે |
| ૨૬ કાર્મણ મુકેલગા દ્વાર | છે | છે | છે | છે | છે | છે |
| ૨૭ ઇંદ્રિય લબ્ધિ દ્વાર | ૫ | ૫ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૨૮ ઇંદ્રિય નિષ્પન્નકાલ દ્વાર | અ.ત. | અ.ત. | અ.ત. | અ.ત. | અ.ત. | અ.ત. |
| ૨૯ દ્રવ્યેંદ્રિય દ્વાર | ૧૦ | ૧૦ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૩૦ ભાવેંદ્રિય દ્વાર | ૧૦ | ૧૦ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૩૧ ઇંદ્રિય નામદ્વાર | ૫ | ૫ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૩૪ ઇંદ્રિય કામી દ્વાર | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૫ ઇંદ્રિય ભોગી દ્વાર | ૩ | ૩ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૩૬ ઇંદ્રિય ઉપયોગકાલ દ્વાર | અ.ત. | અ.ત. | અ.ત. | અ.ત. | અ.ત. | અ.ત. |
| ૩૭ ઇંદ્રિય અર્થ અવગ્રહ કાલ દ્વાર | ૧ સમય | ૧ સમય | પ્રથમ સ્થાવર તથા ત્રણ | | | |
| ૩૮ ઇંદ્રિય ઇહાકાલ દ્વાર | અ.ત. | અ.ત. | ૦ | ૦ | ૦ | ૦ |
| ૩૯ ઇંદ્રિય અવાયકાલ દ્વાર | અ.ત. | અ.ત. | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪૦ ઇંદ્રિયધારણાકાલ દ્વાર | સં.અ. કાલ | સં.અ. કાલ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪૧ ઇંદ્રિય અર્થાવગ્રહ કાલ અભિગ્રહથી સામ પરિ. અને પદાર્થોના ભાવ સમ. આમી | જ ૧સ. ઉ સ અ.કાલ | જ ૧સ. ઉ સ અ.કાલ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૪૨ ઇંદ્રિય વ્યંજનાવગ્રહ કાલ દ્વાર | જ આ.અ. ઉ પ્ર. શ્વાસ | જ આ.અ. ઉ પ્ર. શ્વા.પ્ર. | | | આવલીકાનો | |

| વ. | બે. | તે | ચૌ | તિ | મ | વ્ય | જ્યો | વૈ |
|---|---|---|---|---|---|---|---|---|
| છે | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| છે | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| છે | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| છે | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ |
| અત | અત | અત | અંત | અત | અત | અત | અત | અત |
| ૨ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ૨ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૧ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| અત | અત | અત | અત | અત | અત | અત | અત | અત |
| વિગલેન્દ્રિય આશ્રી એક સમય તત્વ કેવળી ગમ્ય | | | | | | | | |
| ૧ | ૧ | ૧ | ૧ | ૧સમય | ૧સમય | ૧સમય | ૧સમય | ૧સમય |
| ૦ | ૦ | ૦ | ૦ | અત | અંત | અત | અત | અત |
| ૦ | ૦ | ૦ | ૦ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૦ | ૦ | ૦ | ૦ | સં અ કાલ | સ અ કાલ | સ અ કાલ | સ અ કાલ | સ અ કાલ |
| ૦ | ૦ | ૦ | ૦ | જ ૧સ ઉ સ અ કાલ | જ ૧સ ઉ સં અ કાલ | જ ૧સ ઉ સ અ કાલ | જ ૧સ ઉ સ અ કાલ | જ ૧સ ઉ સ અ કાલ |
| અસખ્યાતમો ભાગ તત્વ કેવલી ગમ્ય | | | | જ આ અ ભા ઉ પ્ર | જ આ અ ભા ઉ પ્ર | જ આ અ ભા ઉ પ્રં | જ આ અ ભા ઉ પ્રં | જ આ અ ભા ઉ પ્ર |

શ્વાસ

| ૧ | બે | તે | ચૌ | તિ | મ | વ્ય | જ્યો | વૈ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | જ ૧સ. ઉ સ અ કાલ | જ ૧સ ઉ સ અ કાલ | જ ૧સ ઉ સ અ કાલ | જ ૧સ ઉ સ. અ. કાલ | જ ૧સ ઉ સં અ કાલ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | છે | છે | છે | છે | છે |
| છે | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| ૦ | ૦ | ૦ | છે | છે | છે | છે | છે | છે |
| છે | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| ૦ | ૦ | છે | છે | છે | છે | છે | છે | છે |
| છે | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| ૦ | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| છે | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| છે | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| છે | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| અ. | અં. | અ. | અ. | અ | અં. | અ. | અ, | અ. |
| નિ. | નિ, | નિ. | વિ. | નિ | નિ | જ. ૭ થો. ઉ. પ્ર સુ | જ ઉ.પ્ર, સુ. | જ પ્ર સુ. ઉ, ૩૩ પક્ષ |
| ૦ | અં. | અં. | અ | અ | અ | અં | અ. | અ |
| ૦ | છે | છે | છે | છે | છે | છે | છે | છે |
| છે | છે | છે | છે | છે | અ૦ કે૦ પ૦ અ૦ અપર્યાપ્ત કેવળ સમુ અ | છે | છે | છે |
| ૦ | જ.૨સ. ઉ અં | જ.૨સ ઉ.અં. | જ ૨સ. ઉ અ, | જ ૨સ. ઉ અ | જ ૨સ ઉ અ | જ ૨સ ઉ અ, | જ ૨સ ઉ.અ | જ.૨સ ઉ અ, |

| | ના. | ભ | પૃ | પા. | તે. | વા. |
|---|---|---|---|---|---|---|
| ૬૧ આભાવન કાલ દ્વાર<br>જ અતમું ઉ અનતકાળ | જ અ<br>ઉ અ. | જ અ<br>ઉ અ. | જ અ<br>ઉ અ. | જ અ<br>ઉ અ. | જ અ<br>ઉ અ. | જ અ<br>ઉ અ. |
| ૬૨ ચાર ભાષા દ્વાર | ૪ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬૩ મન પર્યાપ્તિ નીપ. કાલ દ્વાર | અ | અ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬૪ મન પર્યાપ્તિ કાલ દ્વાર | જ ૧સ.<br>ઉ અ | જ સ.<br>ઉ અ | ૦ | ૦ | ૧ | ૦ |
| ૬૫ ચાર પ્રકારના મનનું દ્વાર | ૪ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬૬ પર્યાપ્તિ દ્વાર | ૬ | ૬ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૬૭ પર્યાપ્તા અપર્યાપ્તા દ્વાર | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૬૮ શાશ્વતા પર્યાપ્તા દ્વાર | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૬૯ શાશ્વતા અપર્યાપ્તા | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૭૦ સવીર્ય અવીર્ય દ્વાર | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૭૧ કર્મોત્પત્તિ દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૭૨ મૂલ પ્રકૃતિ બંધ દ્વાર | ૭-૮ | ૭-૮ | ૭-૮ | ૭-૮ | ૭-૮ | ૭-૮ |
| ૭૩ મૂલ પ્રકૃતિ બંધ દ્વાર | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ |
| ૭૪ મૂલપ્રકૃતિ વેદ દ્વાર | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ |
| ૭૫ મૂલપ્રકૃતિ ઓદીરણા દ્વાર | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ |
| ૭૬ મૂલપ્રકૃતિ નિર્જરા દ્વાર | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ |
| ૭૭ મૂલપ્રકૃતિ સત્તા દ્વાર | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ |
| ૭૮ ઘાતિ કર્મ દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૭૯ અઘાતિ કર્મ દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૮૦ ઉત્તર પ્રકૃતિ બંધ દ્વાર | ૧૦૧<br>ઓઘે | ૧ ૩ | ૧૦૯ | ૧૦૯ | ૧૦૫ | ૧ ૫ |
| ૮૧ ઉત્તર પ્રકૃતિ ઉદય દ્વાર | ૮૦ | ૮૫ | ૮૧ | ૭૯ | ૭૯<br>૭૮ | ૮૦-૭૯<br>૭૮ |
| ૮૨ ઉત્તરપ્રકૃતિ ઓદીરણા દ્વાર | ૮ | ૮૫ | ૮૧ | ૭૯ | ૭૯-૭૮ | ૮૦-૭૯<br>૭૮ |

| સ | એ | તે | ચૌ | તિ | મ | વ્યં | જ્યો | વૈ. |
|---|---|---|---|---|---|---|---|---|
| જ અ | જ અ. | જ અં | જ અ | જ અં | જ અ | જ અ | જ અં | |
| ઉ અ | ઉ અ | ઉ અ | ઉ અ | ઉ અ | ઉ અ | ઉ અ | ઉ અ | |
| ૦ | ૧ | ૧ | ૧ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૦ | ૦ | ૦ | ૦ | અ. | અ | અ. | અં | અં. |
| ૦ | ૦ | ૦ | ૦ | જ ૧સ ઉ અં | જ ૧સ ઉ અ | જ ૧સ ઉ અ | જ ૧સ ઉ. અ | જ ૧સ ઉ અ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૪ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૭-૮ | ૭-૮ | ૭-૮ | ૮-૮ | ૮-૮ | ૮-૭ ૬-૧ નેઅબ ઘક | ૭-૮ | ૭-૮ | ૭-૮ |
| ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮-૭-૪ | ૮ | ૮ | ૮ |
| ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮-૭૪ | ૮ | ૮ | ૮ |
| ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮-૭ ૬ | ૮ | ૮ | ૮ |
| ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૫-૨ને ૮-૭-૪ | ૮ | ૮ | ૮ |
| ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮-૭ ૮ | ૮ | ૮ | ૮ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪છેનેનથી | ૪ | ૪ | ૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૧૦૯ | ૧૦૯ | ૧૦૯ | ૧૦૯ | ૧૧૭ | ૧૨૦ | ૧૦૩ | ૧૦૩ | ૧૦૪સ |
| ૮૧ | ૮૩ | ૮૩ | ૮૩ | ૧૦૨ | ૧૦૪ | ૮૫ | ૮૫ | ૮૫ |
| ૮૧ | ૮૩ | ૮૩ | ૮૩ | ૧૦૨ | ૧૦૪ | ૮૫ | ૮૫ | ૮૫ |

| | ના. | ભ. | પૂ. | પા. | તે. | ચૈ. |
|---|---|---|---|---|---|---|
| ૮૩ ઉત્તર પ્રકૃતિ સત્તા દ્વાર | ૧૪૮ | ૧૪૮ | ૧૪૮ | ૧૪૮ | ૧૪૮ | ૧૪૮ |
| ૮૪ ધ્રુવ બંધ ઉત્તર પ્રકૃતિ દ્વાર | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ |
| ૮૫ અધ્રુવ બંધી ઉત્તર પ્રકૃતિ દ્વાર | ૫૪ એક ૬૨ | ૫૬ | ૬૨ | ૬૨ | ૫૮ | ૫૮ |
| ૮૬ ધ્રુવોદયી ઉત્તર પ્રકૃતિ દ્વાર | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ |
| ૮૭ અધ્રુવોદયી ઉત્તરપ્રકૃતિ દ્વાર | ૫૩ | ૫૮ | ૫૪ | ૫૨ | ૫૨ ૫૧ | ૫૧ ૫ ૫૩ |
| ૮૮ ધ્રુવસત્તા ઉત્તર પ્રકૃતિ દ્વાર | ૧૨૬ | ૧૨૬ | ૧૨૬ | ૧૨૬ | ૧૨૬ | ૧૨૬ |
| ૮૯ અધ્રુવસત્તા ઉ પ્રકૃતિ દ્વાર | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ |
| ૯૦ આયપજ્જડિયાદી ક્રોધ દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૯૧ આયપજ્જડિયાદિમાન દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૯૨ આયપજ્જડિયાદિમાયા દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૯૩ આયપજ્જડિયાદિ લોભ દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૯૪ આભોગનિવર્ત્યાદિ ક્રો. દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૨ | ૪ |
| ૯૫ આ. નિવર્ત્યાદિમાન દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૯૬ આ. નિવર્ત્યાદિ માયા દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૯૭ આ. નિવર્ત્યાદિ લોભ દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૯૮ ક્ષેત્રાદિ ક્રોધોત્પત્તિ દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૯૯ ક્ષેત્રાદિમાનોત્પત્તિ દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૧૦૦ ક્ષેત્રાદિમાયોત્પત્તિ દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૧૦૧ ક્ષેત્રાદિ લોભોત્પત્તિ દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૧૦૨ મૂળ કષાય દ્વાર | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૧૦૩ ઉત્તર કષાય દ્વાર | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ |
| ૧૦૪ નોકષાય દ્વાર | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ |
| ૧૦૫ વેદ દ્વાર | ૧ | ૨ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧૦૬ મૂળયોગ દ્વાર | ૩ | ૩ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧૦૭ ઉત્તર યોગ દ્વાર | ૧૧ | ૧૧ | ૩ | ૩ | ૩ | ૫ |
| ૧૦૮ શાશ્વતા યોગ દ્વાર | ૯ | ૯ | ૩ | ૩ | ૩ | ૩ |

| ધ | ભિ | તે | ચૌ | તિ | મ | વ્ય | જ્યો | વૈ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૪૮ | ૧૪૮ | ૧૪૮ | ૧૪૮ | ૧૪૮ | ૧૪૮ | ૧૪૮ | ૧૪૮ | ૧૪૮ |
| ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ઓ. |
| ૬૨ | ૬૨ | ૬૨ | ૬૨ | ૭૦ | ૭૩ | ૫૬ | ૫૬ | ૫૭એ. |
| ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭-૨૬ |
| ૫૪ | ૫૬ | ૫૬ | ૫૬ | ૭૫ | ૭૮ | ૫૮ | ૫૮ | એકંદર ૫૮ |
| ૧૨૬ | ૧૨૬ | ૧૨૬ | ૧૨૬ | ૧૨૬ | ૧૨૬ | ૧૨૬ | ૧૨૬ | ૧૨૬ |
| ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ |
| ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ |
| ૧ | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૨ | ૨ | ૨ |
| ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૩ | ૪ | ૪ | ૪ | ૧૩ | ૧૫ | ૧૧ | ૧૧ | ૧૧ |
| ૩ | ૨ | ૨ | ૨ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ |

| | ના. | ભ. | પૃ. | પા. | તે. | વા. |
|---|---|---|---|---|---|---|
| ૧૦૯ અશાશ્વતા યોગ દ્વાર | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૨ |
| ૧૧૦ લેશ્યા દ્વાર | ૩ | ૪ | ૪ | ૪ | ૩ | ૩ |
| ૧૧૧ સંક્લિષ્ટ લેશ્યા દ્વાર | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૧૧૨ અસંક્લિષ્ટ લેશ્ના દ્વાર | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૧૧૩ ગુણ ઠાણા દ્વાર | ૪ | ૪ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧૧૪ અમર ગુણ સ્થાનક દ્વાર | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૧૫ મરતા ગુણ સ્થાનક દ્વાર | ૩ | ૩ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧૧૬ શાશ્વતા ગુણ ઠાણા દ્વાર | ૨ | ૨ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧૧૭ અસાસ્વતા ગુણ ઠાણા દ્વાર | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૧૮ ગુણ સ્થાનક સ્પર્શના દ્વાર | ૪ | ૪ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧૧૯ સમકિત પાચમાથી વેદક ફક્ત મનુષ્યમા જ હોય | ૪ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૨૦ મિથ્યાત્વ દ્વાર | ૫ | ૫ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧૨૧ દૃષ્ટિ દ્વાર | ૩ | ૩ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧૨૨ જ્ઞાન દ્વાર | ૩ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૨૩ અજ્ઞાન દ્વાર | ૩ | ૩ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૧૨૪ દર્શન દ્વાર | ૩ | ૩ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧૨૫ મૂલોપયોગ દ્વાર | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૧૨૬ સાગારિવર્ત્તતા ઉપયોગ દ્વાર | ૬ | ૬ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૧૨૭ અણાગારો વર્ત્તતાઉપયોગ દ્વાર | ૩ | ૩ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧૨૮ ઉત્તર ઉપયોગ દ્વાર | ૯ | ૯ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૧૨૯ પારાણીયા ઉપયોગ દ્વાર | ૬ | ૬ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૧૩૦ અપારાણીયા ઉપીયોગ દ્વાર | ૩ | ૩ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૧૩૧ સાગાર પારણીયા ઉ દ્વાર | ૪ | ૪ | ૧ | ૧ | ૧ | ૧ |

